“કૈયસરે હિન્દ”ના ગ્રાહકોને સાલ ૧૯૨૩ ની ભેટ.

Ref No. 282



# જો તેવું બને તો અને અગાસમાં છુટી.



'કયસરે હીંદ'ના ગ્રાહકોને સાલ ૧૯૨૩ ની ભેટ.

# કરો તેવું ભરો

યાને

# બગલમાં છુરી.



ધ૦ ન૦ પટેલ.

"કયસરે હીંદ" ના ગ્રાહકોને સાલ ૧૯૨૩ ની ભેટ.

# કરો તેવું ભરો

યાને

# બગલમાં છુરી!

લખનાર—ધનજીભાઇ ન૦ પટેલ.

જી. બી. વી. સી.

તે લહલા યાને તીલેસ્માતી બાગ, કાળાં મેંઢાં, ઓરતનો ગુલાંમ, ચશમનો ખસમ, નફખોહાબાદ, ગંધાતા ગુલાબ, અને કલીઓપેત્રા વીગેરે પુસ્તકોના કર્તા.

"The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the skill with which it is studied, and the judgment, with which it is selected."—
Buckle's Civilization. I., 7 (1858)



મુંબઇ.

આ પુસ્તક ધી "કયસરે-હીંદ" પેપર પ્રીંટીંગ વર્કસ, ઓલ્ડ સાસુન બીલ્ડીંગ, કોટ, મુંબઇમાં મી૦ ખોરશેદશાહ રૂસ્તમજી હીરજીબેહદીને છાપ્યું છે, અને એજ ઠેકાણેથી પોતાને માટે પ્રગટ કર્યું છે.

# બે બોલ.

ગુજરાતી સાહીત્યના એક અદના સેવક તરીકે આજ મુદ્દત થઇ વાંચક વર્ગની હું જે કાંઇ સેવા મારી શકતી અને ગુંજાસ પ્રમાણે કરતો રહયો છું, તેના બદલામાં આજ દન સુધી વાંચક વરગ તરફથી અને જે અતી સંતોશકારક ઉત્તેજન દર સાલ મળતું રહયું છે, તે માટે તેમનો ઉપકાર જાહેરમાં માનવાની આ તક હું જતી મુકતો નથી. એક વારતામાં ફકત નેકી અને સદગુણોવાલાજ બનાવો ચીતારવા જોઇએ, એવું કાંઇ ફરજ્યાત નથી. આદમી કાંઇ ફરેસતો નથી. તે ભુલ સાથ ભેલાયલો ભુલને પાત્ર છે, અને જેમ આ ક્ષણભંગુર જગતમાં ભલાંઓ ભલાઇ અને નેકી કરતાં જણાય છે, તેમ વળી બીજા હાથ ઉપર ભુંડે રસતે ચાલનારાંઓબી આ સંસારની ફાંની જીંદગીમાં આપણને કદમ કદમ પર રોજબરોજ મલતાં રહે છે. માટે એક વારતામાં જેમ નેકોની નેકી અને ભલાઇના ચીતાર ચીતરાવવાની જેઓ જીકર કરે છે, તેઓ બુરાઇ અને ભુંડાઇના ચીતાર ચીતરાવવાની વિરૂધ કયાં મોતેબર કારણ રજુ કરે છે, તે જણાતાં નથી.

એક વારતાની ચોપડીમાં જેમ સારા નીતીવાલા ચીતારો ચીતરાવા જોઇએ, તેવીજ રીતે તેથી ઉલટા ચીતારોની હાલતબી દરશાવવાની અવસ્ય જરૂર છે, અને તે વાંચનારના લાભ માટેજ છે, સબબ એક વાંચનાર અગરજો એક વારતામાં ચીતારેલા નેક બનાવો વાંચી તેનું મનન કરતો હોય, અને જો બદીથી ઉપજતાં પરીણામ, બદીમાં ફસ્યાથી આવતાં ભયંકાર સેવટો, તથા લોભ લાલચ અને કામ ક્રોધમાં ગુંતાયાથી આવતા બુરા અને ભુંડા ફેલોના અંત, તે વારતામાં વિગતવારે ચીતારયા નહી હોય, તો વાંચનાર તેમાંથી જે બોધ અને નશીયતનો સાર મેળવી શકે' તે તેને મલતો નથી. આ મારા વિચારથી આપણા નુકતેચીનીઓએ એમ સાર નહી ખેંચવો કે, અનીતીભરયાં પુસ્તકો છાપવા અને છપાવવાની હું તરફદારી કરૂં છું. મારે જે બતાવવું છે, તે એજ કે એક વારતામાં બનતા બનાવોના ચીતારનું સમતોલપણું જાળવવા માટે જેટલી જરૂર કોઇબી બાબદની સફેદ બાજુ ચીતારવાની છે, તેટલીજ જરૂર તેજ બાબદની કાળી બાજુ ચીતારવાની છે. ત્યારેજ એક વારતા પોતાનું સમતોલપણું જાળવી રાખે છે, અને તેજ વારતા સમપુર્ણ ગણાય છે.

વારતા લખનારાંઓ પોતાની ફતેહનો મોટો આધાર નુકતેચીનીઓને આધારે પડેલો સમજે છે. પણ હું કહું છું કે એવા નુકતેચીનીઓથી

ભુકા ઉધરતા પારસી લેખકોને બચાવે. નુકતેચીનીનો તરજુમો અગરજો કોઇ મને પુછે તો હું એકજ જવાબ આપું કે 'ભાંજે નહી તેટલાં ભાંગડાં કરનારાઓ.' આ મારા ટીકા હું કાંઇ હરેક નુકતેચીનીઓને લાગુ પાડતો નથી. તેમ સરવે કાંઇ સુધા નુકતેચીનીઓ હોતાબી નથી. એવા નુકતે-ચીનીઓને કોઇ લખનાર સાથ અગરજો કાંઇ આગલ પાછલનો હિસાબ ચુકવવાનો રહી ગયો હોય, તો નુકતેચીની કરવાને બાંહાણે તે તેનો ઝટ સરવાલો કરી નાખે છે.

એટલાં માટે વારતા લખનારા મારાં ભાઇબંધ અને બેહનોને મારી એક અદના સલ્લાહ છે, કે તેઓએ પોતાના પુસ્તકોની પરીક્ષા નુકતે-ચીનીઓ પાસથી કરાવવાની ઇનતેજારી મુકી દઇ પોતાના વાંચનારાંઓનેજ પોતાના પુસ્તકનું તોલ કરવા દેવું. તમારાં લખાણુ અગરજો ઝમકદાર પાણીના હશે, તો તમને જાહેર નુકતેચીનીઓને આધારે રહેવાની કાંઇબી જરૂર પડશે નહી. તમારાં વાંચનારાંઓજ તમારા નુકતેચીનીઓ બનશે, અને તેઓજ તમને ઘટીત બદલો આપશે. ખરો લાભ તો તમારા વાંચનારની સીફારસથીજ તમને થશે. એટલું છતાં કોઇ સ્વતંત્ર નુકતેચીન એક લખનાર ઉપર મુજાહેમત કરે, તો તેથી તે લખનારે ડરવા કરતાં વધારે ખુશી થવું જોઇએ. એક જાહેર લખનારે પોતાની પીઠ નુકતેચીનીઓના ટીકાના બાણુ માટે સદા ખુલ્લી રાખવી જોઇએ. સ્વતંત્ર ટીકાના હજારો હડહડતાં ઝેરી બાણુના જખમો, કેઇબી સુધો લખનાર ખુશીથી સેહવા તઇયાર થશે; અને કોઇબી પ્રકારના હવેશભાવિક ટીકાના હુમલામાંથી પોતાને બચાવનાર તરીકે તે પોતાના વાંચકોને રજુ કરશે.

લા૦ સેવક તમારો,

ડી. એન. પટેલ.

## સાંકળીયું.

પ્રકરણ પાનું

---

# કરો તેવું ભરો

## યાને

# બગલમાં છુરી!

---:o:---

## પ્રકરણ ૧ લું.

---:o:---

### 'ગરીબના નસીબ ગરીબ.'

'ચાહે તઇયાર છે કે દીકરા?'

"બાવાજી ચાહે તો તઇયાર છે, પણ ખાંડ કાલ સાંજની ખપી રેહીછ?"

'ખાંડ ખપી રેહીછ દીકરા?'

'હા, બાવાજી. જુવોની પા સેર ખાંડને આજે કેટલા દાહાડા થયા? સોમવારે તમે રાતના લાયા'તા, ને આજે શનીવાર થયો?'

'અંહ! કંઇ ફિકર નહી, માય, કાંઇ ફિકર નહી. ખુદાય જેવો દાતાર છે. હું સાંજના આવતી વખતે એક સેર લેતો આવસ દીકરા.'

'ત્યારે બાવાજી, તમે હમણા ચાહે નહી પીશો કે?'

'નહી દીકરા. મને હમણા ચાહે જોઇતી નથી. પણ જોની દીકરા, મારા ગજવામાં એક દોટયું હોય તો કાહડ, ને હેઠેના દુધવાળાને કેહ કે સાંજના વાણીયાની દુકાનપરથી એક પઇસાની ખાંડ લાવી આપે.'

ઉપલી વાતચીત વીકાજી મેહરજી તાલેવંતા અને તેવણની લાડકી દીકરી હીલ્લા વચ્ચે એક શનીવારની સહવારના કોટના ગોલવાડની ગલી મધે આવેલાં તેમના મકાનમાં થતી હતી.

આ મકાન તવંગરીમાંથી ગરીબીમાં આવી પડેલા એક આતબર પારસીની ગરીબ જીંદગીનો આબેહુબ ચીતાર રજુ કરતું હતું.

લાખોની દોલતની ધુળધાણી કીધા બાદ, વીકાજી તાલેવંતા ગરીબી હાલતમાં એટલા બધા તો આવી પડયા હતા, કે જેઓની ટેબલ ઉપર એક

વખત સેંકડો ખુશામતનાં ખોળીયાં બીશજી તેવણુને રીઝવતા હતા, તેવણુ આજે સહવારના એક પઇસાની ખાંડને માટે મોહતાજ થઇ પડયા હતા.

હીલ્લા, તાલેવંતાના વીકાજીની સરવેથી નાહની પણુ લાડકી દીકરી હતી. ઉમરમાં આ જવાન છોકરી પંદરથી સત્તર વરશની હતી. દેખાવમાં તે સોહામણી અને એટલી તો રૂપાળી હતી, કે તેની ખુબસુરતી ઉપર કોટમાં વસતા જવાન પારસી પોરીયાઓ મોહી પડી, પરણુવાના માગાં ઉપર માગાં મોકલતા હતા, અને વીકાજી મેહરજી તે માગાં લાવનારાઓને જેમ તેમ કરી પાછા ફેરવતા હતા.

હીલ્લાની ઉમર જોકે નાહની હતી, પણુ દેખાવમાં તે પોતાની ખરી ઉમર કરતાં બે ત્રણુ વરસ મોટી હોય એમ દેખાતી હતી. વીકાજીનો આ છોકરી ઉપર બેહદ પ્યાર હતો. પોતાની ગરીબીના સરવે સંકટો ફકત તેવણુ હીલ્લાને માટેજ ઉઠાવતા હતા.

જવાન હીલ્લા પોતાના બાપની તમામ મુશકેલીથી જાણીતી હોવાથી તેવણુના દુ:ખથી તે દુ:ખી થતી હતી, અને હર વખતે તેવણુને જરાગી વિચારમાં પડેલા જોઇ તેવણુનો જીવ કાંઇ નહી ને કાંઇ વાતો કરાવી તે રીઝવતી હતી.

ગરીબીનો બોજો વીકાજી તાલેવંતા ઉપર પડેલો હોવા છતાં, તેવણુની છેલ્લી અને મોટી ઉમેદ હીલ્લાને કેળવણી આપી, કોઇ સારે ઠેકાણે ઠર પાડવાની હતી. પોતાના પુરાણા અને માનવંત ખાનદાનનું ખમીર હજી તેવણુની છાતીમાં જેવુંને તેવુંજ રહી ગયું હતું. ગરીબીમાં પોતે વસતા હોવા છતાં, પોતાનો આગલો તહરાસ અને તોર, સેહજબી તેવણે મુકયો નહીં હતો. પોતાની આગલી જાહોજલાલી અને આબાદી હજી તેવણુની નજર સામેજ છે, એમ તેવણુને નજર પડતું હતું. પંચમાં બિરાજતો એક વખતનો આ પ્રખ્યાત પારસી આગેવાન પોતાના ઉડાઉ અને લખલુટ ખરચથી જોકે આજે ઘણીજ ગરીબ હાલતમાં આવી પડયો હતો, અને તેની તેવી હાલતથી તેના લાગતા વળગતા અને ઓળખીતાઓ સરવે જાણીતા હતા, તે છતાં વીકાજી તાલેવંતા જાહેરમાં પોતાનો તોર અને તેંહકરાઇ સાથ મગરૂર અને ગુમાન છોડતા નહીં હતા.

પોતાની પડતીમાં વીકાજી પગથી માથાં સુધી ડુબેલા હોવા છતાં, તેવણે કોઇબી રીતે પોતાની દીકરી હીલ્લાને કેળવણીથી બેનસીબ રાખી નહી હતી. હીલ્લાના ભવિશ માટે વીકાજી તાલેવંતા રાત દીન કાળજી કરતા હતા, અને કોઇબી રીતે હીલ્લા જો મેટ્રીકની પરીક્ષા પાસ કરે, તો તેવણુની એક મોટામાં મોટી ઉમેદ જીવતાં જીવત પાર પડે એમ તેવણુ ધારતા હતા.

વીકાજીની પોતાની પુંજી કે કમાણી એક ફુટી બદામનીબી નહી હતી. પોતાની બાપીકી દોલતનો મોટો વારસો, જવાન ઉમરમાં મળવા પછી, પોતાના દોસ્ત આસનાવોની સંગતમાં તે દોલતનો દારવાટલો સેહજ વારમાં વીકાજીએ કરી નાખ્યો હતો. એસપ્લેનેડ, એપોલો અને તાજ મહાલ હોટલમાં પોતાના દોસતોને

ફરમાસુ ડીનર-પારટીઓ તેવણે રોજ આપવા માંડી, અને ક્લબો તથા વાડીઓમાં ઉમદા નાયકણીઓનાં નાચો ચાલુ થવા લાગ્યા! સરતના સ્ટેન્ડ ઉપર હજારોની હાર જીતની રમતો રમાઇ! બીલીયર્ડમાં 'બીટ' લાગી, અને બંગલે રોજ પચીસથી ત્રીસ આદમીઓની ટેબલો મંડાઇ! આવકનો આંકડો હતો નહી, અને ખરચનો સુમાર હતો નહી.

જેઓને પઇસા મેળવતાં મેહનત પડે છે, તેઓજ પઇસાની બરોબર કદર બુજે છે, અને તેઓજ પઇસો કેમ વાપરવો તે બરોબર સમજે છે. જેઓને હરામનો પઇસો મળે છે, તેઓ પઇસાની બરબાદી કેમ કરવી તે બરોબર સમજે છે, અને તેઓને કદીબી પઇસાની કદર રેહતી નથી, અને પઇસાને પઇસો કરી તેઓ ગણતા નથી.

'બાવાજી લેવો.' હીલ્લાએ નીચેથી ખાંડ મંગાવી ચાહ બનાવી કહ્યું. 'ચાહ તાહડી પડી જશે બાવાજી?'

'લાવ માય' વીકાજી ચાહનું કપ હાથમાં લેઇ બોલ્યા. 'દીકરા હીલ્લા' તુંબી હવે ચાહ પીઇ લે. તું તારૂં લેસન કરી લેજે માય. જો આએ વરસ તારૂં છેલ્લું છે દીકરા. ખુદા કરે તું આએ વરસે 'પાસ' થાય, તો પછી મારો વિચાર તુંને મેડીકલ કોલેજમાં મોકલવાનો છે.'

'પણ બાવાજી, તમે આખો દાહડો એનો એજ વિચાર શું કામ કરોછ?' હીલ્લાએ જવાબ દીધો. 'ખુદાનું કામ ખુદા કરશે. એ કાંઇ આપણા હાથમાં છે. પરીક્ષાનું કામ સોરટીના જેવું છે.'

આ વાત ચાલતી હતી તેટલાં બાહરથી કોઇએ દરવાજો ઠોકી પુકાર્યુંઃ-

'વીકાજી મેહરજી તાલેવંતા ઇધર રેહતા હય?'

'હા, હા, હા, ઇધર હયે ઇધર હયે.' વીકાજી મોઢેથી બોલી પડયા 'ઉંઘાડતો દીકરા હીલ્લા? પોસ્ટનો સીપાઇ બારણું ઠોકેછ. આજે બે દાહડ થયા હું કાગજની વાર જોઉંછ.'

હીલ્લાએ દરવાજો ઉંઘાડયો, અને પોસ્ટનો સીપાઇ એક રેજીસ્ટર કાગલ લેઇ ઓરડામાં દાખલ થઇ સરનામું વાંચવા લાગ્યો.

શેઠ વીકાજી મેહરજી તાલેવંતા. કોટમાં ગોલવાડની ગલીમાં. ચાનજી ચીચીપાપાના ઘેરમાં. ત્રીજે માળે.'

'હા ભાઇ હા.' વીકાજી બોલ્યા. 'વીકાજી હું પોતે અને ચાનજી શેઠ ઘેરની એજ.'

'બાવાજી એ 'રેજીસ્ટર' કાગજ સહવારના પોહરમાં કોણનું આયું? હીલ્લાએ પોતાના બાપને સવાલ કીધો.

'દીકરા એ કાગજ તારી સાવકી બેહનનું છે.' વીકાજીએ કાગ ઉખેડતાં જવાબ દીધો.

'નાજાંમાયનું કાગજ ?' હીલ્લા અજબ થઇ બોલી. 'બાવાજી. તમેંવરી નાજાંમાય ઉપર શું કામ કાગજ લખીયું હોસે ? મને લાગેછ કે વરી તમે તેવણુ પાસ કંઇ રૂપીયા મંગાવીયા હોસે ? ગેઇ વખતે તેવણુ મુંબઇ આયાતાં, ત્યારે કેટલું કેટલું બોલી ગીયાતાં. તે છતાં વરી તમે પાછું તેવણુ ઉપર કાંય લખીયું હોસે ?'

'મારી દીકરી, નાજાંમાય પાસે મેં આએ એક છેલ્લી મદદ માંગી'તી.' વીકાજીએ જવાબ દીધો. 'બોલવા દે, બોલવા દે, દીકરા, હમણાં તારી નાજાંમાયનો વખત બોલવાનો છે, ને આએ ગરીબ બાપનો વખત સાંભલવાનો છે. તેવણુ મોટે ઘેર પરણી ગાડી ઘોડા ને વારી વંતરવારાં થયાં, ને આપરે આવી કંગાલ ગરીબ હાલતમાં રેહનારાં મીસકીન પડયાં, તે નહી કાંય બોલે ? મોટે ઘેર પરણી ! કોણે પરણાવી ! કહાંથી પરણી !! કેઇ પુંજીમાંથી પરણી ને પાર પડી ગેઇ !! મુલતાનવાલાંઓએ પોતાનો છોકરો આપી છોકરી લીધી, તે નાજાંમાયના મોહડાં અને નાજાંમાયની ઇજતને ખાતર નહી, પણ વીકાજી મેહેરજી તાલેવંતાની ઇજત અને હોરમતને ખાતર. ને આજે એ દીકરી મને હીણેછ. ને તેબી મારી ગરીબીમાં ! પણ દીકરા, એ બધું હું તારે ખાતર ખમી જાંઉછ. તું એક વખત મેટ્રીક પાસ કર, ને ડાકટર થા, કે પછી આપણું દલદર ફીટી જશે. પછી તારી એ બેહનનુ જેબી કાંઇ કરજ તારી કેલવણી પાછલ થયું હોશે, તે બધું આપણે ભરી દેઇશું.'

'પણ બાવાજી, ત્યારે તમે ખરેખર તેવણુ પાસે રૂપીયા મંગાવીયાતા ?' હીલ્લાએ પુછ્યું. 'નાજાંમાયે જ્યારે છેલ્લી વખત તમુને ૩૦૦) રૂપીયા આપીયાતા, ત્યારે કેટલાં બધાં તેવણુ ગુસ્સે થયાંતાં, ને ફરીથી તેવણે એવી મદદ કરવા ના કેહવા છતાં—

'જોની દીકરા, એ રૂપીયા મેં મારે ખાતર નથી મંગાવીયા.' વીકાજી બોલ્યા. 'આએ કાગજમાં રૂપીયા તન સો આયા છ ખરા, પણ તે મેં તારે ખાતર મંગાવીયાછ. એમાંથી આખાં વરસનો તારી સ્કુલનો પગાર અને મેટ્રીકના ફારમની દસ રૂપ્યાની ફીનો ખરચ બાદ કરતાં જે કાંઇ વધશે, તે તારી ચોપડી અને તારાં કપડાં ચપરાં પાછલ ખરચાશે. એમાથી એક પઇબી હું મારે સારૂ ખરચનાર નથી. જોની દીકરા, સ્કુલમાં આજ કેટલુંક થયું તું એકની એક સાડી પેહરી જાયછ ? તેબી હવે ફાટી જવા આવીછ ! વાસ્તે એ રૂપીયામાંથી એક બે સારી જેવી સાડી લેઇશું, ને થોડાં બદીઆન, ને એક બે દજન સદરા ને થોડાં માંથાબાંના થાય એટલી મલમલ લેઇશું. તારી ઘેરમાં પેહડવાની સપાટબી ફાટી ગેઇછ, વાસ્તે એક બે જોડી સપાટની, ને એક મજબુત ને ટકાઉ બુટની જોડ લેઇશું, તો આખું વરસ તે ઉપર નીકલી જશે.'

નાજાંમાય, વીકાજી તાલેવંતાની પેહલી બાયડીને પેટની છોકરી હતી, અને ખુબસુરત હીલ્લાની તે સાવકી બેહન થતી હતી. નાજાંમાયની માયના મરણ પછી

વીકાજીએ હીલ્લાની માય સાથ બીજીવાર લગન કીધા હતાં, પણ તે બીજી વારના લગન સુખી નીવડયાં નહી, સબબ હીલ્લાના જનમ પછી પાંચ વરસે એકાએક આ બીજી બાયડી અચબુચ મરણ પામી, અને એ રીતે નીરદોશ હીલ્લાને પાળીપોશી મોટી કરવાની વેઠ વીકાજીને માથે આવી પડી હતી.

ગરીબીમાં ગરીબી હમેશાતીજ ગઇ, અને સંકટનો બોજો વીકાજીને માથે વધતોજ ગયો. કોઇનીબી મદદ વીના તેવણે પોતાનો ગુજરો કેટલીક મુદત સુધી મોટી મુશકેલીએ ગુજારયો, પણ અંતે તેવણને પોતાની દીકરી હીલ્લાની કેળવણી માટે નાજામાયની મદદ લેવાની ફરજ પડી હતી.

મુલતાનવાલાની નાજામાય પોતાની સાવકી બેહેન ખાતર નહી, પણ પોતાના બાપના સખુન ખાતર, અવારનવાર વીકાજીને વરસ છ મહીને નાણાંની મદદ કરતી હતી. પણ એ મદદ કેવી રીતની હતી! વીકાજીનુ તેંહકરાઇભરયું જીગર નાજામાયની આટલી મદદ મેળવતાં ચીરાઇ ફંસાઇ જતું હતું, સબબ નાજામાય હમેશાં જ્યારેબી રૂપ્યા આપતી હતી, ત્યારે બોલતી હતી કે—

"હવે એ દુકતીને શીખવવા ભણાવવાના ફાંફાં મુકી દેઓ સમજ્યા? થોડું ઘણું વાંચતાં લખતાં આવડયું તે બસ નથી કે શું, કે તેને અંગ્રેજી શીખવોછ? મારે ત્યાં શું રૂપીઆના ઝાડ ઉગેછ કે એ દુકતીને સારૂ છ છ મહીને તણાઇ મરૂં! કોઇ સુથાર, ફીટર, કે કોઇ દારૂવાળો કે દુકાનવાલો ગરીબાગરીબ જોઇ કાહડી, ચાર ચોખા પાડી આપવાની તજવીજ કરવાની મુકી દઇ તેને છકાવી નાખી. મારાથી હવે કંઇ ઘડી ઘડી બનનાર નથી. હું તમને સાફ કેહુંછ બાવાજી, કે હવે તમે મારો પીછો છોડજો. મનેબી કાંઇ સંસાર લેવોછ કે નહી.'

* * *

નાજામાયની આવી નીમકહરામીથી વીકાજીની નીરાસીનો પાર રેહયો હતો નહી, પણ હીલ્લાના અભ્યાસનું આ છેલ્લું વરસ હોવાથી તેવણે છેલ્લી મદદ મેળવવા, નાજામાય ઉપર જે કાગજ લખ્યું હતું, તેના જવાબમાં આ રેજીસ્ટર્ડ કાગજ આજે આવ્યું હતું.

વીકાજી તે કાગજ ધ્યાનથી વાંચવા લાગ્યા, અને તે કાગજ વાંચતાં પોતાના બાપના મોહડાં ઉપર ચહડ ઉતર થતા ગુસ્સાનો રંગ જોઇ હીલ્લા બોલી:

'બાવાજી એ કાગજમાં નાજામાય શું લખે છ?'

'વાંચ દીકરા. તુંજ એ કાગજ વાંચ?' વીકાજીએ હીલ્લાના હાથમાં કાગજ આપી કહયું.

હીલ્લા તે કાગજ વાંચવા લાગી.

અમદાવાદ—૧૩ મી મે ૧૮૯—

નેકનામ મુરબીજી

## બાવાજી વીકાજી મેહરજી તાલેવંતા જોગ.

તમારા મુબારક હાથનું કાગજ એક મને આજ રોજે પુગું છે. વાંચી બીના જાણી છે. હીલ્લુને વાસ્તે તમે લખોછ ખરા, પણ એ બધી મુસીબતો તમારા બુઢાપામાં તમે તમારે હાથે માથે ખેંચી લીધી છે, ને હવે તમે બીજાને નાહેક સંતાપોછ. હીલ્લુને વાસ્તે અત્યાર સુધીમાં મારાથી જેટલું બનીયું તેટલું મેં કીધું છે, ને હવે માહરાથી વધુ કાંઇબી બને તેમ નથી. દુનિયામાં કેઇ સાવકી બેહન પોતાની બેહન પાછલ એટલી બધી તણાઇ તુટી છે તેનો તમે વીચાર કરો.

પણ મેહરબાન બાવાજી, એ બધી વિપતી આએ ઘડપણના વખતમાં તમારી ઉપર જે પડે છે, તેનું મુલ કારણ એ પોરી હીલ્લુ છે. તેને તમે છકાવી નાખી, અને લાડ લડાવી બેહકાવી દીધી. 'પગ જોઇ પાથરણું તાણવું.' એ કેહવત તમે ભુલી ગીયાછ. વાસ્તે હવે લાંબા વિચારો મુકી દેઇ, એને હવે ઘેરના કામ કાજમાં નાખો. છોકરીની જાતને ઘણી કેલવણી આપવામાં સારૂ સેવટ આવતું નથી. ખુદા ન કરે ને તમારી આજે જો કજા થાય તો એ પોરીનું શું થાય, અને તાલેવંતાના ખાનદાનની એક છોકરીની કેવી બુરી હાલત થાય, એમ તમે તમારા કાગજમાં લખોછ ખરા, પણ બાવાજી હવે મારાથી કાંઇબી બની શકતું નથી. તમારૂં મોહડું જોઇ હું એકજ સેવટ ઉપર આવીછ. હીલ્લુને તમે એકજ વરસ વધારે ઇસકોલમાં મોકલવા માંગોછ, તો તેના આખાં વરસનો ખરચ હું આપવા કબુલ થાઉંછ, પણ એવી સરતે કે હવે પછી એક અરધીબી તમોએ મારી પાસ માંગવી નહી.

આ કાગજ સાથે રૂપીયા ૩૦૦ નો એક ચેક મુંબઇ બેંક ઉપર મેં બીડેલો છે, તે તપાસી લેજો.

એ રૂપીયા ફકત હીલ્લુને સારૂજ છે, વાસતે એ બધા રૂપીયા એ પોરીની પાછલજ તમે ખરચજો, નહી તો વલી ખાઇ કુદાવી પાછાં કાગજ ઉપર કાગજ લખજો । પણ અરદીબેહસ્ત પાદશાહના હું સોગન લેઇ લખુંછ, કે હવે પછી મારાથી એક અરધીબી તમારે સારૂ બનશે નહી, ને આએ રૂપીયા જો તમે બીજા કામમાં વાપરી ગુમાવી નાખશો, તો તમે હીલ્લુના ગુનેહગાર થશો.'

'બાવાજી,' હીલ્લા આ કાગલ વાંચતાં ઘણીજ ગુસ્સે થઇ બોલી. 'બાવાજી એ નાજંમાય પોતાના મનમાં શું ચાહે પીયેછ. મોકલાવી દેઓ એના આએ રૂપીયા અબ ઘડી. મને હવે આગલ 'સ્ટડી' કરવાની કંઇ જરૂર નથી. હું સારી રીતે અંગ્રેજી લખી વાંચી જાણુંછ, ને હવે મને બોલવાની પણ જરા 'પ્રેકટીસ' પડીછ. વલી 'પીઆના' ઉપરબી મારો હાથ ઘણોજ ઠરી

મેયલી છુ, એટલે હું હવે 'પ્રાઇવેટ ટ્યુશન' આપી શકું એવી હાલતમાં છઉં; વાસ્તે એ નાનમાયના રૂપીયાની કંઇ જરૂર નથી.'

'ધીરી ધા દીકરાં' વીરાજી આંખમાં પાણી લાવી બોલ્યા. 'સદા કોઇની પડતીબી રેહતી નથી, સદા કોઇની ચહડતીબી રેહતી નથી. હું ગુનેહગાર! આએ બુઢો બાપ ગુનેહગાર!! અરે ખુદા! શું એટલી બધી ગરીબીમાં હું આવી પડયો, કે મારી પોતાની દીકરી મંને આવા નાલાયક સખુનો લખે. વાંચ—

હીલ્લાએ તે કાગજ આગળ વાંચવા માંડયું.

'મુરબી બાવાજી,' મારાં લખવાનો તમે કાંઇ ગુસ્સો કરતા ના, પણ લાચારીથી મને એવું લખવાની ફરજ પડીછ, ને હું ધારૂંછ કે મારૂં લખેલું તમુને વાજબી લાગીયા વગર રેહશે નહી.

થોડે લખે ઘણું કરી જાણુંજો.

તમારી તાબેદાર દીકરી.

નાજાં નોશીરવાન મુલતાનવાલા.

ઉંચે ચહડયા પછી નીચે પડવું, એના જેવું દુઃખ અને એના જેવી નામોસી આ જગમાં ઘણી થોડી છે. તેના કરતાં શરૂઆતથીજ ગરીબીમાં રેહવું સો ગણું બહેતર, સબબ એક ગરીબીમાં અવતરેલું આદમી ઉંચે ચહડતુંજ નથી તો તેને નીચે પડવાની ધાસતી બીલકુલ રેહજ ક્યાંથી? તવંગરીના બુરજ ઉપર ચહડયા પછી, ગરીબીની ખીણમાં ગબડી પડવા કરતાં, મોત વધારે બહેતર. તવંગરીમાં જનમ લેઇ ગરીબીમાં મરણ પામવા કરતાં, ગરીબીમાંજ જનમવું હજાર ઘણું બેહતર છે.

'બાવાજી તમારી આંખમાં આંસું છે! એ બધા તમારા કકલાટ ને સંતાપનું કારણ હું કમબખત છઉં' હીલ્લા આંખમાં પાણી લાવી બોલી.

'નહી દીકરા. તાલેવંતાનું તાલે બરગસ્તે થયું ખરૂં, પણ હજી હું મરી ગીયો નથી.' વીકાજી છાતી ઠોકી બોલ્યા. 'ખુદા જેવો દાતાર છે. એબી દાહડો જશે માય. તારી બેહન લખેછ, કે એ પઇસામાંથી હું એક અરધીબી મારા વપરાસમાં લેઉં, તો હું તારો ગુનેહગાર થાઉં. હું કોઇનો ગુનેહગાર નથી, પણ તારો ગુનેહગાર છઉં. દીકરા હીલ્લા, હું તારો ગુનેહગાર ખરેખરો છઉં. નાજાંની કેલવણી પાછલ મેં હજારો રૂપીયા ખરચીયાછ, ને તેના લગન પાછલ હજારોનો મેં ધુમાડો કીધોછ, પણ તેમાંનો દસમો ભાગબી મારાથી તારી કેલવણી પાછલ ખરચવાને બનતું નથી. આએ નિમકહરામ દુકતી આજે મને આટલું બધું લખેછ, પણ ત્યારે એ શું વા ખાઇને ઉછરી'તી? ને પવન ખાઇને મોટી થઇ'તી.'

'આએ ચેક તમે પાછો મોકલી દેઓ બાવાજી.' હીલ્લા પોતાના બાપની આગળ ખુરસી લઇ બેસી બોલી.' હું આપણું ગુજરાન કરવા શક્તીવાન છઉં'

મીસ ગીયરીએ ગીયાંજ અઠવાડયાંમાં મને 'પીયાનો' વગાડતાં સ્કુલમાં સાંભલી કેહયું કે મારા જેવો 'પીયાનો' જવલેજ કોઇ વગાડી શકશે. વાસતે હું થોડાં 'ટયુશન મેલવવાની તજવીજ કરશ. વલી વેતરવાનું ને ભરવા સીવવાનું કામ મને બરોબર ખબર છે, તેથી હું લોકોનું કામ લેવશ.'

'કાંઇ નહી દીકરા.' વીકાજીએ જવાબ દીધો. 'આએ કાગજનો જવાબ હું લખનાર નથી. ચેક પાછો મોકલીયાથી નાજામાય વધારે ખુશી થશે. તારો એવોબી દાહાડો આવશે મારી દીકરી, કે આ અપમાનનું વેર તું તારી સાવકી બેહન ઉપર લેશે. ખુદા મારી અરજ સાંભલે! હે મારા સાહેબ!! મારી હીલ્લાનો તું નીગેહબાન થજે!!!'

'બાવાજી, મારે ખાતર તમે ઘણી ફકર કરોછ.' હીલ્લાએ પોતાના બાપની હાલત જોઇ કહયું. 'મુઇ હું પેદાની પડતી! જો હું મરીજ ગઇ હોતે, તો આજે તમારી આવા હાલત નહી થતે. નાજામાય મારી સાવકી બેહન હોવાથી તે મને મદદ કરવા ના પાડેછ, પણ તમારી તરફ તો તેવણ—

'બસ કર દીકરા,' વીકાજી વાત બંધ પાડવા હીલ્લાને બોલતી અટકાવી બોલ્યા. 'એ વાત હવે બંધ કર. નકામો જીવ રંજીદા કરવામાં સાર નથી. તું કંઇ સુક્કું પાકકું બપોરને વાસતે કરી લે. આપણે બપોરના ત્રણ પછી આએ ચેક વટાવવા જઇશું, ને તાંહથી ભેસાનીયાને તાંહ, ને ભેસાનીયાને તાંહથી તારી 'સ્કુલમીસ્ટ્રેસ' પાસે જઇ આખાં વરસની ફી એકદમ ભરી દઇશું. ચાલ, દીકરા, હું જરા મારા ફ્રેન્ડની ઓફીસમાં ફેરો મારી આઉંછ, તેટલાં કંઇ ઘેરમાં હોય તે તઇયાર કરી રાખજે. દીકરી હીલ્લા, તું ખરેખર એક હીરોજ છે.'

---

# પ્રકરણ ૨ જું.

—:૦:—

## લીલી સુકકીની યાદ!

વીકાજી મેહરજી તાલેવંતાની હકીકત વાંચનાર સનમુખ લંબાણુથી રજુ કરવી એ કાંઇજ નહી પણ વખતના ચકકર અને જમાનાના દોરની ચાલ રજુ કીધા બરાબર છે.

તાલેવંતાનું ખાનદાન આપણી આંગલીના વેડા ઉપર એ વખણાએલાં કુટુંબના માનવંત નર મેહરજી તાલેવંતાના એક પુરા દીકરા વીકાજીની જીંદગીની જાહોજલાલીની વારતાના કરતાં તેમની મુફલેસીની હકીકત આપણી વારતાનો પાયો નાખે છે.

મેહરજી તાલેવંતાના ગુજરયા પછી વીકાજી તેવણુની મોટી પુંજીના એકલા માલેક થયા. બાપના ગુજરયા પછી પોતાની દોલતનો મોટો ભાગ વીકાજીએ કેવી રીતે ગુમાવ્યો, તે વાંચનારે જાણી લીધું છે. એ ન ખુટે એટલી દોલત ખુટી પડવાનો જ્યારે બરોબર સમો વીકાજીને માથે આવી ઉભો, ત્યારે તેવે સમે તેવણુ એક માતબર બાપની દીકરી સાથ લગનના ગાંઠથી જોડાયા હતા. એ લગનના પરીણામમાં તેવણુ બે દીકરીના બાપ થયા હતા, જેમાંની એક બચપણુમાંજ મરણ પામી હતી, અને બીજી નાજાંમાય હતી, જેને વીકાજીએ પાલીપોશી મોટી કરી હતી.

નાજાંમાય ઉપર વીકાજીનું વાહલ હોવાથી, તેની કેલવણી પાછલ પઇસા ખરચવાની તેવણે કાંઇબી કસુર કરી નહીં. એક ઇંગ્રેજ મડમને 'ગવરનેસ' તરીકે તેવણે નાજાંમાયને કેલવવા મોટા પગારે રોકી, અને ઉંચા પ્રકારની કેલવણી આપ્યા બાદ, પોતાની એ વાહલી દીકરીને મુલતાનના જાણીતા અને માતબર જાગીરદાર રઇસ નોશીરવાન મુલતાનવાલા સાથ વીકાજીએ પરણાવી પાર પાડી હતી.

પણ સંસાર સુખનો સાગર નાજાંમાય તરીને પાર ઉતરી નહી, તેના બેહદ સુખનો પાર તો હતોજ નહી. પોતાના ખાવિંદની દોલતની રેલછેલ જોઇ, માબાપના પ્યારથી છકેલી નાજાંમાય ફાલીફુલી ગઇ. તેની હેંકરાઇ અને તેંહકરાઇનો પાર રહયોજ નહીં. એવે સમે તેની ખીલતી જુવાનીના બાહરમાં, તેણીના ગુમાન અને ગરૂરની ગુનેહગારીની શીક્ષા તરીકે, કુદરતે બે મોટી ભારી અને ભયંકર સજા તેણીને કીધી

એ સજા શું હતી?

ચોમાસાની શરૂઆતમાં પોતાના બાપ વીકાજી તરફથી નાજાંમાય ને મુંબઇથી એક તેલીગ્રાફ મલ્યો. એ તેલીગ્રાફ નાજાંમાયની માતાની ભયંકર બીમારી વીષે હતો. તે મધે નાજાંમાયને એકદમ મુંબઇ આવવા જણાવ્યું હતું.

પોતાની માતાની બુરી બીમારીની આ આફત ભરી ખબર મળતાંજ નાજાંમાય એકદમ મુલતાનથી મુંબઇ આવી, અને તેજ દીવસે બપોરના તેના માય ગુજરયાં.

તાલેવંતાના વીકાજીને આથી મોટા ગમ લાગ્યો. તેવણનું ઘર ભાંગી ગયું, અને સંસાર તુટી ગયો. નાજાંમાયને પણ તેથી મોટા ગમ લાગ્યો, અને પોતાના અનંત સુખનાં વખતમાં એક વાહલી માતાને ખોવાથી તેણીનું દીલ રજીંદા થાઇ ગયું.

કુદરતના અનદીઠ હાથે કરેલી નાજાંમાયને આ સજા પહેલીજ હતી, પણ તેણીને થયલી બીજી સજા હજી પહેલાં કરતાં વધારે સખત હતી.

નાજાંમાયને પોતાની માતાની છમસી સુધી મુંબઇમાં રેહવાની રફજ પડી. એ છ મહીના પુરા થાય તે આગમજ તેની બીજી સજાનો વખત આવી લાગ્યો હતો.

દીવાલીના તેહવારો પડવાની એક બે દિવસ આગમજ, મુલતાનથી નાજાંમાયને નામનો એક તાર આવ્યો, તેમાં તેણીના ખાવિંદ નોશીરવાનને એકાએક લકવો થયો છે, એવી ખબર મલી. નાજાંમાય આ ખબર મલતાંજ અરધી ફાટી ગઇ. તોપણ હીંમત ધરી, બુરા પરીણામની દરેક આશા રાખી પોતે આવતાં દુઃખની સામે થવા મકકમ વિચાર કરી તઇયાર થઇ, અને તેજ દિવસે સાંજના જબલપોર મેલમાં નાજાંમાય, મુલતાન તરફ નીકલી ગઇ.

પણ તે ઘણું અસુરૂં હતું.

નાજાંમાય મુલતાન પુગે તે આગમજ નોશીરવાન મુલતાનવાલા ગુજરી ગયા, અને નાજાંમાય જે દાહડે મુલતાન જઇ પુગ્યાં, તે દિવસે નોશીરવાનના ઉઠમણાની કિરીયા થતી હતી.

નોશીરવાનના ગુજરવા પછી પોતાના ધણીની સરવે મિલકત વેચી નાખી નાજાંમાય મુલતાન છોડી, અમદાવાદ જઇ વસ્યાં.

બીજા હાથ ઉપર, પોતાની વાહલી મોહદારના અમખાર મરણથી વીકાજી તાલેવંતાનું ઘર ભાંગી ગયું, અને તેમનો સંસાર બિલકુલ તુટી ગયો. પોતાની બાપીકી પુંજીનું તળાવું તો તેવણના પરણવાની આગમજ આવ્યું હતું, પણ પોતાની વાહલી મોહદારને જે વારસો તેણીના આતબર પીતા તરફથી મલ્યો હતો, તે પણ અગબગ વીકાજીએ ઉડાવી દીધો હતો.

એવી રીતે બબે વખત મલેલી દોલત છતાં, દિવાળીયા બરચો કરી વીકાજી પરવારી ગયા હતા, અને એટલું છતાં તેવણને ત્રીજી દેલત કાં નહી

મળવી જોઇએ, એવી તેવણ ગણત્રી કરતા હતા. પણ વીકાજીની એ ગણત્રી ખોટી નહી હતી. તેવણને એવી આશા રાખવાનું એક એતેબાર કારણ હતું, અને એ કારણ શું હતું તે આપણ હમણા જાણશું.

નાજાંમાયની માતાના મરણ પછી વીકાજી ગરીબી અને મુફલીસીમાં વધારે અને વધારે ડુબતાંજ ગયાં. એવે સમે તેવણે બીજી વાર લગન કીધાં, અને એ લગનથી હીલ્લાનો જનમ થયો. વીકાજીનું આ બાલકી ઉપર બેસુમાર હેત દોડવા લાગ્યું, અને હીલ્લાના જનમથી તેવણને નવું જોર અને ગયેલી જવાની પાછી આવી હોય, એમ તેવણ સમજવા લાગ્યા.

પણ કિસમતની કાલી કીતાબમાં લખાયલા લેખ જુદાજ હતા. મોટી ઉમરે બીજી વાર નહી પરણવા નાજાંમાયે પોતાના બાપને ઘણુંબી સમજાવ્યું; પણ ફોકટ! અમદાવાદથી એ કારણ સર નાજાંમાય મુંબઇ આવી, પોતાના બાપને ફરીથી નહી પરણવા ઘણુંબી સમજાવ્યું, પણ વીકાજીએ તેણીનું કાંઇબી કહયું માન્યું નહી, અને અંતે તેવણ પરણ્યા. નાજાંમાય પોતાના બાપના બીજી વખતના લગનથી ઘણુંજ દલગીર થઇ, અને એ લગન પછી હીલ્લાનો જનમ થયાથી તે વધારે દુખી થવા લાગી, સબબ પરણ્યા પછી વીકાજી ઉપર ગરીબીએ સખત ગલબો કીધો. નિરદોશ હીલ્લાને નાજાંમાય પોતાના બાપની વિપતીનુ મુળ કારણ સમજવા લાગી.

તાલેવંતના આ તાલેવંત નબીરા ઉપર આફત જુદા જુદા અવતારમાં વેશ ધારી આવતીજ ગઇ.

બાપના લાડમાં ઉછરેલી હીલ્લા, પાંચ વરસની ઉમરે પુગતાંજ પોતાની વાહાલી માતાને ખોઇ બેઠી, અને એ રીતે વીકાજી તાલેવંતાની નવી ઉમેદોની નવેસરથી પાછી ધુલધાણી થાઇ ગઇ. બીજીવાર પરણ્યા પછી પાંચ વરસમાં પાછા તેવણ પોતાનું સંસાર સુખ ખોઇ બેઠા. તોપણ પોતાના આ સર્વે દુખમાં હીલ્લાને જોઇ તેવણ પોતાને સુખી સમજવા લાગ્યા. હીલ્લાની સીકલમાં તેવણને પોતાની મરનાર બાએદાસ્તની આબેહુબ નકલ માલમ પડતી હતી, અને તેટલાંજ માટે હીલ્લા ઉપર પોતાના બાકીની તમામ આશા બાંધી, વાહલની નજરથી વીકાજી તેણી વરફ જોતા હતા.

વીકાજીએ, એવી મુફલસી અને ગરીબી વચ્ચે હીલ્લાને પાલી આજે સત્તર વરસની મોટી કીધી, અને તેની કેળવણી પાછળ પોતાની પાસે જે કાંઇ હતું તે જ્યારે બિલકુલ ખરચી નાખ્યાં, ત્યારે અંતે નાજાંમાયનો આસરો અને મદદ માંગવાની તેવણને ફરજ પડી.

ગરીબ બિચારી હીલ્લા પોતાના બાપની આગલી જાહોજલાલી અને તવંગરીની મોટી મોટી વાતો અને વખાણો સાંભલી, આજની ગરીબી અને મુફલેસી સાથ તેનો મુકાબલો કરી તે મનમાં બલીજ મુઝાતી હતી.

દીલ્લાનો એ એક છુપો ગમ હતો. પણ એ છુપો ગમ વીકાજીથી છુપો રેહયો નહી હતો. વીકાજી પોતાની દીકરીના ગમથી વધારે ગમગીન થતા હતા, અને તેણીને ખુશી રાખવાની તેવણ તરેહવાર હિકમતો કરતા હતા. તેવણ દીલ્લાને હરરોજ સાંજના ખુલ્લી હવામાં ફેરવવા માટે પોતાની સાથે દરીએ કિનારે, બેન્ડ સ્ટેન્ડ ઉપર કે વિકટોરીઆ ગારડનમાં લેઇ જતા હતા, અને ત્યાં તરેહવાર વાતો કરી તેણીનો જીવ બેહલાવવાની અનેક તજવીજો તેવણ કરતા હતા.

આ બધાં સંકટો અને સર્વે મુફલસીની મુશકેલીઓ, વીકાજી જે આશાવંતી ધીરજથી સહન કરતા હતા, તેનું એકજ કારણ હતું. તે આસાની ઉમેદમાં તેવણ જીવતા હતા, અને જીવવા માટેજ તેવણ તે આશાને આધારે પડેલા હતા.

એ આશા શું હતી?

વીકાજીની તે એક વિચીત્ર આશા હતી, અને તે આશાનો હવાઇ કિલ્લો તેવણ હવામાંજ બાંધતા હતા. તે આશા શું હતી તે જાણવાની આપણને જરૂર છે.

આજથી ઘણા વરસની વાત ઉપર વીકાજી તાલેવતાં જ્યારે પોતાની મેત્રીકની પરીક્ષા પસાર કરી 'એલફીન્સ્ટન કોલેજ'માં બી. એ. નો અભ્યાસ કરવા જતા હતા, ત્યારે તે સમે એલફીન્સ્ટન કોલેજમાં પુનાના એક માતબર પારસી જાગીરદાર બેહરામશાહ બંગાલીનો એક પુરો દીકરો બમનશાહ, જે પુનેથી પોતાનો આભ્યાસ વધારવા એજ કોલેજમાં આવ્યો હતો, તેની સાથ વીકાજી તાલેવંતાને ઘાડી દોસ્તી પડી હતી. એ દોસ્તી વખત જતાં એટલી તો વધી ગઇ હતી, કે બમનશાહ અને વીકાજી એકમેકને ભાઇ કરતાં વધારે પ્યારથી ચાહતા હતા. પાછળથી તેઓની પ્રેમભરી મિત્રાચારીએ અસાધારણ રૂપ પકડયું હતું.

એ ઘાડી મિત્રાચારીની પ્રિતભરી દીલદારીમાં વીકાજી તાલેવંતા અને બમનશાહ બંગાલી વચ્ચે એક દિવસ અરસપરસ એવો એકરાર થયો હતો, કે અગરજો વીકાજી બમનશાહની આગમજ મરીજાય, તો પોતાની તમામ મિલકત બમનશાહને વારસામાં આપે, અને બમનશાહની કજાએ તેનું જે કાંઇ હોય, તે વીકાજીને મળે! આ એકરાર થવા બાદ પાછળથી આ બંને જાની મિત્રો કોલેજ છોડી છુટા પડયા હતા. જવાંનીના ઉછળતાં લોહીના ગીબાવલાંપણાં સિવાય આ એકરારમાં બીજું કાંઇજ નહી હતું. તે એકરાર કીધાને આજ ઘણા વરસ થઇ ગયાં છે, અને બંને જન આજે ઘરડા થઇ ગયા છે. બમનશાહના પીતા બેરામશાહ બંગાલી પોતાની પાછળ મોટી મિલકત અને તવંગર જાગીર મુકી ગુજરી ગયા છે, અને વીકાજી

તાલેવંતા ત્યાર પછી બબ્બે મરતબે દોલતવાલા થઇ બબ્બે મરતબે ખુવારીથી મુફલેસીમાં આવી પડયા છે, છતાં તેવણ હજી બમનશાહ બંગાલીની દોલત માટે હવામાં હવાઇ કિલ્લા બાંધી રહયા છે.

એવી તકલીદી આશાની ઉમેદમાં વીકાજીએ પોતાના આ એક વખતના જાની મિત્ર સાથ કાગજ પત્રનો વેહવાર ચાલુ કરી, પોતાની પુરાણી દોસ્તીને પાછી ખીલવી તાજી કરવા ધારી. પણ ફોકટ!!

બમનશાહ બંગાલીની સરવે મિલકતોમાં એક મિલકત જે પુનામાં 'બંન્દ ગારડન્સ'ની પડોસમાં આવી હતી, અને જે આખાં પુનામાં વખણાઇ રહી હતી, તે મીલકત ખલકનુમા નામે ઓળખાતી હતી, અને જેમાં તેવણ હાલ રેહતા હતા.

ખલકનુમાવાળી મિલકત ખરેખર એક હીરા જેવીજ હતી. બેરામશાહના મરણ પછી તેવણની તમામ જાગીર સાથ આ ખલકનુમા પણ બમનશાહને સ્વાધીન થયો, અને જવાંન બમનશાહ કોલેજમાં જે બાદમનના સાધારણ નામથી ઓળખાતો હતો, તે હવે પુનામાં બમનશાહ શેઠને નામે ઓળખાવા લાગ્યો.

સાઠની ભરતીમાં આવવાની થોડાં વરસ આગમજ બમનશાહના ધણિઆણી પુનામાં અતેસારના રોગથી ગુજરી ગયાં, અને પોતા પાછળ એકબી વારસ નહી મુકી જવાથી, બમનશાહ બંગાલીના ગમનો પાર રહયો નહી. તે ગમના ગમથી તેવણની દેહ બિલકુલ લથડી પડી, અને 'રૂમેતીઝમ' જેવાં જાલમ દરદના તેવણ ભોગ થઇ પડવાથી, સાઠ વરસની ઉમરે તેવણ સીત્તેર પંચોતેર વરસના જેટલા ઘરડા દેખાતા હતા.

રૂમેતીઝમનું જોર બમનશાહને ચાલુ સતાવતું રેહયું. તેવણની દેહ લથડતી ચાલી, અને અંતે તેઓ એટલા બધા નાતવાન થાઇ ગયા, કે ખુરસીપરથી બિછાના ઉપર અને બીછાના ઉપરથી ખુરસી ઉપર બેસવા જેટલીજ શકતી તેવણમાં બાકી રહી.

મધ ઉપર જેમ માખો ભમે છે, તેમજ પઇસા ઉપર માનસરૂપી માખો પણ હંમેશ ભમે છે! બમનશાહ બંગાલીની આવી હાલતમાં તેવણ ઉપરથી ઓવરાઇ-પોવરાઇ જનાર કાંઇ કમતી નહી હતાં! મામાના, કાકાના, ભાઇના, ફુઇના, દાદાના, દાદીના ઉપરાંત બમનશાહ સાસરી તરફના માસી-સાસુ, મામી-સાસુ, ઉપરાંત ફુવન-સાસુ અને બપાઇ-સસુના છઇયાના છઇયા, અછરાતાં પછરાતાં અને પડતાં ખડતાં બમનશાહ પાસે રોજ ઘરમના ઢકેલા ખાતાં હતાં! જેઓની છવીસ વરસે બમનશાહ શેઠે સીકલ નહી જોયલી, અને જેઓની હસતી વિશે તેવણને ખ્યાલબી નહી હતો, તેવાં તેવાઓ બમનશાહ શેઠના દાહડા હવે ભરાઇ ચુકેલા સમજી તેવણને જોવા માટે, ખરૂ કહીયે તો

તેવણુના પઇસા માટે હવે આવતાં હતાં, અને તેમાં કેટલાંક તો મુંબઇથી ખાસ કરી આવવાં હતાં.

પણ એ સરવે ક્વાબમાં હાડકાંને દુર રાખવા માટે, બમનશાહ શેઠના કાકાની ગુલી અને ધના નામની બે જવાન જુહાક જેવી કલાંત છોકરીઓ બસ હતી! એ છોકરીઓ બમનશાહ શેઠ ઉપર ઓધાઇ પંથરાઇ જતી હતી, અને કોઇનેબી તેવણુની આગળ આવવા કે જવા દેતી નહી હતી. પણ આ બે કલાંત કોકટો ઉપરાંત બમનશાહ શેઠના બીજાં ઘણાં અલગના, ગુલા અને ધનાને ખાય કરશે તેવાં ખેશીઓ હતાં, જેઓનો બમનશાહની આશા બાંધી મીલકત ઉપર હક હોવાથી મુહત થઇ બેઠાં હતાં, અને જેઓ ગુલી અને ધનાની ઉપરવાલાં થાઇ તેઓની છાતી ઉપર ખલકનુમામાં આવતાં જતાં હતાં.

એ બધાંઓમાં બમનશાહ શેઠનાં એક ખુબસુરત, પણ રંડાયલાં ભાણેજ સુનામાય સત્થા હતાં, જેવણુ બમનશાહ શેઠની મરજી ઉપરાંત લગન કરી અત્યાર આગમજના રંડાઇ ચુકાં હતાં, અને જેવણુ પુનામાંજ 'કોનવંટ સ્ટ્રીટ' મધે રેહી પોતાના મરનાર ધણીની ટુંક પુંજી ઉપર ગરીબ સંસારે પોતાનો ગુજરો કરતાં હતાં. એ સુનામાય સત્થાના એક પુરા દીકરા રૂસતમ ઉપર બમનશાહ શેઠનો બેહદ પ્યાર હતો, અને બમનશાહ શેઠને પેટ એકબી ફરજંદ નહી હોવાથી જાહેરમાં એવું બોલાતું હતું, કે જ્યારે હશે ત્યારે ખલકનુમાંવાલી મિલકત રૂસતમ સત્થાને મળવાની, અને બમનશાહ શેઠના વારેસ તરીકે એજ રૂસતમ નેમાવાનો! સુનામાયનીબી તેવીજ આશા હતી, પણ ગુલી અને ધનાને હઇડે ધીરજ વસી હતી, સબબ મામાની મરજી ઉપરવાલાં થઇને સુનામાયના પરણી જવાથી બમનશાહ શેઠના ગુસ્સાનો પાર હતો નહી, એટલે ખંઢી ગુલી હમેશાં બમનશાહ શેઠને કાંઇ નહી ને કાંઇ બાંહણે તે જુની વાતોની યાદ આપી સુનામાય તરફ તેવણુને ઉસકે રેલજિ રાખવાની હિકમત ચાલુ રાખતી હતી, અને ધના તે આગમાં તેલ રેડી ખસી જતી હતી.

ખલકનુમામાં બમનશાહ શેઠ જ્યારે 'રૂમેતીઝમ'ના બુરા રોગથી રીબતા પડેલા હતા, તેવે સમે વીકાજી તાલેવંતાએ મુંબઇથી તેવણુ ઉપર કાગળો લખવા માંડયાં હતાં. એ કાગજમાં બમનશાહ શેઠને વીકાજીએ પોતાની આગલી દોસ્તીની યાદ આપી કુનેહભરી રીતે તે મધે હીલ્લા જેવી એક ખુબસુરત અને કેળવાયલી દીકરીનો તે બાપ છે, એમ જણાવી તેવણુના કાન ઉપર હીલ્લાની વાત લાવવાની તેઓએ વજવીજ કરી હતી, અને એ કાગજ, અને આગલી મિત્રાચારીના વખતમાં થયેલા કોલકરારને આધારે વીકાજી તાલેવંતા ખલકનુમાવાલી મિલકતની ઉમેદ અને આશામાં બેઠા હતા! તેવણુ નક્કી ધારતા હતા, કે બમનશાહ શેઠ જો સાજી થશે તો

ખલકનુમા તેવણ હીલ્લાના નામ ઉપર જરૂર કરી જંસે, અને એજ આશાની ઉમેદમાં વીકાજી જીવતા હતા. પણ તે આશા પાર પડે, અને તેમના જાની દોસ્ત બમનશાહ મરી જાય, ત્યાં સુધી વીકાજીને પોતાનો વખત લેવો ઘણો ભારી પડવા લાગ્યો, અને તેથી નાજાંમાયની મદદ મેળવવા વિના બીજો કોઇબી ઇલાજ તેવણ પાસે રહયો નહી હતો.

એ રીતે હીલ્લા ઉધરી મોટી થાઇ ત્યાં સુધી નાજાંમાયની મદદ જુદે જુદે વખતે ચાલુ રેહી. પણ હવે નાજાંમાયની ધીરજનું બી સેવટ આવ્યું હતું, અને આ વારતાના પેહલાં પ્રકરણમાં જે લબાંણ કાગજ નાજાંમાયે પોતાના બાપ ઉપર લખી મુંબઇ બેંન્ક ઉપર જે ૩૦૦) રૂપીયા નો ચેક મોકલાવ્યો હતો, તે ખરેખર છેલ્લી મદદ તરીકે હતો, એમ વીકાજી બેશક જાણુતા હતા.

તાલેવંતાવાલાંઓની એટલી આગલીપાછલી વાંચનારને જણાવવાની ઘણી જરૂર છે, સબબ આપણી વારતાનો મુળ પાયો ખલકનુમાના કિમતી કમપાઉન્ડમાં નખાઇ ચુકયો હતો,

:o:

## પ્રકરણ ૩ જું.

:o:

### એ ધન ધન ઘોરી!

'બાવાજી. ચાલોની. હું તો તમારી વાર જોઉછ?' હીલ્લાએ પોતાના બાપને બાહારથી આવતાં વાર કહયું.

'ચાલો દીકરા.' વીકાજીએ જવાબ દીધો. 'શું કરૂં જરા રોકાઇ ગીયોછ! કેટલા વાગા?'

'તન વાગી ગીયા.' હીલ્લાએ ઘડીઆલ જોઇ જવાબ દીધો. 'હવે તમે જમશો ક્યારે ને આપરે જશું ક્યારે?'

'મારે જમવું નથી દીકરા.' વીકાજી બોલ્યા. 'ચાહ હોય તો લાવ? હું બપોરના મારા 'ફ્રેન્ડ' સાથે જમેલો છઉં. તેં કાંઇ ખાધું કેની માય?'

'હા બાવાજી. મેં તમારી વાર જોઇ એક વાગે ખાઇ લીધું.' હીલ્લા બોલી, 'હું તમારી ચાહ લાઉં, તે તમે પીશો, તેટલાં હું કપડાં પેહરી લેઉં. મીસ સીસરી મલે તો સારૂં બાવા?'

'આજે સનવાર છે, તેથી તે વખતે કોટમાં આવી હોશે, તો આપરે બાંદરોડપરનો ફેરો ફોકટ જવાનો બાવાજી.' હીલ્લાએ ચાહ બનાવતાં કહયું.

'તોપણ જવું તો ખરૂં.' વીકાજી ચાહે પીતાં બોલ્યા. 'એ પઇસા મારે મારી પાસે રાખવાજ નથી. ચેકબી હું વટાવી લાયોછ, એટલે હવે એ રૂપીયા ઘેરમાં રાખવા હું માંગતો નથી.'

વીકાજીએ ચાહે પીઇ મોહડું ધોઇ લીધું, અને હીલ્લાએ તેટલી વારમાં પોતાના સાદાં અને સુતરાં કપડાં પેહડી લીધાં.

હીલ્લા પોતાના બાપ સાથ બારણાને તાલું મારી હેઠળ ઉતરી, અને બંને બાપ દીકરી મોહલ્લાના નાકા ઉપર આવી લાગ્યાં. વીકાજીએ એક ભાડેની વીકટોરીયા ગ્રાંટરોડના સ્ટેશનની નજદીક જવા ઠેરાવી, પોતે હીલ્લાને લઇ ગાડીમા બેઠા, અને વીકટોરયા આગળ ચાલી.

જો હીલ્લા સાંભલ. વીકાજી બોલ્યા. 'તારી બેહને મોકલેલા આએ રૂપીયામાંથી મારે એક અરધી ખાવી હરામ છે. એમાંથી શું ખરચવું, તેની એક ટીપ આજે બપોરના મારા ફ્રેન્ડની આફીસમાં મેં ઉપજાવી કાહડી છે. તે પ્રમાણે એક આંકડો કરી તે તારી બેહન નાજાં ઉપર તું મોકલી આપજે, એટલે તેની ખાતરી થશે.'

વીકાજીએ પોતાના ગજવામાંથી એક ટીપ કહાડી હીલ્લાને આપી, અને હીલ્લા તે વાંચવા લાગી.

'સરવાલો તો બસો બાનું ને આઠ આનાનો આયોછ. બાવાજી.' હીલ્લાએ પુછ્યું.

'હા માય,' વીકાજી બોલ્યા. 'બાકીના રૂપીયા વગે તે નાજાંમાયને તું લખી જણાવજે. તું કાંઇ તારા મનમાં ઓછું લાવતી ના માય. એબી દાહડો વહી જશે; ખુદા કરશે તો તારી બેન નાજાં તારી આગલ હાથ જોડી ઉભી રેહશે, એવોબી એક વખત આવશે.

મીસ ગીયરીની સ્કુલ ગ્રાંટરોડના પુલની હેઠાણમાં એક કુસાદે બંગલામાં આવેલી હતી, અને ગ્રાંટરોડ, ગોવાલ્યા તલાવ, ખમબાલા હીલ, અને ખેતવાડીના લન્તા ઉપર વસતાં માતબર પારસીઓની છોકરીઓ, ઇંગ્રેજીનો અભ્યાસ કરવા ત્યાં આવતી હતી. મીસ ગીયરીની સ્કુલ ઉંચી કિસમની તાલીમ અને તરબીયત આપવા માટે મશાહુર થઇ ચુકી હતી.

એવી કીસમની પેહલા વરગની એક મોટી સ્કુલ વીકાજીએ પોતાની દીકરી હીલ્લાને માટે પસંદ કરી હતી, અને એ સ્કુલમાં હીલ્લાએ પોતાના ઇંગ્રેજી અભ્યાસ ઉપરાંત 'પીયાંનો' વગાડવાની સંમપુરણ તાલીમ હાંસલ કરી હતી.

અંતે મીસ ગીયરીની સ્કુલ આગલ વીકાજીએ પોતાની ગાડી ઉભી રખાવી, અને હીલ્લા સાથ તેવણ મીસ ગીયરીને મલવા તે બંગલામાં દાખલ થયા.

પણ હીલ્લાના કહયા પ્રમાણે ફેરો ફોકટ ગયો. મીસ ગીયરી ત્રણ વાગેના બાહર ગયાં હતાં, અને સાત વાગ્યા અગાઉ પાછાં ફરનાર નથી, એવી તેવણના નોકર તરફથી વીકાજીને ખબર મલી. વીકાજી ઘણુજ દલગીર થઇ ગયા. સાત

વાગા સુધી તેવણુથી ત્યાં થોભાય તેમ હતું નહી, તેમજ બીજે ઠેકાણે કોઇને ત્યાં જઇ વખત કાહડવા જેવુબી તેવણુને લાગ્યું નહી, એટલે તેવણે મીસ ગીયરીને મળવાનુ આવતી કાલ ઉપર રાખી, પોતાનો 'કાર્ડ' નોકરને આપી હીલ્લા સાથ તેવણુ બંગલામાંથી બાહર પડયાં.

'હવે કયાં જઇયે બાવાજી?' હીલ્લાએ રસ્તા ઉપર ઉભી રહી વીકાજીને સવાલ કીધો.

'કેટલા વાગા હમના?' વીકાજી પોતાનુ એક અસલી ઘડીઆલ ખીસાંમાંથી બાહર કાહડી તેમાં જોઇ બોલ્યા. 'સાડા પાંચ! ઓહો! ત્યારે દીકરા આપણુ ગ્રાંટરોડના સ્ટેશન ઉપરથી ચર્ચગેટની ટીકીટ લેઇ બેન્ડ સ્ટેન્ડ ઉપર જઇ, ત્યાં પાર ઉપર બેસીયે ને પછી ત્યાંથી આપરે ઘેર જઇશું.

ગ્રાંટરોડનુ સ્ટેશન સાંમેજ હતું, અને ટ્રેનને હજી પંદર મીનીટનો વખત હતો. વીકાજીએ બે થર્ડ કલાસની ટીકીટ લીધી, અને હીલ્લા સાથ પ્લાટફોર્મ ઉપર જઇ બેઠાં.

'યાદ રાખજે હો દીકરા.' વીકાજી બોલ્યા. 'તારી બેહન ઉપર તું કાગજ લખે તેમાં લખવા ભુલતી ના, કે જે દહાડે 'ચેક' મલીયો તેજ દાહડે મીસ ગીયરીને રૂપીયા આપવા આપરે ગીયાતા. તું કાગજમાં સાફ ખુલે ખુલ્લું એમ લખજે હો કે?'

'લેઓ ચાલો, ઉઠો બાવાજી, ઘાંટ વાગો,' હીલ્લા પોતાના બાપનું ધ્યાન બીજી વાત ઉપર ખેચવાના ઇરાદાથી પાછી વાત ઉડાવી બોલી. 'અને 'ટ્રેન' બી આવી.'

અને થોડી મીનીટમા વાંદરેથી ગાડી આવી લાગી. વીકાજી પોતાની દીકરીને લેઇ ત્રીજા કલાસમાં બેઠાં, અને 'ચર્ચગેટ'ના 'સ્ટેશન' ઉપર ઉતરી, બેન્ડસ્ટેન્ડ આગલની પાર ઉપર હીલ્લાને લેઇ તરેહવાર ગાંમગપાટા મારતા, સાંજની ઠંડી લેહકીની લેહરમાં, પોતાની મુશ્કલસીને ભુલી જઇ, પત્થરની પાર ઉપર બેસી પોતાનો જીવ બેહલાવવા લાગ્યા.

પવનની સમીસાંજની ઠંડી લેહકી અંદર પાર ઉપર કેમ વખત વહી ગયો, તેની વીકાજીને સમજ પડી નહી. આજે સનીવારનો દિવસ હોવાથી ગવરનર સાહેબનું 'બેન્ડ' વાગતું હતું. 'બેન્ડસ્ટેન્ડ' ઉપર જેમ જેમ મારતે મીયાંઓની બબે ઘોડાની જોરી આવતી અને જતી હતી, તેમ તેમ વીકાજી તેમાં બેઠેલા પોતાના આગલા વખતના દોસ્તોને નમી નમી સલામ કરતા, અને હીલ્લાને તે લોકની ઓલખાણ આપતા જતા હતા.

'આએ લાલ ઘોડાની જોડીમાં પેલા પારસી બેઠાછ, તે મારા દોસ્ત ઓનરેબલ મી૦ બેરામજી જીજીભાઇના સાહેબજાદા છે.' વીકાજીએ હીલ્લાને ગાડી દેખાડી કહ્યું. 'ને આએ સફેદ ઘોડાની જોડી જે સાંમેથી આવેછ, તેમાં સર જમશેદજી જીજીભાઇ છે.'

"એવામાં સર જમશેદજીની ગહાડી વીકાજી આગલથી પસાર થઇ ગઇ અને વીકાજીએ ઉઠી તેવણુને નમીને સલામ કીધી.

'બાવાજી, પેલો સુનાનો 'આઇ ગલાસ' લટકાવી તમારી તરફ ટીકી ટીકી જોતો જોતો જે પારસી ગયો તે કોણ?' હીલ્લાએ પુછ્યું.

'એવા તો ઘણા ખોરીયા ખાંપરીયાં અહીયાં આવેછ.' વીકાજીએ જવાબ દીધો, 'બેન્ડસ્ટેન્ડ' ઉપર જેટલા પારસીઓ આવેછ, તે કાંઇ બધાજ આબરૂદાર આવેછ એમ તું ધારેછ શું? કેટલાંક કાલાં મેંઢાં બાહરથી ધોતા ધાતા થઇ 'ભેસ્યો' ચહડાવી એમથી તેમ અને તેમથી એમ જે ભોપતા ફરેછ, તેથી આબરૂદાર અને નિરદોશોને ઘણીજ સાહવચેતી રાખવી પડેછ. આએ 'મેલકોચ' માં જે જાય છે તે મારા ફ્રેન્ડ દાહયાભાઇ ઘેલાભાઇ સી૦ આઇ૦ ઇ૦—ઘણાજ લાએક આદમી. અમીરી ખવાસના, ને ઉદાર દીલના. એવણુની મીલના તનસો શેર આપરી પાસે ઉતા.'

'તનસો શેર! બાવાજી!' હીલ્લા અજબ થઇ બોલી 'બાવાજી તે બધાનુ તમે શું કીધું?'

'દીકરી, તે વાત કાંય યાદ દેવાડેછ?' વીકાજી બલાપો કરી બોલ્યા. 'તે શેરમાથી એકસો શેર તારી બેહન નાજાં જ્યારે પરણી, ત્યારે મેં પાછલી રાતના તેના ટીલાંમા લખાવ્યા! ને બાકી રહેલાનો પાછલથી દારવાટલો કેમ દયો તેની કાંઇ ખબર નથી. તે સો શેર જે છોકરી આજે લેઇ બેઠીછ, તે આજે મને તનસો રૂપડી માંટે ચોર ને ગુનેહગાર કેહછ! ઇયા ખુદા! કંઇ નહી. એબી દહાડો જશે!!

એવામાં રાજાબાઇ ટાવરના ઘડીઆલમાં સાત વાગ્યા. લોકોની ગાડી અત્યાર આગમજની છુટી છુટી જતી રહેવાથી મેદાન ખુલ્લું થઇ ગયું હતું, અને લોકબી-ક્યારના નિકલી જવાથી રસતો નવતરો થઇ ગયો હતો. હીલ્લા અને વીકાજી પોતાની વાતના ટાહેલાંમા એટલાં તો પડેલાં હતાં, કે અત્યાર આગમજ તેવણુને ઘેર જવાનો જરાબી ખ્યાલ આવ્યો નહી.

'સાત વાગા બાવાજી' ઘડીઆલની ટકોરી સાંભળતાંજ હીલ્લા બોલી. 'હવે આપરે ઉઠીયે તો ઠીક.'

તે દિવસ પુનમનો હોવાથી ચંદર તુરતનોજ ઉગેલો હતો. વીકાજી પોતાની વાહલી દીકરીનો હાથ પોતાંના હાથમાં પકડી હલવે હલવે રાજા-બાઇ ટાવર આગલથી બાહાર રસતે પડયા, અને, પોતાને ઘેર જવા દાદી-શેઠની અગીઆરી તરફ હીલ્લા સાથ તેવણે ચાલવા માંડયું.

એવામાં સામેથી કોઇ બે જવાન પારસીઓ સેહલ કરતા, વીકાજીની આગલથી પસાર થઇ જતા હતા, પણ તેવામાં તેઓમાંના એકની નજર વીકાજી ઉપર પડતાંજ તે બોલ્યો :—

'હલ્લો! વીકાજી શેઠ! ઠીક ઠીક!! હાયતાલી જબરી આપી હો દોસ્ત!!'

વીકાજી તેને જોતાજ સ્તબ્ધ થાઇ વિચારમાં પડી ઉભા રહી ગયા, અને હીલ્લાબી પોતાના બાપના આ દોસ્તોની આવી બેઅદબી જોઇ વીચારમાં પડી.

વીકાજી પોતાના આ બંને દોસ્તો સાથ વાતે ઉભા, અને હીલ્લા ગ્યાસ લાઇટના ફાનસના ઉજાસ વચ્ચે પોતાના બાપના આ બંને દોસ્તોના ચેહરા જોતી ઉભી.

આ બે માહેલો એક દોસ્ત વીકાજીનો હાથ પકડી તેવણુને બાજુ ઉપર લઇ ગયો, અને હીલ્લા એકલી એક બાજુએ ગંભીર વિચારમાં પડી.

તેમની વાત લગભગ પાંચ મીનીટ સુધી ચાલી.

'દીકરી હીલ્લા.' વીકાજી પોતાની વાત પુરી કરી તુરતજ હીલ્લા આગલ આવી બોલ્યા. 'હિંયાંથી તુંને આપણા ઘેરનો રસ્તો ખબર છે કે? તું હિયાંથી એકલી ઘેર જઇ શકશે કે દીકરા?'

'બાવાજી હું એકલી ઘેર જાઉં?' હીલ્લા ચમકીને બોલી. 'કાંય બાવાજી મને એકલી ઘેર—

'હા દીકરી' વીકાજી બોલ્યા. 'તુંને રસતો ખબર છે કેની? જોની, હીંયાંથી સીધાં ગીયાં એટલે જમના હાથ ઉપર દાદીશેઠની અગીઆરી આવી તાંહાંથી

'નઇ. નઇ. વીકાજી શેઠ જરા સબુર કરો. હું બરોબર ઇધાણી એવણુને આપું.' પેલો બીજો દોસ્ત જે એક ભરૂચો હતો એવું તેના બોલવાની ઢબ ઉપરથી માલમ પડતું હતું, તે વચમાં બોલ્યો, 'જોવાની સીદાં જતાં ધાધીશેઠનું આતસબેહરામ આએવું', હાંને તાંહાંથી અંદર જતાં બીજી સેરી આવી. તાંહાંથી સીદાં જતાં ગેગાનો મોહલો આએવો, અને—

એની રીતે તે ભરૂચો એક લંબાણુ ઇધાની ઉપર ઇધાની આપી હીલ્લાને ગોલવાડની ગલીનો પત્તો આપતો હતો, તેટલાં હીલ્લાં બોલી.'

'પણ બાવાજી તમે શું ખરેખર મને એકલી ઘેર મોકલવા માંગોછ?,

'હા દીકરા.' વીકાજીએ જવાબ દીધો.' આજે સાહેબો સાથે મને આજ રાતનું 'એપોઇન્ટમેંન્ટ' હતું' તેનું મને બીલકુલ ધ્યાન રેહયુંજ નહી.

'પણ બાવાજી તમે પાછા કયારે આવસો?' હીલ્લા રડમસ થઇ ફીકી પડી બોલી. 'તમને આવતાં ઘનું મોડું થશે, ને હું ઘેરમાં રાતપડી એકલી—

'નહી નહી દીકરી, દસ ને અગીઆરની અંદર તો હું ઘેરમાંજ હોઉં એમ નકી જાણુ.' વીકાજીએ ખાતરીભરી રીતે જવાબ દીધો.

'નહી બાવાજી. આજે રાતના તમે બહાર ના જવો.' હીલ્લા, વીકાજીનો હાથ પકડી બોલી. 'જોઇએ તો કાલે—

'નહી દીકરા, તું નહી સમજે., વીકાજીએ હીલ્લાના કાનમાં કહ્યું. 'મને જવું જજોઇયં. તું રસ્તા ઉપર એ શું ગેડાં કરેછ ? ગોજી દીકરી, મને ખરાબ લાગશે તેનો વીચાર તો કરતીજ નહી કે ?'

'જેમ તમારી મરજી બાવા.' હીલ્લા લાચાર થઇ બોલી. 'પણ તમે જલદી આવશો હં ? તમે આવશો ત્યાં સુધી હું જાગતી રહેવશ.

'નહી નહી. તું નકામો ઉજાગરો ના કરતી માય.' વીકાજી બોલ્યા. 'તું જમીને સુઇ જજે. હું આવસ ત્યારે બારણું ઠોકસ.'

વીકાજીનો હાથ પકડી તેના દોસ્તોએ એક બાજુથી તેને ખેંચવા માંડયો, એટલે વીકાજીએ હીલ્લાને ઘેર તરફ જવા કહી, આ ધંનધન ઘોરી જેવા પોતાના દોસ્તોની સાથ તેવણે આગલ ચાલવા માંડયું, અને ગરીબ હીલ્લા લાચાર થઇ દાદીશેઠની અગીઆરી તરફ સીધી ચાલી.

શું ખરેખર આ બે પારસીઓ વીકાજીના દોસ્તો હતા ! તેઓની વાત ચીત કરવાની ઢબ ઉપરથી તો હીલ્લાને તેવુંજ લાગ્યું. તેમ જો હોય નહી, તો, કદીબા વીકાજી આ પારસીઓ સાથ હીલ્લા જેવી પોતાની વાહલી દીકરી ને રસ્તા ઉપર એકલી મુકી જાય નહી. હીલ્લા પોતાના બાપના દોસ્તોને જોઇ ઘણીજ કચવાઇ, અને મનમાં વીચાર કરતી ચાલી. 'બાવાએબી કેવા ધન ધન ઘોરી જેવા દોસ્તો શોધી કહાડયાછ ! હમના તો એવન કેહતા હતા કે મને સર જમશેદજીની સાથ ઓલખાન છે ! શેઠ બેરામજી જીજીભાઇ સાથ પીછાન છે ! ફલાના શેઠયા સાથ દોસ્તી છે, ને ફલાના સાથ વેહવાર છે. ને એવનના તો દોસ્તો આવા નીકલીયા, ત્યારે શું એવને મને ઠગી. એવને બધું મને ખોટું કહયું ? પેલો બેઅદબ ભરૂચો, ઓલખાન પીછાન વગર મને ગોલવાડની ગલીનો પત્તો આપવા નીકલીયો, ને તેના જેવોજ બેલગામ તેનો સાથી એક બાઇ માનસનો જરાબી મલાજો કીધા વગર, બાવાનો હાથ પકડી બેધડક તેવનને ખેંચવા લાગો. કેવા બેઅદબ પારસીઓ ! બઇરાંઓનો કાંઇ મહલાજો કરતાજ નથી. મીસ ગીયરીએ ગયાંજ અઠવાડીયામાં મને કહયું કે પારસીઓ ઇંગ્રેજને પગલે ચાલી સુધારા ને કેળવણીમાં બેશક ઘણા આગલ વધી ગીયાછ, પન સુધરેલા ને કેલવાયેલા ભાગ કરતાં ડોલઘાલુ ભાગ દીવસ જતે ઘણોજ વધતો જાય છે.'

# પ્રકરણ ૪ થુ.

——:૦:——

## પેસુ પેનટર.

હજી છુટું છવાયું લોક પાલવા બંદર ઉપરથી કોટ તરફ જતું હતું, અને કોટ તરફથી કોલાબા તરફબી કેઇ કોઇ લોક જતાં હતાં. હજી ગાડી ઘોડાની આવજાબી હતી, અને 'યુનીવરસિટી ગારડન' માંથી મદમનાં છોકરાં-ઓને રમાડનારી આયાઓ, પોતાના બટલર દોસ્તો સાથ ઠીઠી ઠાઠા કરતી બાહર નિકલતી લોકોની નજરે પડતી હતી. ચંદરની ચાંદનીબી ઠીક પડતી હતી.

હીલ્લા વિચારમાં 'ને વિચારમાં પસાર થતી હતી, તેટલાં પછવાડેથી કોઇએ હીલ્લાને બોલાવી. 'હીલ્લામાય? હીલ્લા?!!'

કોન? પેસતનજી પેનટર!' હીલ્લાએ પાછલ નજર કરી પોતાને બોલાવનારને ઓલખી કાહડી પુછયું.'

'હા! પેસતનજી પેનટર? હવે તમે ગરીબને કાંહાથી ઓલખો બેહન હીલ્લા?' પેસતનજીએ સવાલ કીધો. 'તમે દરોઇંગનું કામ હવે વગર મદદે કરવા લાગા, એટલે મીસ ગીયરીએ આપણને ખરતા કીધા, પણ તેબી ઠીકજ થયું કે તેવણે આપણને ખરતા કીધા, નહીં તો આજે પચીસ રૂપીયાથી છવીસમો રૂપીયો મીસ ગીયરી મને પરખાવતે નહીં. પન હીલ્લા તમે કેમ છો? બાવાજી કેમ છે?'

'હું સારીકાંની છઉં ને બાવાજીબી સારીકાંની છે.' હીલ્લાએ જવાબ દીધો. 'પન તમે ઘણે વખતે મલીયા હું? કાંઇ નવી ખબર?'

'હા બેહન, ઘણે વરસે મલીયો.' પેનટર બોલ્યો. 'તમારી સ્કુલમાંથી મને રજા મલીયા પછી, બે મહીના સુધી તો હું વગર ચાકરીએ રખડીયા કીધો, ને અંતે મને મુંબઇ નાટક મંડલીમાં પેનટર તરીકે નોકરી રેહવાની ફરજ પડી. એક 'પોરટ્રેટ' બનાવનાર ઉપરથી હું હવે 'સીન પેનટર' થયો.'

'નાટકના પરદા!' હીલ્લા હસી પડી બોલી. 'બાપરે! પેસ્તનજી તમે તો જુદેજ રસ્તે ઉતરી પડયા? તાહારે તમે તો 'સીન પેનટર' થઇ ગીયા!!!'

'હા બેહન, એક 'સીન પેનટર.' પેસુએ જવાબ દીધો. 'હમના હમારી કમપની 'તુફાના' નામનો એક નવો ઓપેરા કરેછ. તેના બધા પરદા મેં ચીતારયાછ, ને બધા 'ડીઝાઇન' મેં પોતે શોધી કહાડયાછ. આખું 'સ્ટેજ' આએ નવા ખેલ માટે હમારા માલેક બેજનજી ભમભમે નવેસરથી રંગાવ્યુંછ.'

ખેલનો 'પ્લોટ' મેજ આપીયોછ. આહા! બેહન હીલ્લા, એ ખેલની હું તારીફ કરૂં. જ્યારે એ ખેલ ગેઇટી થીએટરમાં થશે, તાહારેજ મુંબઇના લોકોને માલમ પડશે, કે ખેલ કેવા થવા જોઇયે, ને પરદા કેવા રંગાવા જોઇયે.'

'પન પેસતનજી, તમે આટલી બધી મેહનત કરોછ, તાહારે તમુને તમારા માલેક મી૦ ભમભમ તરફથી પગારબી સારોજ મલતો હોશે?' હીલ્લાએ સવાલ કીધો.

'પગાર! પગાર સો રૂપીયા!' પેસુ પેન્ટરે જવાબ દીધો. 'કંઇ દમ નહી. વેલાતના નાટકના કારીગરોની આવક સાથ આપરા નાટકના કારીગરોની આવક સરખાવતાં મોટો ફરક પડેછ. પણ અફસોસ કરવા જેવું તો એ છે, કે નાટક જેવો ઉમદા હુન્નર દીન જતે પારસીઓના હાથમાંથી છુટી જાયછ, અને તેને બદલે ભવઇયાઓના હાથમાં નાટકનો હુન્નર જઇ પડયોછ. એથી થયુંછ એમ, કે નાટક જેવો ઉમદા હુન્નર 'ભવઇયાઓની ભવઇ'માં બદલાઇ ગીયોછ.'

'પન પેસતનજી તમારાં મીઠાંમાસી શું કરેછ?' હીલ્લાએ બીજી ખબર પુછી.

'છે. તેવનબી હાલ મુંબઇમાંજ મારી સાથે છે' પેસુ પેન્ટરે જવાબ દીધો. 'તેવન નાગપોર જવાનાં હતાં, પન હાલ તો મેં તેવણને થોબાવીયાં છે હમારો નવો ખેલ થયા પછી હમારી કંપની લાંબી સફરે નિકલે એવો સંભવ હોવાથી, તે વખત તેવને નાગપોર જવાનો ઠેડાવ રાખ્યોછ. પન બહેન હીલ્લા; તમને મોડું થતું હોસે. પોના આઠ વાગા. ચાલો હું તમુને તમારે ઘેર પોંહચાડી જાઉં. તમારૂં ઘેર બજાર ગેટમાંજ છે કેની?'

'નહી પેસતનજી.' હીલ્લાએ ખુલાસો કીધો. 'તાંહાંથી તો ખાલી કીધાને આજે તન વરશ થયાં. મારા બાવાથી વીસ રૂપીયા ભારૂં નહી ભરાયું, ને મારાં બેન નાજંમાય મુલતાનવાલાંએ સસતાં ભાડાંવાલી જગામાં જઇ રેહવાની બલામણ કીધાથી, હમે હાલ ગોલવાડની સેરીમાં નવ રૂપીયાની જગ્યામાં રેહીયેછ.'

'પન તમે એકલાં, આય વખતે, આજે હીયાં કાંહાથી આવી લાગાં?' પેસુ પેન્ટરે સવાલ કીધો.

'મારા બાવા સાથે હું આજે 'બેંડસ્ટેંડ' ઉપર ગેઇતી.' હીલ્લાએ ચાલતાં ચાલતાં જવાબ દીધો. 'ને તાંહાથી હમો બંને જન ઘેર જતાંતાં, પન તેવામાં તેવણને રસ્તામાં કોઇ બે દોસ્તો મલવાથી, તે લોક સાથ—

'તમુને એકલાં મુકીને ચાલી ગીયા?' પેસુ પેન્ટર વચમાં બોલી ઉઠયો. 'તાહારે તેવન હજી—

'હજી શું? પેસતનજી તમે બોલતા કેમ નથી? તમે મારા બાવાનેજ સારૂં કાંઇ બોલવા જતાતા?' હીલ્લાએ બજીદ થઇ પુછયું.

'હજી તેવણ રાતના રખડવાનું છોડતા નથી, એમ હું બોલવા જતો તો બેહન હીલ્લાં.' પેસુએ ખુલાસો કીધો. 'એ મને ઠીક લાગતું નથી, બેહન હીલ્લા.'

પેસતનજી પેન્ટર પચીસ વરસની ઉમરનો એક ગરીબ, સાલેસ, પ્રમાણીક અને આબરૂદાર જવાન હતો. ઘણાં વરસની વાત ઉપર મીસ ગીયરીની સ્કુલમાં પચીસ રૂપીઆના પગારે છોકરીઓના દરોઇંગ માસતર તરીકે તે કામ કરતો હતો. મીસ ગીયરીએ પેસ્તનજીને રજા આપ્યાથી આ પ્રમાણીક ધંધો કરનાર જવાંન 'મુંબઇ નાટક મંડલી'માં એક પરદા ચીતારનાર તરીકે દાખલ થયો, અને પાછલથી તેજ નાટક મંડલીમાં પોતાની ચાલાકીના જોરે આજે પેન્ટર ઉપરાંત સ્ટેજ મેનેજર અને કોઇ કેઇ વખતે 'ઓથર' તરીકે કામ કરી જાણીતો થયો હતો. મીસ ગીયરીની સ્કુલમાં હીલ્લાનો તે દરોઇંગ માસ્તર હતો, અને મીસ ગીયરીની નોકરી છુટી જવા પછી જ્યાં સુધી પેસતનજી પેન્ટરને ચાકરી મલી નહી, ત્યાંસુધી હીલ્લાને ઘેર તેણીને દરોઇંગના ખાસ 'લેસન' આપવા તે જતો હોવાથી, વીકાજી સાથ તેને ઠીક પીછાણ થઇ હતી. પેસ્તનજી પેન્ટરની વીકાજી સાથ પીછાણ થયા પછી પોતાના મીઠાં માસી સાથ હીલ્લાનો એક વખત પેસતનજીએ મેલાપ કરાવી આપ્યાથી, હીલ્લાને તેવણ ઘણુંજ ચાહતાં હતાં, અને તેટલાં માટે તેવણ જ્યારે ત્યારે હીલ્લાની મુલાકાતે આવતાં અને હીલ્લાને પોતાના સાદા સંસાર વચ્ચે સુખી અને સંતોશી જોઇ તેવણ ઘણુંજ ખુશી થતાં હતાં.

'આએ ગોલવાડની ગલી?' પેસુ હીલ્લાને ગલીનું નાકું દેખાડી બોલ્યો. 'તમારૂં ઘેર કીયું હીલ્લા બેહન?'

'મારૂં ઘેર આએ નીચા ઓટલાવારૂં.', હીલ્લાએ ગલીની અંદર પેસુને લેઇ જઇ દેખાડયુ. 'એ ચાનજી ચોચીપાપાનું ઘેર કેહવાયછ! તીજે માલે હમો રેહીયેછ. કોઇ દાહડે ફુરસદે આવજો. પેસ્તનજી માફ કરજો હં! તમુને ઘણી તજદી પડીછ.'

'તજદી?' પેસુ ડોલા ચહડાવી બોલ્યો. 'તાહારે શું હું રાત પડી તમુંને રસ્તા ઉપર એકલા મુકી જાઉં! તમારા બાવા કયારે આવા કેહી ગયાછ હીલ્લાબાય?'

'તેવન દસ અને અગીઆરની વચ્ચે આવવા કેહી ગયાછ.

પેસુએ દલગીર ચેહરે પોતાનું ડોકું હીલવ્યું, અને હીલ્લા પેસુને જોઇ દલગીર થઇ બોલી:—

'તમે મારા બાવાના દેસ્તોને ઓલખોછ પેસતનજી?'

'બેહન હીલ્લા, તમે તમારા બાવા સારૂ નકામાં જાગી તબીયત બગાડર્તા ના'' પેસુએ કહયું. 'ઉજાગરાથી તબીયત બગડેછ બેહન. ચાલો હવે હું તમારી રજા લેઉંછ. હમારી કમપની દર રવીવારે બપોરના પોતાના ખેલ કરેછ, વાસ્તે હું કાલ બપોરના ખેલની બે ટીકીટો તમારે સારૂ લેઇ આવશ. આવતી કાલે 'અલાદીન'નો ખેલ અને 'ધાનસાખ કલબના બોટાં ખાઉ મેમ્મર' એ નામનો ફારસ છે.'

''શું શું! ધાનસાખ ને બોટાં?' હીલ્લા ફારસનું નામ સાંભલી હસી પડી બોલી. ને અલાદીન!'

'હા બેહન અલાદીન!!' પેસુએ પોતાની નાટક મંડલીનો બચાવ કીધો. 'એ ખેલ આજ ઘણાં વરશોની વાત ઉપર લખાયો હશે. તે ખેલ લખનારબી મરી ગીયા, તે ખેલ લખાવનારબી ગીયા, ને તે ખેલ કરનારા જે જવાન ઉતા તે ઘરડા થયા, અને જે ઘરડા ઉતા તે મરી ગીયા એટલો જુનો ખેલ થયો છતાં, બેજનજી ભમભમ એ ખેલ હજી મુકયાજ કરેછ? પણ ચાલો બેહન હીલ્લા, હવે હું જાઉંછ. હું કાલે તમારે સારૂ ટીકીટ લેઇને આવશ.'

પેસુ પેન્ટરે ખરેખર કાલાંમાય ટાએલુંજ હતું! તે બબે વખત હીલ્લાની રજા લેઇ જવા નીકલ્યો અને બબે વખત વાત ઉપરથી વાત કાહડી ટાએલું કરતોજ ગયો.

કાંઇબી વાત કરવાના કારણ વગર વાત કરવી, અને તે વાતમાંથી કાંઇબી વાત કાહડી સાંમા આદમીને તે વાતમાં ગુંટાવી નાખવું, એ એક જાતનો હુંન્નર છે.

પેસુ પેન્ટરે તેવી હુન્નરમંદી અને સિફતથી વાત ચલાવી હીલ્લાને અરધી ખુશી અને અરધી દલગીર બનાવી આવતી કાલે બપોરે મલવાનું બેઆનું મુકી તે ચાલી ગયો, અને હીલ્લા પોતાના માલ ઉપર જઇ, બતી સલગાવી પોતાના વાહલા બાપની આવવાની રાહ જોતી બેઠી.

નવ વાગ્યા!

'નવ વાગા!' પડોસના ઘડીઆલમાં નવની ટકોરી વાગતી સાંભલી હીલ્લા મનમાં બોલી. 'હજી તેવનને આવવાને બે કલાક જોઇયે.'

હીલ્લાની ભુખ બિલકુલ મરી ગઇ હતી. નવની ટકોરી સાંભલી પોતાના બાપને આવતાં હજી વખત છે, એમ જાણી તેણીએ કાંઇ વાંચણમાં પોતાનું ધ્યાન રોકવાનો વિચાર કીધો. તેવા વિચારથી તેણીએ કાંઇ વાંચવા માંડયું.

'દસ વાગ્યા!'

'દસ વાગા! હજી એક કલાક બાકી છે.' હીલ્લા દસની ટકોરી સાંભળી બોલી. 'એટલું અગતનું શું કાંમ હોસે, કે આવડી મોડી રાત સુધી એવનને બાહાર રોકાવું પડયું?'

અંતે અગીયાર વાગ્યા!

'હમના આવતા હોસે, ગલીના નાકા ઉપર ચાલતા હોસે–ઓટલા ઉપર ચહડતા હોસે–દાદર ઉપર હોસે–બારણું ઠોકતા હોસે!!!'

એવી એવી કિસમના ઉડતા વિચારો અગીયાર વાગ્યા પછી હીલ્લાના મગજમાં ભમવા લાગ્યા. અગીયાર વાગ્યા પછી તેણીની ઇનતેજારી ધીમે ધીમે વધતી ગઇ, અને હવે તે ઓરડાની બારી પકડી ઉભી રહી, બાહર ડોકી કાહડી ગલીના નાંકા ઉપર લાંબી નજરે ડોલા ફાડી જોવા લાગી. એમ કરતાં પડોસના મોહલ્લામાં કોઇના ઘડીઆલમાં બારની ટકોરી વાગતી હીલ્લાએ ગણી.

'બાર વાગ્યા!'

'સાડા બાર!!'

'એક—!!!'

'શું થયું!!' હીલ્લાની ધીરજનો હવે અંત આવ્યો. 'એટલું બધું મોડું તો કોઇ દાહડે થયું'તું નહી! ઘણા ઘણા તો દસ વાંગતાં'તા, પણ આજે એક વાગો 'ને હજી કાંહ રેહયા.'

ગરીબ બીચારી હીલ્લા! આવી ઇનતેજારીમાં દરેક મીનીટ અને દરેક ઘડી તેણીને મન કલાક કલાક જેટલી લાંબી લાગતી હતી. નવથી એક વાગ્યા સુધી પોતાના બાપની રાહ જોતાં તે એટલી તો થાકી ગઇ હતી, કે હવે તેણીની તબીયત બગડવા લાગી, અને તેણીના મગજમાં ચહડ ઉતર થતા વિચારોથી તે અરધી બેધ્યાન જેવી થઇ ગઇ.

બે વાગ્યા. બેની ટકોરીબી તેણીએ ગણી, અને દીવાંની બાવરી જેવી થઇ ઓરડામાં હિયાંથી ત્યાં અને ત્યાંથી હિયાં તે ભમવા લાગી.

ત્રણ વાગ્યા!

મરઘા વાસ્યા—પાછલી રાત પડી–પાટપડોસીના ઓટલા ધોવાયા, અને ચોક ચાંદન થવા લાગ્યાં.

રાત આંખી જાગી જાગી હીલ્લાએ પુરી કીધી, પણ વીકાજી પાછા ફરીયા નહીં. હીલ્લાએ જબરી ધાસ્તી ખાધી, અને તે ધાસ્તીથી તેણીનું મગજ તપી ગયું, અને તેણીનું માથું દુ:ખી આવ્યું.

છ વાગ્યા અને સહવારૂં પડયું. સુર્યનાં કીરણોથી ગોલવાડની ગલીમાં ઉજાસ ફેલાઇ રહયો, પણ નિરદોશ હીલ્લાને તે ઉજાસ છતાં ચોતરફ અંધારૂં નજરે પડવા લાગ્યું! તેણીનાં માથાંમાં સખત દુ:ખારો ચાલુ થવા લાગ્યો. તેણીને ચક્કર આંવવા લાગ્યાં, અને તેજ વખતે હીલ્લા પટકાઇ પોતાના ઢોલિયા ઉપર પડી બોલી:—

'બાવાજી તમે કાંહ ગીયા? ઓ મારા બાપ!!'

# પ્રકરણ ૫ મું.

—:૦:—

## એક કાગજના કટકા ઉપર લખેલું ફરમાન.

પેસતનજી પેન્ટરનું રેહવાનું મકાન ચીચપોગલીના રસ્તા ઉપર સસ્તાં ભાડાંવાળી એક ચાલમા હતું. ત્યાં તે પોતાનાં માસી મીઠીબાઇ સાથે રેહતો હતો. મીઠીબાઇ એક અધોર ઉંમરનાં વિધવા હતાં, અને પેટ એકબી ફરજન્દ નહીં હોવાથી, માબાપ વગરના પોતાની બેહનના દીકરા પેસતનજીને પોતે દીકરો કરી પોતાની સાથે તેવણે રાખ્યો હતો. પેસતનજી ઉપર તેઓનો ઘણો પ્યાર હતો, તેમજ પેસતનજી પેન્ટર મીઠીબાઇને માન અને પ્રિતથી ચાહી પોતાના માતા સમાન માસીને 'મીઠાંમાસીના' લાડકાં નામથી હંમેશ તે બોલાવતો હતો.

આતંવારને દાહડે સહવારના પોહરમાં ઉઠતાંને વાર પેસુને પેહલી બાત યાદ આવી, તે ગઇ રાતના હીલ્લાને માટે મોકલવા કેહલી બાજના ખેલની બે ટીકીટોની હતી. તે યાદ આવતાંજ પોતે ઢોલિયા ઉપરથી ઉઠી મોહડું હાથ ધોઇ, આહે પીઇ કપડાં પેહરી બાહર જવા તઇયાર થયો. પેસુને એટલો જલદી બાહર જતો જોઇ મીઠાંમાસીએ પુછયું:—

'એ વરી એટલો સકારો કાંહ જાયછ પેસુબા?'

'આજે મને ઘણુંજ કામ છે મીઠાંમાસી.' પેસુબાએ જવાબ દીધો. 'બેજનજી શેઠ પાસે પેહલાં તો બે ટીકીટ મંગાવી, વીકાજી તાલેયંના ઉપર મારે મોકલી આપવીછ, ને ત્યાર પછી—

'હીલ્લાના બાપ ઉપર!' મીઠાંમાસી બોલી ઉઠયાં. 'તું હીલ્લાને તાંહ જાયછ કે પેસુબા??

'નહી માસીમાય. ફુરસદ કાંહ મલેછ કે જાઉં! પણ એકાએક ગેઇ કાલે રાતના અકસમાત રસતામાં હીલ્લા સાથ મેલાપ થઇ ગીયો, ને તે ઉપરથી મેજ કેહયું કે હું ટીકીટ મોકલાવસ!'

'મોકલજે, મોકલજે.' મીઠાંમાસીએ કેહયું. 'કેવી ગાય જેવી છોકરી છે. ઘેર રાખુ ને સમજવાલી!'

'ચાલો કાંઇ કેહવોછ કે માસીમાય?' પેસુએ જતાં જતાં બાજી હાથમાં લઇ પુછયું.

'જી નરાઇ! આહસ ઉવાએ લાંબો રેહ દીકરા.' મીઠાંમાસી ઓવારણા લઇ બોલ્યાં. 'લે વેહલો આવ દીકરા. રોજી લાવ!!'

સહવારના પોહરમાં પવનની ઠંડી લેહરીમાં પેસુ પેન્ટરે ઘરમાથી બાહર નીકલી ચાલવા માંડયું. સહવારને પોહર રસ્તા ઉપર લોકોની ઘણી આવ જા નહીં હોવાથી, પેસુએ બ્લેસીસ રોડ સુધી ચાલી જઇ, ત્યાંથી

ટ્રામમાં બેસી કોટમાં જવાનો ઠેરાવ કરી, વિચારમાંને વિચારમાં તે આગળ ચાલ્યો.

પોતાના વિચારની ધુનમા પેસુ સર જમશેદજીની હસ્પીટાલ સુધી ચાલી આવ્યો, અને નાકા ઉપર આવી ટ્રામની રાહ જોતો તે ઉભો હતો, તેવામાં પાછલથી એક ત્રણ પટીવાલા જમાદારે આવી સાહેબજી કરી પેસુનો રસતો રોકી કહયું:–

'જરા સબુર કરો શેઠ. હમારા બડા સાહાબ તુમકો બુલાતા હયે."

'કાસકો! હમકો બુલાતા? કીસ વાસ્તે?' પેસુએ અજબ થઇ પુછ્યું.

'કલ રાતકો હસ્પીટાલમે એક આદમી મર ગયા હયે, ઉસકે ઉપર જ્યુરી બરના હયે! કોરોનર સાહાબ કબસે આએં હુએ, ઓર ફકત જ્યુરીમે એકહી આદમીકી જરૂર હયે. અભી કાંમ ખલાસ હો જાયગા.'

પેસુ પેન્ટરે જોયું કે ભોંસ્યાંએ એક વખત પકડયો, એટલે તે છોડનાર નથી, વાસતે મુગામુગા દમ બાંધી ભપકામાં તેણે જમાદાર સાથે હસ્પીટાલના કમપાઉન્ડ તરફ ચાલવા માંડયું.

કોરોનરજી તુરતનોજ આવેલો હતો, એટલે જ્યુરીનું કામ તેજ વખતે શરૂ થયું.

સર જમશેદજીની હસ્પીટાલના હાઉસ સરજ્યને એવી જબાની આપી કે 'મરનારને ગઇ રાત્રે ચાર વાગાને સુમારે એક પારસી હસ્પીટાલમાં બેહોશ હાલતમાં લઇ આવ્યો હતો. તેના ગલાં ઉપર સખત દબાણ થએલું મને જણાયું હતું. મને લાગે છે, કે મરનારે આપઘાત કરવાની નેમથી પોતાના ગલાંની આસપાસ રૂમાલનો ફાંસો નાખ્યો હતો, જેથી ગુંગલાઇ જવાથી તેનું મરણ નીપજ્યું હતું.

'બાંબે બારના માલીકે જણાવ્યું, કે મરનાર ગઇ કાલે રાત્રે બીજા બે પારસીઓ સાથ મારે ત્યાં ખાવાપીવા આવ્યો હતો. ત્યાં ત્રણેજન રાતના એક વાગ્યા સુધી હતા. પાછલથી મારા નોકરે મને ખબર કીધી. કે તેઓ જુગાર રમે છે. હું તેઓને અટકાવવા ગયો, પણ તેટલાં પેલા બે પારસીઓ જતા રહેલા મને માલમ પડયા. મરનાર ઓરડામાં એકલોજ હતો, અને ઘણીજ ઉસકેરાયલી હાલતમાં મેં તેને જોયો હતો. મેં તેને મારૂં મકાન છાડી જવા કેહયું હતું. મારા ગયા પછી તેણે મારા નોકર પાસથી કાગજ અને ખરીઓ કલમ માંગ્યાં હતાં. પાછલી રાતના સાડા-ત્રણ વાગે, મારા નોકરે મને ખબર કીધી, કે મરનાર જમીન ઉપર બેહોશ થઇ પડયો છે. હું તુરતજ તે ઓરડામાં ગયો. તે ભોંય ઉપર બેહોશ થઇ પડેલો હતો, અને તેના ગલાંની આસપાસ આએ રૂમાલ તાંણીને બાંધેલો હતો. તેણે કાંઇ કાગજ લખ્યું હશે, તે તેની આગલ ભોંય ઉપર પરેલું હતું. આ રેહયું તે.'

જબાનીનું કામ પુરૂં થતાંજ મરનારની લાસને જોવા કોરોનર જ્યુરીના મેમબરો સાથ ગયો, અને પેસુ પેન્ટરે પણ ફડફડ બડબડ કરી તેઓ પાછલ ચાલવા માંડ્યું.

'એનુ નખ્ખોદ જાય, સા—નુ! સહવારના પોહરમાં આએ કાંઇ વગર ખાધાની મોરચી!'

'કેમ મી૦ પારસી,' કોરોનરે પેસુને લાસથી દુર બેદરકાર ઉભેલો જોઇ પુછ્યું. 'આએ લાસને જોયા વગર તું કેવી રીતે તારૂં મત આપશે?,

પેસુ કોરોનરનો ઠપકો સાંભલી તુરતજ પેલી લાસની આગલ ગયો. કોરોનરે તે લાસને ફેરવીને સરવેને દેખડાવી, કે કાંઇ જબરદસ્તી કે મારફાડની નીશાણુ મરનારના આંગ ઉપર અગર હોય, તો તેઓ તે જોઇ લીયે. લાસને તપાસી કોરોનર જેવો પીઠ ફેરવતો હતો, તેવામાં પેસુ પેન્ટરની નજર એકાએક મરનારના ચેહરા ઉપર પડી, અને તેજ વખતે તે ચીસ પાડી બોલી ઉઠયો:

'કોણુ! અરે એતો વીકાજી છે!'

'તમે એને ઓલખોછ કે?' કોરોનરે પેસુને બુમ પાડતા સાંભલી પુછ્યું.'

'એ કોણુ છે?'

'એ મારી પીછાનવાલો છે.' પેસુએ દીઘમુઢ થાઇ જવાબ દીધા. 'એ-ણુનું નામ વીકાજી મેહરજી છે. એવણુ ગઇ કાલે રાતે કોઇ બે પારસીઓ સાથે બહાર ગીયા તા, એ ખરી વાત છે સાહેબ. તમો સાહેબ જ્યુરીનું મત લઇ આ લાસને મારે સ્વાધીન કરવાનો હુકમ આપશો, ને પેલું કાગજ જે મરનારે લખીયું છે, તે મને આપવાની મેહરબાની કરશો.'

કોરોનરે તુરતજ તે કાગજ પેસુ પેન્ટરને સ્વાધીન કીધું. જ્યુરીએ મરનાર માટે ફાંસો ખાઇ આપઘાત કરવાનો અભીપ્રાય આપ્યો, અને કોરોનરે લાસને પેસુને સ્વાધીન કરવાનો હુકમ કીધો.

* * *

આપણી વારતામાં બનતા નજીવા બનાવોને લંબાવી દરશાવવા કરતાં અગતના બનાવોને વીસ્તારવાની ઘણી જરૂર હોવાથી, પેસુ પેન્ટરે વીકાજીના સ્વાનની કેવી રીતે વ્યવસ્થા કીધી, તે સ્વાન તે કયાં લઇ ગયો, અને શું કીધું, તે સઘલું દરશાવવાની કાંઇ જરૂર નથી. એટલુંજ કેહવું બસ થશે, કે વીકાજીના સ્વાનને પેસુ પેન્ટર તુરતજ ઉંચકાવી ગોલવાડની ગલીમાં આવેલાં તેવણુના મકાનમાં લઇ ગયો. ત્યાં સ્વાનને ખડકીમાં એક બાજુ મુકાવી પેહલે માલે રેહતાં ભાડુતોને આ માહેતમભરી ખબરથી ખબરદાર કરી, ધરમની ક્રિયા પ્રમાણે વ્યવસ્થા કરવા તે લોકને અરજ કરી, પોતે આ દુખભરી ખબર હીલ્લાને કેહવા ત્રીજે માલે ગયો.

પણુ હીલ્લાની હાલતનું ઠેકાણું ક્યાં હતું?

તે ખુલ્લે દરવાજે પોતાના કોચ ઉપર બેભાન અને બેહોશ હાલતમાં બકબક કરતી પડી હતી. પેસુએ તેણીને હીલવીને ઉઠાડી.

'હીલ્લા ! ઓ હીલ્લા ! ! બેહન હીલ્લા. ! ! !'

'બાવા, તમે આયા કે ? બાવા તમે કાંહાં હતા ! આખી રાત તમે કાંહ ઉતા બાવાજી !' હીલ્લા તાપની બીમારીમાં પેસુને જોઇ બોલી.

'હીલ્લા તારા બાવા નથી આયા, પણ હું આવેલો છઉં.' પેસુ દલગીર થઇ બોલ્યો. 'મને તું ઓળખેછની બેહન ! હું કોણ ?'

'બાવાંને લાયા ? તેવણ આયા ? હું નથી બોલવાની ! તમે કાંય નહી આયા બાવાજી ! અંતે તમારો જીવ ગીયો ! અંતે તમે આવો રસ્તો દેખાડયો બાવા ! ! બાવા તમે મને કોણુને સોંપી ગીયા ! ! બાવા તમે આએ શું કરી ગીયા ! ! બાવા હું તમારા વગર કેમ રેહવસ ! !,

હીલ્લાનો બકબકારો જોઇ પેસુ તરતજ મોહલ્લામાંથી કોઇ ડોકટરને બોલાવવા દોડયો. ભીંયતરીએ રેહતાં ભાડુતોએ વીકાજીના સ્નાનની જોઇતી વ્યવસ્થા કીધી, અને ડોકટર આવી હીલ્લાની તાપ કેટલી ડીગ્રી છે, તે જોવા થર્મામીટર મુકી, નાડ તપાસવા લાગ્યો.

ઘણે વારે સઘળી હકિકત, અને આસપાસની બીના સાંભલી, હીલ્લાની હાલત ડોકટરે ચીંતાભરી જણાવી કહ્યું કે, એને 'બ્રેન ફીવર, લાગુ પડી છે.'

પેસુએ ડોકટરના હાથમાં ફી મુકી તેને કાલાવાલા કરી કેસ ઉપર ધ્યાન આપવાની અરજ કીધી. ડોકટરે ફી ગજવામાં મુકી, જોઇતી દવા ચાલુ કીધી, અને પેસુએ તરતજ એક ચીઠી લખી આ માઠી ખબર ચીચપોગલી મીઠાંમાસી ઉપર મોકલી, વીકાજીની પાયદસ્તનો વખત જણાવ્યો, અને એક તાર નાજામાય નોશીરવાન મુલતાનવાલાં ઉપર અમદાવાદ મોકલી તેવણને વીકાજીના અકાલ મોતની ખબર આપી.

બપોર પડવા આગમજ ચીચપોગલીથી મીઠાંમાસી આવી લાગ્યાં. પાયદસ્ત તેજ દિવસે સાંજના કાહડી. વીકાજીના ખેશીઓ ગ્રાગ્રા તો કોઇ હતાં નહી, અને જે કોઇ હતાં તેઓ પાયદસ્તે આવ્યાં હતાં. દર દોસ્તો અને આગલા વખતના ઓલખાણુ પીછાનવાલાઓ મરનારને છેલ્લું માન આપવા એકઠા થયા હતા. સાંજ પડવા આગમજ હીલ્લાની હાલતમાં મોટો બીગાડો થવા લાગ્યો, અને પાયદસ્ત કાહડયા પછી પેસુએ ફરીથી ડોકટરને તેડાવી મંગાવ્યો.

લગભગ એક માસ સુધી હીલ્લાની 'બ્રેન ફીવર' ગઇ નહી.

ડોકટરે ભરોસો આપ્યો હતો, કે હીલ્લાની હાલતમાં જો કે બીગાડ થયો છે ખરો, પણ તેણીનો બાંધો ઘણો મજબુત હોવાથી તાપના હુમલા સામે તે જરૂર ટકી શકશે.

મીઠાંમાસી હીલ્લાને પોતાની દીકરી સમાન ગણતાં હોવાથી, તેણીની

માવજત કરવા લાગ્યાં અને પેસુ પેન્ટર પોતાની ગુંજાસ પ્રમાણે તેણીની માંદગી પાછલ ખરચ કરવા ચુક્યો નહી.

એક માસ વીતા બાદ હીલ્લાની તાપ ઉતરી, અને ડાકટરે હવા ફેરફાર કરવાની ભલામણ કીધાંથી, મીઠાં માસી હીલ્લાને કોટમાંથી પોતાને ઘેર ચીચપોગલી લઇ ગયાં.

ઘણી વખત દવાથી જે દરદ નથી જતું, તે હવાથી જાય છે.

ચીચપોગલી ગયા પછી હીલ્લાની તબીયતમાં ઘણોજ જલદી સુધારો થતો ગયો. પેસુ હીલ્લાની દરેક સગવડ પાછલ જોઇતું ધ્યાન આપતો હતો, અને મીઠાં માસી હીલ્લાને જરાબી દલગીર થવા દેતાં નહી હવાં.

સાજી થઇ ઉઠયા પછી હીલ્લાની હાલતમાં કુદરતી મોટો ફેરફાર થઇ ગયો હતો. તેણીની ઉપર પડેલી આ આફત વીશે પેસુએ કે મીઠાં માસીએ હજી સુધી તેણીને કાંઇબી કેહવાની હિંમત કીધી હતી નહી, પણ હીલ્લા તે અત્યાર આગમજ બધું સમજી ગઇ હતી. પોતાનાં બાપની ચાલુ ગેરહાજરી, અને એક મહીના સુધી પોતાની ચાલુ બીમારી દરમિયાન પોતાની સારવાર કરવા માટે તેણીના મિત્રો પેસુ અને મીઠાં માસીને પોતાના મકાનમાં વસેલાં જોઇ, તથા પાછલથી પોતાના મકાનમાંથી નિકળી મીઠાં માસીને ત્યાં ચીચપોગલી જઇ રેહવાથી, તેણીએ પોતાના બાપના મરણની નકકી અટકલ કરી, પોતા ઉપર આવી પડેલી આ ગજબભરી આફત સામે હિંમત ધરી જીવી રેહવાનો હિંમતવાન હીલ્લાએ ઠેડાવ કીધો, અને દુનિયામાં હવે પછી કેવી રીતે કામ લેવું તેના વિચારમાં તે પડી. અંતે તેણીએ એક દિવસ રાતના જમી ઉઠયા પછી પેસુને પુછ્યું.

'ભાઇ પેસુતન, તમે હજી મને મારા બાપના મોતની બીનાથી બેખબર કાંય રાખોછ? હવે તે વાત છુપાવવામાં શું સાર છે? તમે મને હજી નાદાન દુસકોલે જતી છોકરી સમજોછ?'

'બેહન હીલ્લા,' પેસુએ જવાબ દીધો.' હું તમને બધી વાત કેહવા તઇયાર છઉં. મેં તમારા મરનાર બાપનાં મોતની ખબર મેલવીછ. પણ મને કેહવો બેહન, કે જે દાહડે રાતે એવન તમારાથી જુદા પડીયા, તાહડે એવન પાસે કાંઇ જોખમ હતા?'

'જોખમ!' અરે મારા બાપ!' હીલ્લા હાય મારી બોલી. 'મારી બેહને મારે સારૂ તનસો રૂપીયા તેજ દાહડે મોકલેલા, તે એવન પાસે હતા. મે નકકી ધાર્યું'તું, કે તે પઇસાજ એવનનો જીવ લેશે, ને તેમજ અંતે થયું. કેવી બર ઉમેદ 'ને આસામાં તેવન ગીયા, બેહસ્તી હંમેશ મને કેહતા 'તા, કે જોની માય, બહમનશા બંગાલીનો હું વારેસ છેઉ, ને આજે નહીં તો પાંચ દાહડે ખજાનામાંના આપણ માલેક થશું. અરે મારા બાપ! તુને હું

કાંઇ હવે મલસે? મારા બાપનો જીવ પઇસાને લીધેજ ગીયો, અરેરે એ પઇસા ઉપર આગ લાગેરે!'

'તારાં ભાયગ માય.' મીઠાંમાસીએ હીલ્લાને પસવારી કહ્યું. 'મોત કંઇ કોઇને કેહીને આવેછ?'

'પન તેવણુ મરે તેવા નહી ઉતા મીઠાંમાસી.' હીલ્લા આંખમાં પાણી લાવી બોલી, 'આટલી ગરીબી ને વિપતી છતાં તેવન કોઇ દાહડે પણ દલગીર થતા તા નહી.'

'પેસુબાં, જોની એ તો રડી રડી અરધી થઇ ચાલી!' મીઠાંમાસી હીલ્લાને પેટમા દાબી પેસુને કેહવા લાગ્યાં. 'તું જેબી વાત જાનતો હોય, તે એને કેહી દે કે એના જીવને નિરાંત થાય.'

'બેહન હીલ્લા, તમે ધીરજ ધરી મને સાંભલો, તો હું બધી વાત તમને અવલથી તે આખર સુધી કેહી દેઉં.'

'પેસુબા,' હીલ્લા બોલી. 'તમે બોલી કેમ નથી દેતા? તમે શું એમ સમજોછ કે મારા બાપના મોતની ખબરનો એક એક બોલ આસ્તે આસ્તે કેહવાથી મને ઓછું દુ:ખ લાગશે! અરે તેમ કરીને તમે મને રીબાવોછ!'

'સાંભલો બેહન હીલ્લા, હું ટુકમા તમુને બધું કહી દેઉછ.' પેસુ બોલ્યો. 'જે દાહડે રાતના વીકાજી તમારાથી જુદા પડીયા, તેવાજ તેવન પોતાના દોસ્તોની સાથે ભાયખલાના પુલની નીચે આવેલા એક બીલીયર્ડ રૂમમાં ગીયા. તાંહ તેવન પોતાના દોસ્તદારો સાથે ખાધું પીધું, ને પાછલથી તેજ તે લોક સાથે જુગાર રમવા લાગા. એવી રીતે વીકાજીએ રાતના બે વાગા સુધી તે લોક સાથ જુગાર રમવું ચાલુ રાખીયું, ને તે અરસામાં તેવને પોતાની પાસે જે કાંઇ ઉતું, તે સઘલું ખોઇ દીધું.'

'અરેરે મારા બાપ!' હીલ્લા રડી પડી બોલી. 'પઇસા ખોયા તો ખેર, પણ તમે પાછા ઘેર કાંય નહી આયા? અરે તમુને બોલાવનારા નખોદ થજો?'

'મને લાગેછ કે પેલા પારસીઓ ખાસખાસ વીકાજીને રમાડવા સારૂજ તેડી ગીયા'તા.' પેસુએ વાત આગલ ચલાવી. 'વીકાજીએ પોતાની પાસ જે કંઇ ઉતું. તે ખોઇ દીધું, એટલે તેવને રમવા ના પાડી. પાછલથી બંને જનાઓ સાથ વીકાજીને ખટપટ થઇ, ને બંને પારસીઓ વીકાજીને મુકી તાંહથી ચાલી ગીયા. તે લોકના ગીયા પછી, વીકાજી બીલીયર્ડ વાલાના નોકર પાસથી કાગજ ને ખડીયો કલમ મંગાવી કંઇ લખવા બેઠા. તન વાગતે જ્યારે પેલો નોકર પાછો વીકાજી આગલ ગીયો; તાહરે તો તેવન જમીન ઉપર બેસુધ થઇ પડેલા ઉતા. તુરતજ તેવનને ઝટ ઇસપીતાલમાં લેઇ જવામાં આયા, પણ કંઇબી ઇલાજ લેવાય તે આગમજ તેવનુ મરણ નીપજીયું.'

[illegible]

ખબર સાંભળી હીલ્લાએ પુછ્યું. 'પેસુબા, એ ખબર તમુને કાણે કેહી.'

'આતવારને દાહડે સહવારનાં હું કોટ તરફ આવતો 'તો, તેટલાં હસ્પીટાલ આગલ મને એક સીપાઇ જ્યુરીમાં બેસાડવા પકડી ગીયો. શું કેહું બેહન! બેહરતીના મોતનું કારણ નક્કી કરવા જે જ્યુરી બેઠીતી, તેજ જ્યુરીમાં મને બેસાડવા સીપાઇ લેઇ ગીયો તો. મેં તેવણુને જોતાંજ ઓલખીયા. પેલા બીલીયર્ડવાલાને સાખસી તરીકે બોલાવેલો હોવાથી, તેને ઉપલી બીના જ્યુરી આગલ કેહીતી. મરનારે આપઘાત કરવા આગમજ જે કાગજો લખીને ફાડી નાખીયાં તાં, તેમાંથી આએ એક કાગજનો ફાંટેલો કટકો પેલા પારસીએ જ્યુરી આગલ રજુ કીધો હતો.

હીલ્લાના હાથમાં પેસુબાએ તે કાગજનો ફાટેલો કટકો આપ્યો, અને હીલ્લા તે ઉલટથી લેઇ વાંચવા લાગી.

મારી ગરીબ અને રાંક દીકરી હીલ્લા,–મે ..........................<br>
તારૂં તારી નાકદર અને એખલપેતી બેહન નાજાં ..........................<br>
મને તે એક ચોર અને ગુનેહગાર ગણી ..........................<br>
હું તે લોકને સારાં માનસ સમજતો 'તો પણ મા ..........................<br>
જ્યલબાજીથી મને રમાડવા બેસાડી ..........................<br>
એટલે વગર પઇસે હું શું મોહડું લેઇ ઘેર ..........................<br>
મારી ગરીબ દીકરીને હું કેવી રીતે મોહડું ..........................<br>
તેના કરતાં તો મને મરવું હજાર ઘણે બેહતર ..........................<br>
પણ મારૂં ખુન તે ચંડાલ મુજીઓને માથે ..........................<br>
તે લોકે મને ઠગીને લુટી લીધો, અને પછી ..........................<br>
મારા જેવા હાલ તેના થશે, અને ..........................<br>
તેને છોડતી ના, હીલ્લા, મારૂં વેર તે ચંડાલ ..........................<br>
ઉપર લેજે તે સોહરાબ પઠાંનને નામે ..........................<br>
ખુની તારા ગરીબ લાચાર બુધા બાપનો ..........................<br>
ગરીબ બાપને દીકરી ગુનાહ માફ કરજે. ..........................

તે કાગજ ઉપર એટલુંજ લખાણુ હતું.

વીકાજીના મોતના ભેદ ઉપર આ કાગજે એટલુંજ અજવાળું નાખ્યું હતું.

પોતાના વ્હાલા બાપે મરવાની થોડી મીનીટ આગમજ લખેલું એ કાગજ પોતાની આંખમા દાબી, મીઠાંમાસી તરફ જોઇ હીલ્લા બોલી. 'મીઠાં માસી, તમે આએ કાગજમાં શું લખીયુંછ તે સાભલીયું ?'

'હા દીકરા! સાંભલીયું.' માસી બોલ્યાં. 'મરે! જુગારની મોહકાનમાં કાજસરો જીવ નાહેક ગીયો.'

'નહી મીઠાંમાસી. તેવનનો જીવ ગીયો નથી, પણ તેવનનો જીવ લીધોછ.'

હીલ્લાના ચેહરા ઉપર ખુન ચઢેલું જોઇ મીઠાંમાસી ઉપકાઇ ગયાં. મારા બાપનું છેલ્લું ફરમાન હું છવતી ઝીંદગી સુધી બજાવવાના આવાજ ઉપર લોબાન મુકી સોગંદ લેઉંછ.'

'નહી માય, આપન બઇરાંની જાત લુચ્છા પેસાગીરોને કાંઇ પુગી વલીએ ?' મીઠાંમાસીએ હીલ્લાને સમજાવવા માંડી.

'મારા બાપે મારે માથે ફરજ નાખીછ, કે તેવનનો જીવ લેનાર ઉપર તેવનનું વેર લેવું', હીલ્લા મક્કમ વીચારથી બોલી. 'જોઇ દગલબાજીથી તે લુચ્છાઓએ મારા બાપ પાસેથી રૂપીયા લેઇ લીધા. તેમ જો નહી જતે તો કદીબી મારા બાપનો જીવ જતે નહી. તે રૂપીયા લઇ તે લોક નાસી ગીયા. એ પારસીનું નામ ને ઠાંમ હું બીલકુલ જાણુતી નથી, ને એની સીકલબી મારા ધ્યાનમાં નથી, પણ મોડે વેહલે મારા બાપનું વેર એ શખસ ઉપર લેવા માટે હું સોગંદ ખાઇ ચુકીછ.'

---

## પ્રકરણ ૬ ઠું.

—:o:—

### "એ લેરે આએ કુકડી તો છીંકતાં દડે, તેમાની છે."

આ જુઠી અને દગલબાજ દુનિયામાં હવે એકલી પડેલી નિરાધાર હીલ્લાના ફક્ત બેજ સાચ્ચા સાથી હતા.

એ બે સાથી પેસુ પેન્ટર અને મીઠાં માસી હતાં. વીકાજીને ગુજરીયાને ત્રણ માસ થઇ ગયા હતા. હીલ્લા એ વખતના અરસામાં પોતાના બાપના મોતનો ગમ જો કે ભુલી ગઇ નહી હતી, પણ તે ગમને પોતાનાં દીલમાં સમાવી તેની વેઠ કરતાં શીખી હતી, અને પોતાના બાપના જબરા ખુની ઉપર વેર લેવા માટે તેણીએ લીધેલા કસમની તે હરઘડીએ યાદ કરતી હતી.

નાજા માય મુલતાનવાળાં ઉપર લેવણુના બાપના ગુજરવાની ખબર પેસુ પેન્ટરે તાર મારફતે મોકલ્યા પછી, લગભગ વીસ દાહડે પાછળથી તેણુે તે તારનો જવાબ પેસુ પેન્ટર ઉપર મોકલ્યો. તેમાં તેણુે લખ્યું હતું કેઃ—

* * * 'બાઇજી તમારી દીલસોજી માટે ઉપકાર થયો છે. આ કાગજ સાથ મુંબઇ બેંક ઉપર મે તનસો રૂપીયાનો એક 'ચેક' મોકલીયો છે, તેની પોહચ કબુલ કરજોજી. એમાંથી તમુને આજ સુધી જે ખરચ થયો હોય, તે વસુલ કરી બાકી જે રહે તેમાંથી મારી બેહન હીલ્લાને જોઇતું કરતું અપાવજો, પણ તમે એને કેહજો, કે મારા તરફથી હવે ફરીથી કાંઇ આસા રાખે નહીં. મારી જે કાંઇ ફરજ મારા બેહરેલી બાવા તરફ હતી, તે આજ સુધી મેં બજાવી છે.'

પાસે છે. તે કાગજમાં તેને કેવા વાક્યુ મીલ્યુ મારા બાપને મરેલા છે? અરે મારા બાપ!!'

'તાહરે હું શું કરવા માગેછ મારી દીકરી?' મીઠાંમાસીએ ઉદાસ થઇ સવાલ કીધો.

'તમે કંઇ ફીકર કરો ના માસીમાય.' હીલ્લા બોલી. 'હું મીસ ટીમની પાસે જઇ, મારી સઘલે હકિકત તેવનને જણાવી, હું તેવી પાસ 'પીઆનો' વગાડવાની નોકરી માગસ. તેમ જો નહી થશે, તો હું છોકરાં શીખવવા લોકોને ઘેર જવસ. હું મારે સારૂ જાહેરખબર છપાવસ. કંઇબી કરી પઇસા કમાવાની મારી ફરજ છે. મારૂ ગુજરાન હવે મરેજ કરવું જોઇએ, એમ હું સારીકની સમજુછ માસીમાય. પેસુબાને માથે હવે હું ઘણો વખત પડવા નથી માંગતી. તે કંઇ લક્ષાપતી નથી કે મને પાલે!'

'જી ભરૂં મારા દીકરાને. તેને વારે સારૂં કંઇબી કીધુ નથી.' મીઠાંમાસી બોલ્યાં. 'તારી બેહન થતીએ ખરચ મોકલીયો તો, તેમાથી આજ સુધી તે જીભરાયાએ કરકસરથી બધું કીધું દીકરા. હું ગુસ્સે ના થા માય. પેસુબાએ કંઇ રૂપીયા તારી બેહન પાસે મંગાવીયાં'તા નહી. તેને વારા બાપની ખબર તારી બેહેન થતી ઉપર તાર માર્ફતે મોકલી. તેના જવાબમાં રેહી રેહીને માસીસાને પાચ સાત કાહાડા હતા, તેમ તબસો રૂપીઆ તેણે મોકલી આપીયા 'તા.'

મીઠાંમાસી પોતાના દીકરા પેસુબાની વધારે વખાન ગાવા જતાં હતાં, પણ તેટલાં પેસુબા પોતેજ ઓરડામાં દાખલ થયો, અને મીઠાંમાસીને વાત કરતાં બંધ પડેલાં જોઇ બોલ્યો.:

'કેમ માસીમાય, મારા આવાથી તમારી વાતમાં ખલલ તો નથી પડીની?'

'નહીરે બાવા, ખલલ સાની પુરની.' મીઠાંમાસી બોલ્યાં. 'તારી બેહન હીલ્લા હવે ઇસ્કોલ કાહડવા નિકલીછે.'

'ઇસકોલ? સાની ઇસકોલ? પેસુબા એક નાટકીની ઢબ છબીલી, કાવતરા ચાલા કરી ખુશ મીજાજે બોલ્યો. 'હજી બીજી ઇસકોલ નિકલવાની કંઇ બાકી રેહી ગેઇછ કે શું બેહન હીલ્લા? ઇસકોલ કાહડી શું કાંઇની નિવાત જમારવાની છે? ઇસકોલ! જેહાનમ રશીદ! અરે તેના કરતાં તો નાટક વધારે સારો! ઇયા ખુદા! એવો વખત ક્યારે આવશે, કે કેળવણી પામેલા પારસીઓ અને પારસણો બેલાડી તરીકે નાટકમા ધંધામાં પડે!'

'એ શું બકેછ પેસુ!' મીઠાંમાસી ડોલા કાહડી બોલ્યાં. 'ઓ બાપ! તારૂં કાતરયું ઘસ્યું કે કેમ પેસુ? મુઇ પારસણો નાટક કરે! ઓવારૂં રે મારા નાંમ નખ ઉપરથી! પારસીઓ જો હટ લોકો ડાંડીયા ભુંડાને જોઇને સતી ઉતારી નાખી, નાક ને ચોટલા કાપી નાખે!!! જો વાત લાયોછ [illegible]'

'તે કાંય, નહી કાંય પારસણો નાટક કરે ?' પેસુએ તકરાર કીધી. 'પ્રમાણીકપણે 'ને આબરૂથી ગુજરાન કરવા સારૂ પારસણો જો નાટક કરે તો તેમાં શું નુકસાન થવાનું છે ? ઘેરેઘેર વાસણો ઉજારવા જાય, કચરો કાહડવા ને રોટલી કરવા જાય, ને આડે માર્ગે ઉતરી અનીતીમાં ફસી પડી પોતાની જીંદગી ગુજારી પારસી ટોળાને એબ લગાડે, તેના કરતાં, તો હજાર ગણે નાટકનો ધંધો સારો છે ! કેટલાક અરભંગો સમજ વગર પારસી ટોળાની રાહનુમાઇ કરવાનું ડોલ ઘાલવા નીકલેછ ! પણ તે ઝુબખોને ખબર નથી, કે ટોળાની ખરી ખરાબીનો અટકાવ કાંહાંથી થવો જોઇયે. પારસી બાનુઓ અનીતીને મારગે ઉતરી પડવાનું કારણ તેઓ સુધારાવાલાઓને ગણે છે. પણ તે બીલકુલ ખોટું છે. પણ તમે કેહવોછ તે ખરૂં હો કે માસીમાય; પાંસરાંને ઘી લગાડવું પરે ખરૂં હું ! ! એ કામની શરૂઆત કરવાનું કામ આપણા જેવાનું નથી, એ કામની શરૂઆત એક જુદેજ ઠેકાણેથી, ને જુદાજ સાહેબોથી થવી જોઇએ.'

'પણ પેસુબા, હું ખરૂં કેહુછ, કે નાટકના ધંધામા હવે ઇજત નથી.' હીલ્લાએ કહ્યું. 'હું એમ માનુંછ.'

'ઇજતનો સવાલ તો કરતીજ ના બેહન.' પેસુ બોલ્યો. 'ઇંગ્રેજ લોક નાટકના કાંમ ઉપર જીવ આપેછ. તે લોક નાટકને એક ઉંચામાં ઉંચા હુન્નર સમાન ગણેછ, ને સારા ખેલાડીઓને તેઓ માનથી નવાજેછ. લાંબે કયાં જાવોછ. મી૦ હેનરી ઇરવીંગ એક અચ્છો ખેલાડી હતો. તેનાં એકટીંગ બાબે જો કે ઇંગ્રેજી પ્રજાના જુદા જુદા વીચારો હતા, પણ ઇંગ્રેજી નાટક તખતા ઉપર પોતાના હુન્નરથી તે દીપી નીકલીયો હતો, ને સરકાર તરફથી તેને 'સર' નો ખેતાબ મલીયો હતો. સાદો ને સુતરો 'મી૦ ઇરવીંગ' સર ઇરવીંગ થઇ ગીયો. બેહસ્ત બીચારાને ! આપરા નાટકોની હાલત કયારે સુધારશે !'

એ વાત તો પેસુબા રેહી, પણ આવથી કાલે જયારે તમે કોટમાં જાઓ, તાહરે આએ જાહેર ખબર જરા જામેજમશેદમાં મોકલાવશો ?' હીલ્લાએ પેસુને અરજ કીધી.

'એ વરી જાહેર ખબર સાની ? હીલ્લાના હાથમાંથી પેસુએ હસતાં હસતાં તે કાગજ લેઇ વાંચ્યું:—

એક આબરૂદાર કુલની જવાંન પારસી બાનુ, કોઇ પારસી કુટુંબમાં 'પીયાનો' શીખવવા તઇયાર છે. કાબેલીયત માટે ઉંચી સરટીફીકેટ મલી શકે. વધુ બંદોબસ્ત માટે 'એચ' ને લખો આ પત્રમાં.

* * * *

એ જાહેરખબર લખાઇ, તે છપાઇ, તે વંચાઇ. પછી તેની અસરબી તેટલીજ થઇ.

એ જાહેરખબરની અસરથી છ ઉમેદવારોએ હીલ્લાને પોતાને ત્યાં મલી જવા લખ્યું. હીલ્લાએ તુરતજ તે સર્વેને મલી, પોતાની કાબેલીયત વિશે તેઓની ખાતરી કરી,, અઠવાડયાના ત્રણ 'લેસન,' આપવાના મહીને દાહડે વીસથી ત્રીસ રૂપીયાને હીસાબે છ ઠેકાણે બંદોબસ્ત કીધો.

ગરીબીમાં આવી પડેલી નિરાધાર હીલ્લાને મનથી આ રકમ એક મોટી દોલત બરાબર થઇ પડી.

એ આવકથી હીલ્લા સુખી અને સંતોશી બની, પણ હજી પોતાના બાપના ખુની ઉપર વેર લેવાની યાદ તેના જીગરમાં તાજીજ હતી.

હીલ્લાની ખુબસુરતી, અને તેણીનો મલતાવડો સ્વભાવ લોકોની પ્રિત અને દયા ખેંચવા બસ હતાં. જ્યાંબી તે જતી ત્યાં સર્વે તેને પ્રિતથી ચાહતાં હતાં, અને તાલેવંતાના ખાનદાનની મુફલેસીની વીગત સાંભલી, હીલ્લાને તેઓ વધારે માનની નજરથી જોતાં હતાં.

શિયાળાની એક ઠંડી સહવારે હીલ્લા બારી આગલ ઉભી ઉભી કંઇ વિચાર કરતી હતી, તેવામાં તેણીના નામનું એક કાગજ પોસ્ટનો સીપાઇ લઇ આવ્યો. હીલ્લાએ તે કાગજ તુરતજ ઉખેડી વાંચવા માંડયું.

'બેહન હીલ્લુ.

હું આસા રાખુંછ કે તું મુંબઇમાં સારી સુખાકારી ભોગવતી હશે. મેં તારે વાસતે એક સારી નોકરીની ગોઠવણ કીધી છે. વાસતે તું જો આબરૂ ઇજતમાં રેહવા માંગતી હોય, તો આએ કાગજ વાંચતાં વાર અમદાવાદ આવી મને મલી જવું. એવી તક કાંઇ ઘડી ઘડી મલતી નથી, અને તારે સારૂ ઘડી ઘડી હું લોકોને મોહડે ચહડનાર નથી. વાસ્તે જરૂર આએ કાગજ વાંચતાં વાર નીકલી પડજે, ને નીકલવા આગમજ મને તાર કર કરશે, તો હું માનસને સ્ટેશન ઉપર તુને લેવા મોકલશ.

લા૦ નાજાંમાય નોશીરવાન મુલતાનવાલા.

કેવું તોછડું ને તુમાખી ભરીયું કાગજ.' હીલ્લા મનમાં ફફડીને બોલી. 'કાહથી લખીયુંછ, તેનું કંઇ મથાલું વગીક કીધું નથી તો ખેર, પણ શરૂઆતમાંજ કેવી તોછડાઇ વાપડીછ: 'હીલ્લુ;' બેહસ્ત મારા બાવાને; તેવણે પોતાની ઉંમરમાં એકબી વખત મને અવે તોછડે નામે બોલાવીતી નહીં. લખતંગ નાજામાય! જાણે 'તારી બેહન' લખતાં આબરૂ ઓછી થઇ જતી હોય, તેમ બેહન કરીને લખતાંબી શરમાયછ.' મને એવાં તુમાખીનો ઉપકાર લેવો નથી! મારા બાપ સાથ જે નાલાયક ચાલ એને ચલાવીછ, તે શું હું ભુલી ગેઇછ? મને એનું કંઇ જોઇતું નથી. હું મારૂં ગુજરાન કરી શકુંછ એટલે બીજાંનો ઉપકાર લેવાની મને શું જરૂર છે?'

'કાંય માય; શું છે દીકરા.' મીઠાંમાસી બોલ્યાં. 'એ કોણનું કાગજ આયુંછ સહવારના પોહરમા?'

'મારી બેહન નાજાંમાયનું કાગજ આયુંછ માસીમાય.' હીલ્લાએ જવાબ દીધો. 'મને તેવન અમદાવાદ તેરાવેછ.'

'કાંય! કાંય! અમદાવાદ કાંય તેરાવેછ માય?' મીઠાંમાસીએ પુછ્યું.

'મારે સારૂ એક સારી ચાકરી તેવને શોધી કાહડીછ માસીમાય.' હીલ્લાએ કાગજ તેવણના હાથમાં આપી કહ્યું. 'વાંચોની માસી.'

'અમદાવાદ તેરાવેછ?' પેસુને કાને આ બોલ પડતાંજ તેના પેટમાં જાણે ફાલ પડી હોય' તેમ તે ભવાં ચહડાવી બોલ્યો. 'બેહન હીલ્લા, તમે શું ખરૂં કેહતોછ?'

'હા પેસુબા.' હીલ્લા બોલી. 'વાંચોની, આએ રેહયું કાગજ.'

'ચાલ અંતે બેહનને બેહનની કદર આવી ખરી. ડાંગે મારીયાં પાંણી કંઇ છુટાં પડે?' મીઠાંમાસી બોલ્યાં.

'ને તમે એનો શું જવાબ લખોછ હીલ્લા?' પેસુ કાગજ વાંચી બોલ્યો.

'જવાબ? જવાબ શાનો?' હીલ્લા બોલી. 'એ કાગજ કેવી ધપથી લખીયુંછ, તે તમે જોતાં નથી? લાએકીનો એક હરફબી લખતાં એને આવડેછ કે નહીં? એનો મેહતાજી કોન મુવો ઉતો? મુવાએ એટલુંબી એને શીખવીયું નહીં? હું તો નથી જવાની.'

'ધેત્સ ઇત! ડીયર ડીયર!! યુ આર વેરી રાઇટ હીલ્લા!' પેસુ હીલ્લાનો વિચાર જાણી ખુસી થઇ બોલ્યો.

'શું જો પેસુ તુંબી ચેરાં કાહડતો.' મીઠાંમાસી બોલી ઉઠયાં, 'જયા વગર ચાલે? જોયું કેની તેને કેવું દાબી દાબીને લખીયુંછ તે?'

'માસીમાય હું જવા નથી માંગતી.' હીલ્લા બોલી. 'મારા બાપ સાથે એને કેવી ચાલ ચલાવીછ તે શું હું ભુલી ગેઇછ કે?'

'નહીં માય, ગેઇ વાત ગુજરી.' મીઠાંમાસી બોલ્યાં. 'આખર કરે પણ બેહન! માય જુદી, પણ બાપ તો એકજ કેની! કંઇ લોહી જુદું કેહવાય!

મીઠાંમાસી અને પેસુબાના વિચારો હીલ્લાને નાજાંમાયને ત્યાં અમદાવાદ મોકલવા બાબે જુદા પડયા. પેસુ હીલ્લાને પોતાને ત્યાંજ રાખવા માંગતો હતો.

અંતે મીઠાંમાસીએ એક વખત અમદાવાદ જઇ નાજાંમાયને મળી આવવા હીલ્લાને સમજાવી, અને હીલ્લાએ મીઠાંમાસીનું કહયું કબુલ કરી આવતી કાલે અમદાવાદ જવાનું ઠેરવ્યું.

પેસુ પેન્ટર દલગીર ચેહરે ગ્રાંટરોડના સ્ટેશન ઉપર હીલ્લાને મુકવા

ગયો. હીલ્લાને એક સેકન્ડ ક્લાસની રીટર્ન ટીકીટ તેણે કહડાવી આપી, અને ગાડીમાં બેસાડી બોલ્યોઃ—

'બહેન હીલ્લા, તમે વેહલાં આવજો. તમારા વગર મને ઘેરમાં બીલકુલ સોહવારો નહીં! ઘેર તો મને હવે કરડવા આવશે હીલ્લા!'

'ભાઇ પેસુબા, હું જાઉંછ, તમે નાજાંમાય ઉપર તાર કરવાને ભુલતા ના હોંકે? માસીમાયને મારી દુવા—

પણ એટલી વારમાં ઘંટ વાગ્યો. ગાર્ડે સીસોડી ફોડી, ઇનજીને સ્ટીમ છોડી, અને લાઇન કલીઅરની નિશાણ મલતાંજ અમદાવાદનો મેલ ગ્રાંટરોડ સ્ટેશનપરથી ઉપડી ગયો.

* * *

હીલ્લાની અમદાવાદની મુસાફરી આ પેહલીજ વારની હોવાથી, મુસાફરીમાં નવા નવા દેખાવો જોવામા તેણીનો આખો વખત વહી ગયો. વસઇના પુલો, સુરતનું મોટું સ્ટેશન, ભરૂચની નરમદા નદી ઉપર બાંધેલો ગંજાવર પુલ, અને બીજા સ્ટેશન વગેરેની રચના, અને આસપાસ કુદરતની બલીહારી જોતી તે અમદાવાદ જઇ પુગી.

હીલ્લાએ પોતાના બાપનો શોક હજી મુકેલો નહી હોવાથી, તેણીએ કાલોજ પોશાક પેહરેલો હતો. એક સાદી કાલી ગાજની સાડી અને આંગમા કાલા મરીનાનું સાદું જેશું બદીઆન, અને બુટ તેણીએ પેહરેલાં હતાં.

ત્રેન જેવી અમદાવાદ સ્ટેશન ઉપર આવી ઉભી રહી, કે તુરતજ ગાડીમાંથી હીલ્લા ઉતરી પડી, અને આસપાસ નજર કરી નાજાંમાયને ત્યાંથી કોઇ આદમી આવ્યું છે કે નહી, તેની તપાસ કરવા લાગી. એવી સાદાઇમાં પણ સ્ટેશન ઉપરના અમલદારો અને સામે ફર્સ્ટ ક્લાસમાં બેઠેલા ઇંગ્રેજો હીલ્લાની ખુબસુરતી ટીકી ટીકી જોવા લાગ્યા. હીલ્લા વિચારમાં ઉભી રહી, નાજાંમાયના માનસની વાર જોતી હતી, તેવામાં એક દુબરાના પોરીયાએ આવી તેણીનું મોહડું જોઇ પુછ્યું.

'હીલ્લુબાઇ તમારૂં નામ કે?'

'તું કોન? નાજામાયનુ આદમી કે?'

'હોઉવે. મુંભઇથી આવવાના ઉતાં તે તમે કે?'

'હા. તું ગાડી લાવેલો છે કે—

'ગાડી?' પેલો દુબરાનો પોરીયો હીલ્લાને બોલતી સાંભલી ખડખડ હસી પડયો. 'અવે ગાડી હાંની જોઇએ! ચાલીને જવાનું ને. બાઇનો હુકમ છે, કે તમુને ચાલતા લાવવા. હમજેલાં કે!'

આ દુબરાના પોરયાની વાતચીત કરવાની રીતભાત ઉપરથી હીલ્લાનુ

મન ઘણુંજ દુખી થયું. તેણીએ નક્કી ગણત્રી કરી કે 'અગરજો નાજમાંયે આ પોરીયાને એવી તાકીદ કીધી હતે, કે જે આદમી મુંબઇથી આવનાર છે, તે કોઇ નહી પણ તેણીની બેહન છે, તો આ નીચ નોકર આવી બેઅદબ ભરી રીતે કદીબી વાત કરતે નહી. પણ તે લાચાર હતી. અમદાવાદ આવ્યા પછી હવે તો શું બનાવ બને છે, અને નાજમાય શું કેહવા માંગે છે, તે જાણવા તે અધીરી થવા લાગી. તેણીએ આસપાસ નજર કરી સ્ટેશન ઉપર 'વેટીંગ રૂમ'ના પાટીયાં વાંચી બાંનુઓનો 'વેટીંગ રૂમ' શોધી કાહડી તેમાં બેધડક દાખલ થઇ, અને ત્યાં હાથ મોહડું ધોઇ, માથુ બાંધી, બુટ સાફ કરી બાહર આવી, અને પેલા નોકર સાથે સ્ટેશન ઉપરથી નીચે ઉતરી, એક ભાડેની ગાડી કીધી, અને નાજમાયને ઘેર લેઇ જવા પેલા પોરીયાને કહયું.

નાજમાયનુ મકાન એક બેઠી બાંધણીનો નાંનો જેવો બંગલો હતો, અને અમદાવાદમાં તે મુલતાનવાલાની હવેલીના' નામથી જાણીતો હતો. સ્ટેશન ઉપરથી નાજમાયને બંગલે જતાં ગાડીમા પંદરથી વીસ મીનીટ હીલ્લાને થઇ. હીલ્લા ગાડીનુ ભાડું ચુકવી ઓટલા ઉપર ચહડી હોલમાં દાખલ થઇ, નાજમાયની રાહ જોતી દીવાનખાનામાં એકલી બેઠી.

લગભગ પંદર મીનીટ થયા બાદ નાજમાયે અંદરના એક ઓરડામાંથી બાહર આવી, હીલ્લાને ડોકી ધુનાવી આવકાર દીધો, અને હીલ્લાએ પણ નમીને તેવીજ રીતે ડોકી ધુનાવી.

'હીલ્લુ, તું મારૂં કેહણુ કરી આવી તે ઠીક થયું.' નાજમાય હીલ્લાને કાંઇબી આવકાર દીધા વગર એકદમ વાત ઉપર આવી ગયાં. 'તું તારૂં ગુજરાન કરવાને શકતીવાન છે, એમ જાણી હું ખરેખર ખુશી છઉં. તું 'પીયાંનો' વગાડતાં શીખી તો ઠીક થયું, કે આવે વખતે તુને તે કામ લાગું, નહી તો કોણ જાણે આજે તારા કેવા હાલ થતે, ને તાલેવંતાના ખાનદાનને આજે તું કેવી એબ લગાડતે.'

નાજમાયના આ ગરૂરી અને અપમાન ભરયા સખુનો સાંભલી હીલ્લાનો ચેહરો લાલચોળ થઇ તપી આવ્યો. હીલ્લા તુરતજ નજમાયને ઘટતો જવાબ દેવા જતી હતી, પણ લોહીનો ગોટ ભરી પોતાના ગુસ્સાને ઠંડો પાડી બોલી:—

'બેહન, તમે કંઇ ફીકર ના કરો. તાલેવંતાના ખાનદાનને હું જરાબી એબ લાગવા દેનાર નથી. તમુને તો હવે તાલેવંતાના નામ સાથ કંઇ સંબંધ રેહોજ નથી! જે કંઇ સંબંધ હવે રેહયોછ તે તો મને રેહયોછ, ને મારાં ખાનદાનની ઇજત ને હોરમત મારા બેહસ્તી બાવા મને સપુરદ કરી ગીયા છે.'

'ચાલ નાહલ્લે મોહને મોહટી વાત નહી કરીએ.' નાજમાયે ચીરડાઇને

કહ્યું. 'તારા બાપે તુને એવી કેલવણી આપીછ કે? કેટલાં કેટલાં વરસ થયાં તારે નામની ભમભરતાં મારી ટાળકા ઘસાઇ ગેઇ, ને તેવણ એવી તુને ફેરવી 'કલેવર' કરી ગીયા કે? એ તે વલી.'

નાજાંમાય તમે મેહરબાની કરી બોલતાંજ ના.' હીલ્લા હિંમતથી બોલી. 'મારા બાપને સારૂ જેટલી વાત તમે ઓછી કરશો, તેટલી તમારી મેહરબાની થશે. જુના જખમને તાજા કરવામાં કંઇ સાર નથી. તમે મને શું કરવા તેરાવીછ?'

'તું ઘણીજ નગુણી છે.' નાજાંમાય બોલ્યાં. 'તું મારો ગુણ શું જાણવાની? શું શું મુસીબતે મેં તુને ઠેકાણે પાડવાની તજવીજ કીધી, તાહરે મુંબઇ વેરથી હીંયા આવી, આવી રીતની તું મારી સાથ તનપાંચ કરેછ?'

'પણ નાજાંમાય, મેં તમુંને કંઇબી અપમાન કીધું નથી.' હીલ્લા નમી જઇ બોલી. 'તમે મારાં મુરબ્બી છેઓ, ને તમે કંઇબી બોલવાને મુખત્યાર છેઓ.'

'સાંભલ હીલ્લુ?' નાજાંમાય બોલ્યાં.

'જી, મારૂ નાંમ હીલ્લુ નહી પણ હીલ્લા છે.' હીલ્લાએ નાજાંમાયની ભુલ ભાંજવા કહ્યું.

'ઓ લે રે! આએ દુકતી તો છીકટાં દંડે તેમાની છે!' નાજાંમાયનો ગુસ્સો જવાથી તેવણ બુન પાડી ઉઠયાં. 'ભુખે મરે ને મોજ મારે! એવો લાડ લડાવી લડાવીનેજ તારા બાપે તુને છકાવી નાખીછ.'

'બેહન નાજાંમાય, મારૂં નામ હીલ્લા છે. એ મારૂં નામ મારી પોતાની મન્તા છે ને તેની સાથ હું કોઇનેબી અનઘટતી છુટ લેવા દેનાર નથી. એ મારૂં નામ લાડથી પાડેલું નથી, પણ જનમ નામ છે. મને બધાં જન એજ નામથી બોલાવેછ. મારી સ્કુલમાંબી મને એજ--

'ચાલ મને શીખામણ દેવા આવીછ કે? હું તો તુંને હીલ્લુજ કેહવાની. જો તુને નહી સાંભલવું હોય તો આએ રેહયો સીધો રસ્તો.' નાજાંમાય એકદમ ગુસ્સે થઇ બોલ્યાં.

'જેમ તમારી મરજી બેહન.' હીલ્લાંએ ખુરસી ઉપરથી ઉઠી જવાબ દીધો. 'તમારી મરજી જો એવીજ છે, તો મને જવાની રજા આપો.'

'મરેરે! આ દુકતીને થયું શું?' નાજાંમાય હારી ખાઇ બોલ્યાં. 'આએ પોરી તો બોલ બોલવા દેતી નથી! ધુર નાખી તારા નામ ઉપર. પણ તુને હવે ચાકરી કરવીછ, કે નથી કરવી.'

'તમે મને બોલાવી ને હું તમારા હોકમને તાબે થઇ હીંયા આવીછ બેહન.' હીલ્લાંએ જવાબ દીધો.

'તાહરે સાંભલ. મારો વિચાર એવો છે કે તું પાંચ પઇસા કમાય, તેતારૂં ગુજરાન કરી તું આબરૂ ઇજતથી રેહ.' નાજાંમાયે ધીમે અવાજે

વાત ચલાવી. 'હું તારે વાસતે કંઇ એવીજ તજવિજમાં ફરતીતી, તેવામાં પુનેવાલા બહમનશાહ બંગાલીનાં ભાણેજ સુનામાય સત્થાં, પોતાનાં સગાંને મલવા ઘણે વરશે અમદાવાદ આયાથી, તેવણ મને મલવા આયાંતાં. તેવણ સાથ મને ઘણો સારો વહેવાર છે. તેવણે મને કેહયું, કે તેવણની છોકરીને 'પીયાનો' શીખવવા એક પારસી 'ગવરનેસ' જોઇએછ. તેવણનો વિચાર મુંબઇના ન્યુસમાં જાહેરખબર છપાવવાનો ઉતો, પણ મેં તેવણને કેહયું, કે હું એક વિસ્વાસુ પારસી 'ગવરનેસ' મોકલી આપસ.'

'સુનામાય સત્થા?' હીલ્લા અજબ થઇ પુછવા લાગી. 'બહમનશાહ બંગાલીના ભાણેજ? એ બહમનશાહ બંગાલી તો આપરા બાવાના જીવેજાનના દોસ્ત થાયની!'

'હા હા તેજ બહમનશાહ!' નાનામાયે કહયું.

'ને સુનામાયની છોકરી, તે કોણ—

'સુનામાયની પોતાની છોકરી નથી, પણ તેવણના કોઇ દુરના સગાંની છોકરી, એવણને તાંહ રેહછ, તેને વાસ્તે એ 'ગવરનેસ' જોઇયેછ. 'ગવરનેસ' તરીકે તારે તેને પીયાનો વગાડતાં શીખવવું. સુનામાય તુને પોતાના ઘેરના માનસની બરાબર ગણશે. તારૂં રેહવાનું ને ખાવાનું સુનામાયનાં ઘેરમાજ થશે, ને ખાતાંપીતાં, વરસ દાહડે ત્રણ સો રૂપીયા તુને વરસાન મલશે. પણ સબર કર. તું કેવું વગાડેછ. તે તો જોઉં. બેસી જા આએ 'પીયાંના' ઉપર, ને કંઇ વગાડી સંભલાવ.'

નાનામાયને મોહડેથી આ સખુન નીકલતાંજ હીલ્લા હોલમાં પડેલો એક 'પીયાંનો' ઉંઘાડી તે ઉપર વગાડવા લાગી. હીલ્લાની વગાડવાની ચતુરાઇ અને કાબેલીયત જોઇ નાનામાય મનમાં ઘણીજ ખુશ થઇ બોલી:—

'ચાલ બસ કર. હું ધારૂંછ કે તે લોકની મતલબ તું બરોબર પાર પાડશે. હું તારે વાસતે ફરીથી ભલામન કરશ. હવે એકજ વાત તારી સાથે મને નક્કી કરવાની બાકી રેહીછ, ને તેને વાસતેજ મે તુને મુંબઇથી હીયાં વેર તેડાવીછ. સાંભલ. તું જાણેછ કે તારા બાપની ઇજત ને હુરમત કેવી ને કેટલી બધી ઉતી. એ પુનેવાલા બહમનશાહ બંગાલી, ને એ સુનામાય સત્થા બેહસ્તી બાવાને તેવણની જાહોજલાલીના દાહડામાં ઘણા સારીકાની પીછાનતાંતાં. તેમાં બહમનશાહ બંગાલી સાથે તો જીવેજાનની બાવાને દોસ્તી ઉતી. એ બહમનશાહ બંગાલી સુનામાયના મામા થાયછ સમજી. ને એ સુનામાયને ઘેર 'ગવરનેસ' તરીકે હું તુને મોકલવા માગુછ. એટલાં વાસતે હું એટલુંજ તુને કેહવા માગુછ, કે સુનામાય કે બહમનશાહ બંગાલી, તું વીકાજી વાલેવંતાની દીકરી છે એમ જરાબી જાણે નહી.'

'નાનામાય તમે એ શું બોલોછ.' હીલ્લા અજબ થાઇ બોલી.

'તારે કોઇ બીજું નામ ધારણ કરીને જવું?' નાનામાયે કહયું.

'તું જો પુને જવા માંગતી હોય, તો તારા બાપનું નામ ને અટક તુને બદલવાં પડશે.'

'પણ નાનાંમાય !

'બસ. પણુબી નહી બણુબી નહી.' નાનાંમાય ગુસ્સાથી ચીરડાઇ બોલી ઉઠયાં. 'નફ્ફોટ જાય આએ દુકતીનું. આજે લોક ઉપર ઉપકાર શું કરીએ! કેમ કેમ કરી મેં તે બીચારીને સમજાવી પુને મોકલી, ને આએ દુકતી તો નાંક ઉપર માખ બેસવા દેતીજ નથી? સુધલા કુટી, તુને કંઇ વિચાર છે કે નહી, કે આવી સુંના મોહર જેવી જગામાં વારી બંગલે રેહવાનું, ફરવાનું, હરવાનું મુકી ટકેલા ખાતી દસને પંદર રૂપરડીને સારૂં રસ્તે રસ્તે રખડતી ફરેછ? જો હું તુને સાફ કેહુછ, કે તું જો પુને સત્થાવાલાંઓને તાંહ નહી જસે, તો હું તારૂં મોહનું જોવાની નથી! એમાથી સઉ સારૂંજ થશે. સમજી? નામ બદલવામા શું તારૂં જવાનું હતું.'

'બેહન નાનાંમાય મારે કબુલ છે.' નાનાંમાયના બારાણુથી હીલ્લા સમજી જઇ બોલી. 'હું કોઇ બીજું નામ રાખશ. તાલેવંતાને નામે સત્થાવાલાંઓને ત્યાં નોકરી કીધાથી તમુને જો બુરૂં લાગતું હોસે, તો બેહન હું મારૂં ખરૂં નામ બદલવા તઇયાર છેઉં.'

'થીક થીક હવે કેવી ડાહી.' નાનામાય રાજી થઇ બોલ્યાં. 'પુનામાં સેઠ્ઠાવાલાંઓ 'પારબતી' નામના પોતાના બંગલામાં ધરનના રસ્તા ઉપર રેહછે. હું સુનામાય ઉપર આજ ને આજ લખસ, ને તારે વાસ્તે સખત ભલામનની કરશ.'

'હું પુને જવસ.' હીલ્લા મનમા બોલી. 'હું મારૂં નામબી બદલસ. પારબતીમા મારી જીંદગીના દાહડા પુરાબી કરસ. પણ મુંબઇ છોડી એક વખત હું પુને જવસ, તો મારા બાપના ખુની ઉપર તેવનનું વેર હું કેમ લેવસ?'

# પ્રકરણ ૭ મું.

—:o:—

## વીક્ટોરીઆ ગારડનમાં લીધેલું વચન.

બંને જન ટીખમાં મરચાં હતાં, એમાંતો જરાબી શક હતોજ નહીં! સબબ બંનેની રગોમાં વેહતું લોહી, તાલેવંતાના ખુનનુંજ હતું. ફરક ફક્ત બંનેના ખવાસમાંજ હતો. અને તેબી આસમાન અને જમીન જેટલો હતો. એકજ બાપના આ બે ફરજંન્દોમાં કેટલો તફાવત હતો, તે વાંચનારથી છુપુ રેહયું નથી.

જ્યારે નાજંમાય એક હાથ ઉપર પોતાના પઇસા ઉપર છલકાઇ મલકાઇ જઇ ધરચાં ધરાતાં નહી હતાં, ત્યારે રાંક હીલ્લા પોતાના બાપની ઉમદા ઇજત અને આબરૂના વારસા ઉપર મગરૂર હતી. તુમાખી નાજંમાય પોતાના મનમાં હીલ્લાને જ્યારે એક બેવકુફ, અને હુલ્લડ છોકરી સમજતાં હતાં, ત્યારે શાંણી હીલ્લા પોતાંની આ તુમાખી બેહનને, હેંકરાઇ અને અભિમાનીથી ભરપુર અને હલકા ખવાસની ગણતી હતી. નાજંમાય જ્યારે હીલ્લા ઉપર એકજ ઉપકાર કરી મોટાઇ માની લેતાં હતાં, ત્યારે નિરદોસ હીલ્લા પોતાની ગરીબીમાં પોતાને સુખી સમજી માન લેતી હતી. એકજ બાપની આ બે દીકરીઓમાં કેટલો ફરક! બંનેની રગોમાં જોકે એકજ લોહી વેહતું હતું, બંને જો કે એકજ બાપની દીકરીઓ હતી, બંને એકજ બાપની નજર અને દેખરેખ હેઠલ ઉછરી, પલાઇ-પોશાઇ મોટી થઇ હતી, છતાં બંનેના ખવાસ એક એકથી કેટલા જુદા પડતા હતા?

હીલ્લા અમદાવાદમાં બે દિવસ રેહી ત્રીજે દિવસે પાછી મુંબઇ પાછી ફરી. મુંબઇ ફરતાંજ તેણીએ પેસુ અને મીઠાંમાસીને પોતાની બેહન નાજંમાય સાથ તેણીને થાયલી તમામ વાતચીત અને ગોઠવણો જણાવી, પોતાનો વાપરવા જોગ જે કાંઇ ઘરનો સામન હતો, તે પેસુ અને મીઠાંમાસીને સ્વાધીન કરી, પોતે મુસાફરીની તઇયારીઓ કરવા લાગી.

હીલ્લા પોતાથી છુટી પડે છે, એવું જાણતાંજ મીઠાંમાસીનું નરમ હઇડું ભરાઇ આવ્યું, અને પેસુ પોતાના મનમાં રડમસ થઇ ગયો.

'પણ બેહન હીલ્લા, તમે એટલાં જલદી શું કામ જાવોછ?' પેસુ એક ટીનના બાકસમાં હીલ્લાનાં કપડાં ગોઠવતાં બોલ્યો. 'તમારીથી હમુને છુટું પડતાં ઘણુંજ ભારી પડેછ બેહન.'

'પેસુબા તું ધારેછ તેટલી હું જલદી જનાર નથી.' હીલ્લાની આંખમાંથી પાણી આવી ગયાં. 'મારી મુસાફરીનો દાહડો હજી નકી થયો નથી, પણ કોઇબી વખ્તે મને ઉપડી જવાની મારાં બેહન નાજંમાયે મને

તાકીદ કરેલી હોવાથી, મારે તઇયાર રેહવું જોઇએ. જાંહ સુધી તેવનનું કાગજ મને મલે નહી, તાંહ સુધી તો હું મુંબઇમાંજ છઉં.'

'ને પુને જઇ બેહન હીલ્લા તમે મને ભુલી જશો કે ?' પેસુએ પુછ્યું.

'પેસુબા, દુનિયામાં આદમીએ બે ચીજ જરૂર નહી ભુલી જવી જોઇએ. પેહલું તો કોઇએ આપરી ઉપર કરેલો ઉપકાર, 'ને બીજું, કોઇબી શીયાણા આદમીએ આપરી સાથ કરેલી બદ્દી. હું કોઇનો ઉપકાર ભુલું તેવું આદમી નથી. તમારા 'ને મીઠાંમાસીના ઉપકારના બોજા તલે હું સદા દબાયલીજ રેહવશ. પુનામાં સુનામાય સત્થાવાલાંને તાંહ હું એક 'ગવરનેસ' તરીકે જાઉંછ. મારૂં શરનામું 'ધરન રોડ, પારબતી.' તમુને મુકીને મને જવા જરાબી મન થતું નથી માસીમાય, પણ શું કરૂં હું લાચાર થઇછ.'

'પણ દીકરા તુને નહી જવા ગમતું હોય તો ના જા.' મીઠાંમાસી હીલ્લાને પેટમાં દાબી રડી પડી બોલ્યાં. 'હું કાંહ તુને જબરી કરૂછ મારી માય ?.'

'હવે એવું બોલી તે બીચારીને નાહિંમત ના કરો માસીમાય.' પેસુ છેડાઇ પડી તાણો મારવા લાગ્યો. 'પેહલાં તેને જબરી કરી અમદાવાદ મોકલી, ને હવે તે બીચારીની હિંમત તોડી નાખવા એવું એવું બોલોછ ?,

'પેસુબા, કંઇ ફીકર નહી. હું ના હિંમત થતી નથી.' હીલ્લા બોલી. 'ખરી વાત છે કે તમો લોકથી છુટી પડતાં હું દુઃખી થાઉછ, પણ મને જે વીચાર આવેછ, તે તદન જુદોજ છે.'

'જેબી તમારા દીલમાં હોય, તે બોલી દેઓ બેહન ?' પેસુએ કેહયું.

અગરજો હું મુંબઇમાં રેહતે, તો હું મારા બાપના ખરા ખુનીને કોઇબી દાહડે શોધી કાહડતે.' હીલ્લા બોલી. 'મને મુંબઇમાં જરૂર તે મલ્યા વગર રેહતે નહી. હીન્દુસ્થાંનના કોઇબી ભાગમાં જ્યારે લુચ્ચા, ચોટા અને ડામીસો પોતાને છુપાવી શકતા નથી, તાહરે તે લોક મુંબઇમાં સેહલાઇથી પોતાને છુપાવી શકેછ. પણ પુના જેવી એક જગામાં હું તેને કેમ શોધી કાહડસ, ને પુનામાં તે મને કાહથી મલનાર હતો. સત્થાવાલાઓને તાંહ એક વખત હું ગેઇ, એટલે મારા બાપના ખુનીને શોધી કાહડવાની મારી તમામ આશા ભંગ થઇ એમ હું માનુંછ.'

* * * *

અંતે નાજાંમાયનું એક કાગજ અમદાવાદથી હીલ્લા ઉપર આવ્યું, 'કાગજ આયું ખરૂં.'

હીલ્લાએ તે કાગજ ઉખેડી વાંચવા માંડયું.

અમદાવાદ તા૦ ૧૫ મી એપ્રેલ.

'બેહન હીલ્ડા.'

સુનામાય સત્થા તરફથી એક મને કાગજ મલીયુંછ, મે તેમાં તેવણ તુને 'ગવરનેસ' તરીકે રાખવા ખુશી છે, એમ જણાવે છે. મેં તારે વાસ્તે તેવનને ફરીથી ભલામણ કીધી છે, ને તેવન તુને ઘણા વાહલથી ચાહશે, એમ મને તેવણે ખાતરી આપી છે. તુને કોઇબી અપમાન લાગે તેવું તેવણ કરશે નહી; ને તુને વેરનાં બચ્ચાં બરાબર ગણવા તેવણે મને કબુલાત આપી છે.

મેં તુને વરશ દાહડે પગારના રૂ. ૩૦૦) કેહયા હતા, પણ મારી ભલામણ ઉપરથી તેવણ રૂ. ૩૫૦) નું વરસાન આપવા કબુલ થયાં છે. તુંને કાંઇ વધારે મેહનત કરવી પડનાર નથી. ફકત સીલ્લાને મીયાનો વગાડવા શીખવવું, ને તેના 'કમ્પેનીયન' તરીકે રેહવું. તું તારા ખરા નામેજ ત્યાં ઓલખાશે, પણ બાપનું નામ અને ઓખર તુને બદલવાં પડશે. પુત્તા સબે તું અરદેશર અરધાની છોકરીને નામે ઓલખાસે. મેં તારે વાસ્તે લખેલું છે, કે તું ઘણી નમાની અને કેહયાગરી છે, અને તે મારૂં લખેલું ખોટું નહી પડે તેની સંભાલ રાખજે.

તુંને કયારે મુંબઇથી ઉપડવું તે વિશે સુનામાય તારી ઉપર હવે પછી લખશે. પણ હું ધારૂંછ કે કોઇબી રીતે તુને મે માંસની સરૂઆતમાં તેવન પુને બોલાવશે.

આ કાગજ પુરૂં કરૂં તે આગમજ એક વાત હું તુંને જણાવવા માગુંછ. હું જાણુંછ, કે બહમનશાહ બંગાલીની પુનામાં વખનાયલી મીલકત ખલકનુમા મેલવવાની ઉમેદમાં બેહસ્તી બાવા હતા. પણ તું કંઇ તેવી ઉમેદમાં તાંહ જતીજ ના, ને તેવી ઉમેદ રાખવીબી ફોકટ છે, સબબ બહમનશાહ બંગાલીના નજદીકના સગાં સત્થાવાલાં, ને બહમનશાહના કાકાની નાવારેસ છોકરીઓ ગુલી અને ધના બારસોની ગરજ સારે એવાં છે! ખરી વાત છે કે બેહસ્તી બાવા સાથ બહમનશાહને એવા કોલકરાર થયા હતા, કે જો તેઓ બેમાથી એકબી જન વગર વારસે મરણ પામે, તો તે પોતની દોલતમો મોટો ભાગ પોતાના હયાત દોસ્તના નામ ઉપર કરી જાય! પણ તે વાત હવે બહમનશાહને યાદ હોય, એ મને શક છે, ને જો હોયબી તો સત્થાવાલાંઓ કદીબી તેવું વીલ તેવણને કરવા દીયે નહીં. વાસ્તે તારે તેવી ઉમેદ જરાબી રાખવી નહીં, ને તું કોણ છે તે, તે લોકને બીલકુલ જણાવવું નહીં,

હાલ એજ.

લી૦ નાજામાય નોશીરવાન મુલતાનવાલા.

'બહમનશાહ બંગાલીની દોલતની મને શું દરકાર છે.' હીલ્લા કાગજ વાંચી રહી બોલી. 'મને તે શું કામની? ને તે બધી દોલત કદાચ મને મલેખી, તો તેથી કંઇ મારા બાવા જીવતા થઇ મને મલનાર નથી!'

'તાહરે બેહન હીલ્લા, એ સુનામાય સત્થાવાલાનું કાગજ પુનેથી તમુને મલે તાંહ સુધી તો તમે મુંબઇમાં છેઓની?' પેસુબા હસતું મોહડું કરી બોલ્યો.

'હા પેસુબા,' હીલ્લાએ ડોકું હલાવી જવાબ દીધો. 'પણ પેસુબા, મારે તમારી સાથે કંઇ ખાનગી વાત કરવીછ, વાસ્તે આજે સાંજના પાંચ વાગ્યા પછી હું વીકટોરીઆ ગારડન્સમાં તમારી સાથે આવવા માગુછ.'

'મોટી ખુશીથી બેહન. તમારી સેવામાં હું તઇયાર છઉં.' પેસુબાએ જવાબ દીધો. 'તમે જેબી કેહવોલ્ટ તે કરવા હું રાજી છઉં.'

અને ગોઠવણ પ્રમાણે હીલ્લા રાણીના બાગમાં પેસુબા સાથ સાંજના ફરવા જવા ચાંચપોકલીથી નિકલી. તેઓ બાગમાં જુદે જુદે ઠેકાણે ફર્યાં, અને અંતે એક એકાંત ગાર્ડના ઝરૂખામાં ગોઠવેલા બાંક ઉપર બંને જન જઇ બેઠાં. હીલ્લા બેસતાં વાર બોલી:—

'આજે મને તમારી પાસથી એક વચન લેવુંછ.'

'વચન?' પેસુબા અજાબ થઇ બોલ્યો.

'હા. એક વચન મને તમારી પાસથી લેવુંછ.' હીલ્લાંએ ફરીથી કહ્યું.

'જે ચીજ આ દુનિયામાં હું કરી શકતો હોઉં, ને જે ચીજ સારી મરજીને આધારે હોય, તે ચીજ જો તમારે ખાતર હું નહી કરૂં, તો હીલ્લા મારી ઉપર ખુદાનો માર પડજો.' પેસુ નાટકની ઢબમાં ખરાં અંતઃકરણથી બોલ્યો.

'હું હવે પુને જવશ.' હીલ્લા બોલી. ને તમે મુંબઇમાંજ રેહશો.'

'હું ઇચ્છુંછ કે હું બી પુને તમારી સાથે આવું.' પેસુબા બોલ્યો. 'પણ નાટકની ચાકરી બહુજ બુરી છે. એના જેવી બુરી નોકરી દુનિયામાં બીજી નહી હોશે. મને હજી યાદ છે, કે હમારી કલબના એક આગેવાન ખેલાડીનો બાપ સનીવારે મરી ગીયો'તો, ને તે બીચારાનું રૂવાન સનીવારની રાત્રે વેરમાં પડેલુ" હોવા છતાં, તેમે ખેલમાં આવી પોતાનો પાર્ટ બજાવવો પડયોતો! બાપ મરી જાય કે માય મરી જાય, પણ ખેલ કંઇ બંધ કરાય નહી! એવી ચાકરી કરનાર હું નોકર મુંબઇ છોડી કેમ આવી સકું?'

'હું તમુને મારી સાથે આવવા કેહતી નથી પેસુબા. હું તો બીજીજ વાત કેહવા માંગુછ.' હીલ્લા બોલી: 'તમુને યાદ છે, કે મેં બાવાનું વેર લેવાના કસમ લીધાછ?'

'હા તે મને યાદ છે.' હીલ્લા તરફ જોઇ પેસુબા બોલ્યો. 'ને બેહન તે વાતને હવે ઘણો વખત થઇ જવાથી તમે તે ભુલી ગયા હોશો.'

'તમે ભુલ કરોછ પેસુબા.' હીલ્લા બોલી. 'હું મારા કસમ હજી ભુલી નથી ગેઇ. મારા નેક ને ફરેસ્તાઇ ખસલતના બાપનું જે નીચ ચંડાલે ખુન કીધુંછ, તેને હું કેમ ભુલી જાઉં? અજબ જેવું તો એ છે, કે તમે લોક બેહસ્તીનું ખુન થયુંછ, એમ માનતાંજ નથી.'

'પણ હવે તે વાત ભુલી જવી બેહતર છે.' પેસુ બાલ્યો. 'એ વાતને યાદ રાખી તમે કરશો શું બેહન? એ આદમી તમારે હાથ આવે, એ બનવું મને તો મુંશકેલ લાગે છ. નથી તમે તે શખસનું નામ જાણતાં, નથી તેને નજરે ઓલખતાં, નથી તેનુ તમે ઠેકાણું જાણતાં, છતાં તમે તેની ઉપર તમારા બાપનું વેર લેવા તલપી રેહયાંછ, એ કેમ બને? તે મુવો છે કે જીવતો છે તેની કોણને ખબર છે તે કેહોની? કાંય નહી તે અત્યાર આગમજ મરી ગીયો હોય? કાંય નહી તે તેવાજ બીજા કાંમમાં સપડાઇ કોઇ બીજા ગામની તુરંગમાં પડયો હોય?'

'કાંય નહી તે મુંબઇમાંજ ફરતો હોય?' હીલ્લાએ પેસુબાની તકરાર તોડવા માંડી. 'કાંય નહી તે મારીથી છુપાતો ફરતો હોય? કાંય નહી તે હમના આએ બાગમાંજ ફરતો હોય, ને મને જોઇને જીવ લેઇ નાહસી ગીયો હોય?'

'મને સમજ નથી પડતી બેહન, કે તમે શું કેહવા માંગોછ. 'પેસુબાએ હારી ખાઇ જવાબ દીધો.

''હું એમ કેહવા માંગુછ, કે જો તે આદમી મને મલે, ને હું જાણું કે તેણેજ મારા બાપનું ખુન કાધુંછ, તો હું તેને લલચાવી કંઇ એવા ગુનાહમાં શરીક કરૂં, કે તેના પરીણામમાં તેને મોતની સજા થાય, ને તે સજા થયા પછીજ હું તેને જણાઉં, કે વીકાજી તાલેવંતાના ખુનનુ વેર અંતે તેની દીકરીએ તેની ઉપર લીધુંછ!'

હીલ્લાનું બોલવું સાંભલી પેસુબા તો ટાટજ થઇ ગયો! તેણીના ડોલામાં ચહડેલું ખુન, તેણીનો લાલચોલ ચેહરો, ને તેની બોલવાની ઢબછબથી તે અજબ થઇ બોલ્યો:

'એ તમે શું બોલોછ બેહન? તમારી વાત સાંભલી મને તો ધ્રુજરાં છુટેછ! તમે એક ખુનીના જેવી વાત કરોછ!'

'જુગારમાં મારા બાવાને ફસાવી એ ચંડાલે તેનો જીવ લીધોછ." હીલ્લા તે ખુનીને પોતાની સાંમે ઉભો હોય એવી રીતે ડોલા કરી બોલી, અને પેસુબા તે જોઇ ડંગ થવા લાગ્યો. 'એનેજ તેને લલચાવી ખુવાર કીધો. એજ તેને પોતાની સાથે ઘસડી લઇ ગીયો. બનાવ એવી રીતે બનીયોછ, કે આએ પારસી મારા બાપનો ખુની હોવા છતાં, કાયદાની રીતે તે ખુની ઠરી શકતો નથી. પણ તેની કાંઇ ફિકર નહી. એક વખત તેને મારી નજરે

પડવા દેઓ! એક વખત તેને મને ઓલખવા દેઓ, ને પછી જુવો કે મારા બાપનું વેર હું કેવી રીતે તેની ઉપર લેઉંછ.'

'હું કંઇ બોલી શકતો નથી બેહન હીલ્લા.' પેસુબા લાઇલાજ થઇ બોલ્યો.

'મારા બાપના ખુનને લગભગ વરસ થઇ ગીયું.' હીલ્લા બોલી. એક વરસમાં હું જોકે મારા બાપનો ગમ ભુલી ગેઇછ, પણ તેનું વેર લેવા જે કસમ મેં લીધેલા, તે હજી હું ભુલી નથી પેસુબા. તમારી ને ઓઠાંમાસીની મેહરબાનીથી તેટલા દીવસો મેં નિરાંત 'ને ચેનથી પસાર કીધાછ, પણ મારી તમામ રાતો એ શખસને કાંહથી શોધી કાહડવો, તેના વિચારમાં મેં ગુજારીઇ.'

'ખરી વાત છે બેહન હીલ્લા, કે એ નીચ આદમી તમારા બેહસ્તી બાપને ભોલવી પોતાની સાથે જુગાર રમવા લઇ ગીયો. તેણે દોસ્તીનુ ડોલ ઘાલ્યું! દગલબાજીનું તેણે કાંમ કીધું! 'પેસુબા બોલ્યો.' પણ મારૂં એટલુંજ કેહવું છે, કે એ માનસના મેલાપની હવે આસા રાખવી ફોકટ છે. વાસ્તે બેહન હીલ્લા, એ વિચાર———

'હું કદીબી ભુલનાર નથી પેસુબા.' હીલ્લા વચમાં બોલી ઉઠી. 'મારા બાપે મરતી વખતે જે કાગજ લખી મને હુકમ ફરમાવીગેઓછ, તે હુકમ હું બજાવશ. વાસ્તે ભઇ પેસુબા, હું તમારી પાસે એક વચન લેવા માગુંછ, ને તેને વાસતેજ હું તમને હીયાં તેડી લાવીછ. હું એ કામમાં તમારી મદદ માગુંછ પેસુબા. હું જાણુંછ કે તમે તે શખસને નજરે ઓલખતા નથી, તેમજ તેનું નામ નિશાન પણ જાણુતા નથી, પણ હું પુને જવસ, ને તમે તો મુંબઇમાંજ રેહશો!'

'હાલ તુરત મારી કમપની બાહરગામ જનાર નથી?' પેસુબાએ જવાબ દીધો. 'બેજનજી ભમભમે તુફાનાનાખેલ ઉપર મોટી કમાનીની આસા રાખીતી. પણ, નખ્ખોદ ગીયાં ગાયણો 'વન્સ મોર' થયાં નહી,' ખેલ 'ફ્લેટ' ગીયો, 'ને ન્યુસપેપરવાલાઓને ખોદાયજી દીકીરા પેહલા બેલને દાહાડે નહીં મલવાથી, તેઓએ 'સારા ફકરા' લીખા નહીં, 'ને તેથી 'હાઉસ' ગગડી ગીયું, 'ને સુંના જેવો ખેલ, હીરા જેવી, 'સીનરી' છતાં, પડી ભાગો! બેજનજી ભમભમને એથી મોહટું નુકસાંન ગીયું, 'ને એ નુકસાનના સબબથીજ હાલ તુરત બાહરગાંમ જવાનો વિચાર તેવણે માંડી વાલીયોછ, એટલે હજી તો હું મુંબઇમાંજ છેઉં. હવે મારી શું મદદ તમને જોઇયેછ તે મને જણાવો.'

'તમે મને વચન આપો પેસુબા, કે અગરજો મારા બાપના ખુની

વિશે તમને કોઇબી આદમી ઉપર શક જાય, તો તે શકનો લાભ લેવા તમે ચુકશો નહીં, ને તેને માટે જેબી ખરચ કરવો પડે, તે મારી પાસથી તમે મંગાવી લેજો. એટલુંજ વચન હું તમારી પાસથી માંગુંછ.'

'હું મારા બાપના બોલથી એ વચન આપુંછ બેહન હીલ્લા.' પેસુબાએ હીલ્લાના હાથ ઉપર હાથ ઠોકી કબુલ કીધું. 'મને જો એવો જરાબી શક પડીયો, તો તેનો લાભ લેવા હું ચુકનાર નથી. બેહન, તે આદમીની પુઠ પકડી, તેની તલાશ કરી મારી ખાતરી કીધા બાદ, હું જરૂર તમને લખી જણાવશ.'

'મારૂં સરનામું યાદ રાખજો ભઇ.' હીલ્લા બોલી. 'હીલ્લા અરદેશર અરધા—ધરન રોડ—પારબતી—પુના.'

પેસુબાના વચનથી હીલ્લાના મનને બેહદ રાહત થઇ, અને હસ્તે ચેહરે રાણીના બાગમાંથી, બંને જન બાહર નિકલી પાછાં ચીચપોગલી ઘર તરફ ચાલ્યાં.

---

## પ્રકરણ ૮ મું.

"વકીલો વીશે સાધારણ વીચાર એવો હોય છે, કે તેઓ ગલાંફાંસુ, ધુતારા, 'લોકોને આડે રસતે ઉતારનારા હોય છે, પણ"—

વીક્ટોરીયા ગારડન્સમાં પેસુબા પાસથી હીલ્લાએ પોતાના બાપના ખરા ખુનીની તપાસમા રેહવા વીશેનુ વચન લીધા પછી તેના જીવને નિરાંત થઇ, સબબ પેસુબાએ આપેલા વચન ઉપર હીલ્લાને પુરેપુરો વિસ્વાસ હતો.

મજકુર બનાવ બન્યાને લગભગ એક અઠવાડીયું વહિ જવા બાદ હીલ્લાને એક કાગજ મલ્યું.

એ કાગજ ઉપર પુનાનો છાપ હતો. હીલ્લાએ તે કાગજ તુરતજ ઉખેડી વાંચ્યું.

પુના—ધરન રોડ. પારબતી.

૨૪ એપ્રેલ ૧૯--

બેહન હીલ્લા અરદેશર અરધા.

મુલતાનવાલાં નાજામાયની ફરમાસથી તમુને એક 'ગવરનેસ' તરીકે રૂપીઆ ૩૫૦ ને વરસાને મે રાખવાની ખાએશ દેખાડી હતી, અને બેહન

નાંનામાયના લખવા પ્રમાણે તમે તે વાત કબુલ કીધી છે. હું ધારૂંછ કે હવે આવતા માસની શરૂઆત આગમજ તમે પુને આવો તો ઠીક.

બેહન, તમે આગલ કોઇ વખત પુનેની મુસાફરી કીધી નથી, એમ મને નાનાંમાયે લખ્યું છે, વાસ્તે તમોએ તેની કાંઇ ફિકર કરવી નહી. હમારા લાએકીવાલા પડોસી શેઠ ધનજીશાહ મનજીશાહ વકીલ મુંબઇથી ૨૭ મી તારીખે પુને આવનાર છે, તેવણ તમુને પોતા સાથે લેતા આવશે. તમોએ ૨૭ મી તારીખે બપોરના અઢી વાગેની રાએચોર મેલમા પુને આવવા વીકટોરીયા ટરમીનસ સ્ટેશનથી ઉપડવું. ધનજીશાહ તમુને સ્ટેશન ઉપર ફર્સ્ટ કલાસ વેટીંગ રૂમમાં મલે, એવી મેં ગોઠવણ કરી છે, અને તેવણજ તમુને મારે બંગલે પોહચાડશે.

લા૦ દુવાગીર
સુનામાય સોરાબશાહ સત્થા.

સુનામાયનું કાગજ વાંચી હીલ્લા પોતાની મુસાફરીની અધુરી રહેલી તઇયારીઓ હવે પુરી કરવા લાગી. પેસુ પેન્ટર પાછો દલગીર થયો, અને મીઠાંમાસીબી ઉદાસ થઇ ગયાં.

તારીખ ૨૪ મીનું લખેલું કાગજ હીલ્લાને ૨૫ મીએ મલ્યું, અને તેમાં તા૦ ૨૭ મીએ હીલ્લાને ઉપડવા સુનામાયે તાકીદ કરી હતી. પેસુબાએ હીલ્લાના હાથમાંથી તે કાગજ લઇ વાંચી મીઠાંમાસીને આપ્યું, અને મીઠાંમાસી તે વાંચી ટેબલ ઉપર મુકી દલગીર ચેહરે બેઠાં.

મીઠાંમાસી અને પેસુબા બંનેને એવી રીતે દલગીર અને ઉદાસ જોઇ અંતે હીલ્લા બોલી: 'સાચ્ચું કેહુંછ માસીમાય કે મને તમુને છોડી જવા ગમતું નથી. મને એવું થાયછ, કે હમનાને હમના તાર કરી સુનામાયને જણાઉં, કે મારાથી આવવાને બનસે નહી.'

'પણ દીકરા, જો તુને જવા નથીજ ગમતું તો તું શું કામ———.

'પણ તમે જાણતા નથી માસીમાય.' હીલ્લા બોલી. 'મારી બેહન એ વાત જાણશે તો મારી ઉપર ઘણીજ ગુસ્સે થશે. તમે નાનામાયને ઓલખતાં નથી. તે એવી તો સ્વભાવની આકરી છે, કે બોલવાં બોલતાં માનસને વલગી પડે. ફકત બે દાહાડા હું તાંહ રેહી તેટલામા તો મારી સાથ સતર વખત ઘરણુ લાગું.'

'કંઇ ફીકર નહી દીકરા. ફતેહ કર.' મીઠાંમાસી બોલ્યાં. 'પણ જો દીકરા, મારી શીખામણ હમેશાં યાદ રાખજે. કોઇબી આદમાને તું તારો દુશમન કરતી ના, ને કંઇબી કામ કરે તે આગમજ પેહલાં ખુબ વીચાર કરી, પછી તે કામ કરજે. પુને તું જાયછ ખરી, પણ તાંહ જો તુંને નહી

પરવડે, તો બેલાશક મુંબઇ નહી આવજે. આજે ઘેર તારૂંજ છે, એમજ સમજજે. તુને હમેશાં મારી આંખે બાંધી રાખશ હીકરા.'

હીલ્લા પુને જવા નીકલી.

પણ પેસુઆ સ્ટેશન ઉપર હીલ્લાને મુકવા જઇ શકયો નહી, સબબ તે પોતાની નાટકશાલામાં તે દિવસે ઘણોજ રોકાઇ ગયો હતો.

હીલ્લાને ચોચપોકલીથી છેક કોટમાં આવવું પડયું, સબબ સુનામાયે વીકટોરીયા ટરમીનસના સ્ટેશન ઉપર ધનજીશાહ વકીલને મલવા હીલ્લાને જણાવ્યું હતું.

હીલ્લા તેથી સ્ટેશન ઉપર ભાડેની વીકટોરીઆમાં એકલીજ ગઇ. તેના સામનમાં ફકત એક ટીનનો મોટો બાકસ હતો. સ્ટેશન ઉપર જઇ પુગતાંજ, ભાડું ચુકવી, પોતાનો બાકસ પોર્ટરને સવાધીન કરી, હીલ્લા ચોતરફ વેટીંગ રૂમ સોધવા લાગી.

ગાડી ઉપડવાને હજી વીસ મીનીટની વાર હતી. હીલ્લાએ ફર્સ્ટ કલાસ "વેટીંગ રૂમ' શોધી કહાડયો ખરો, પણ અંદર જતાં તે અચકાવા લાગી, સબબ રૂમમાં કેટલાંક મોટે ઘરનાં પારસીના બાહારંઓ પોતાના ઓલખીતાં સાથ ઠીઠી ઠાઠા કરતાં હતાં, અને એક પારસી ત્રણ બંએજો સાથ એક બાજુ બેસી ગંભીર ચેહરે કાંઇ વાતમાં પડેલો હતો.

ટ્રેનને ઉપડવાને હવે ફકત દસ મીનીટ બાકી રહી હતી, અને સ્ટેશન ઉપર ધનજીશાહની કાંઇબી નિશાણુ હીલ્લાને મલી નહી. સુનામાયના જણાવ્યા પ્રમાણે સ્ટેશન ઉપર ધનજીશાહ સાથ હીલ્લાનો મેલાપ નહી થવાથી તે રંજીદા થઇ, શું કરવું તેના વિચારમાં હતી, તેટલાં વેટીંગ-રૂમમાંથી એક ઉંચા કદનો પારસી ત્રણ બંએજો સાથ વાત કરતો બાહર નિકળી સ્ટેશનની ચારે બાજુ નજર કરી જોવા લાગ્યો, અને ગજવામાંથી ઘડીઆલ કાહડી, વખત જોઇ ધીમે અવાજે બોલ્યો:

"બાહારંઓનું હમેશાં કાંમજ એવુ! દસ મીનીટ ટ્રેન ઉપડવાને છે, "ને હજી તેનું ઠેકાનું મલે નહી."

હીલ્લાને વેટીંગ રૂમના દરવાજા ઉપર એકલી વિચારમાં ઉભેલી જોઇ, પેલા પારસીએ તેણીની આંગલ જઇ પુછયું:

"મીસ હીલ્લા અરદેશર અરધાવમારૂ નામ છે?'

પોતાનું નામ—પોતાનું ખોટું ધારણ કરેલું નામ—સાંભળી હીલ્લા તુરતજ પેલા પારસી તરફ નજર કરી બોલી. 'જી, હા! મી૰ ધનજીશાહ મનજીશાહ તમે કે?'

'હા, હું પોતે.' આ પારસી કોઇજ નહી પણ ધનજીશાહ પોતે હોવાથી

જવાબ દઇ, હીલ્લાને તે નિરખી જોવા લાગ્યો. 'હું ધારતો 'તો કે તમે હજુર આયાં નહી હશો. હું ટીકીટ કહડાવી લાઉછ, તમે હીંઆંજ ઉભાં રેહજો.'

ધનજીશાહ ટીકીટ કહડાવી પોતાની સાથે હીલ્લાને લેઇ 'પ્લેટફોર્મ' ઉપર ગયા, અને તેણીને ફર્સ્ટ ક્લાસમાં બેસાડી, હીલ્લાની ટ્રંક બ્રેકમાં મુકાવી, પોતે પાછા આવી હીલ્લાની સામે જેવા બેઠા, કે તેજ વખતે 'રાબેયોર મેલ' વીક્ટોરીયા ટરમીનીસ સ્ટેશન ઉપરથી ઉપડી ચાલ્યો.

મુસાફરી શરૂ થઇ. હીલ્લા ગાડીના એક ખુનામાં બેસી ધનજીશાહનો ચેહરો, અને તેની રીતભાતની ઉપર નજર કરવા લાગી, અને ધનજીશાહ બીજા ખુનામાં ગુપચુપ બેસી એક ન્યુસમા ડોકું ઘાલી ધ્યાનથી વાંચવામાં પડયા.

કલીયાણીના સ્ટેશન ઉપર ગાડી જઇ પુગી ત્યાં સુધી ધનજીશાહે એક હરફબી વાંચ્યો નહી હતો, અને ન્યુસનુ એક પાંનુબી ફેરવ્યું નહી હતું, પણ ન્યુસમાં ડોકી ઘાલી આખો વખત કાંઇ ઉંડા વિચારમાં તેવણ પડી રહયા હતા. હીલ્લાએ અટકલ કીધી, કે તેણીના સોબતીના મગજ ઉપર કાંઇ અસાધારણ વિચારનો બોજો પડેલો હોવો જોઇએ. દેખાવમાં અને રીત ભાતમાં તેવણ એક પાકકા ગ્રહસ્થ હોય, એમ તેણીએ જોઇ લીધું હતું.

મીસ હીલ્લા, એક ચાહેનું કપ મંગાઉ?' ધનજીશાહે હીલ્લાને પુછયું. 'હીયાં ગાડી દસ મીનીટ ઉભી રહેછ.'

'નહીજી.' હીલ્લાએ શરમાઇને ના કહયું.

'જેમ તમારી મરજી'. ધનજીશાહ બોલ્યા.

કલીયાણીના સ્ટેશન ઉપરથી ગાડી ઉપડી આગલ ચાલી, અને ધનજીશાહ ધીમે સુરે કાંઇ ગાયન ગુનગુનાવતા હીલ્લાની સાંબે જઇ બેઠા.

'કોઇ ઘણોજ ભલો ને નેક આદમી માલમ પડેછ.' હીલ્લા ધનજીશાહ વિશે મત બાંધવા લાગી. 'વકીલોને વિશે સાધારણ વિચાર એવો છે, કે તેઓ ગલાંકાંસુ. ધુતારા ને લોકોને આડે રસ્તે ઉતારનારા હોયછ, પણ આએ આદમીમાં તેવો ખવાસ હોય એમ મને લાગતુંજ નથી.'

અંતે ધનજીશાહે વાત છેડી. 'તમે કેટલી વખત પુને ગીયાંતાં, મીસ હીલ્લા?'

'જી, હું આએ પેહલીજ વખતે પુને જાઉંછ.' હીલ્લા બોલી.

'પેહલીજ વખતે! તાહરે શું આએ તમારી મુસાફરી પેહલીજ છે?' ધનજીશાહે સવાલ કીધો.

"હા જી. એ મારી મુસાફરી પેહલીજ છે.'

'તાહરે તમારા માબાપથી છુટાં પડતાં તમુને ઘણું અસીખું લાગું

હોસે ?' ધનજીશાહે જરા હસ્તે ચેહરે પુછ્યું. 'ને તેથીજ તમુને સ્ટેશન ઉપર આવતાં મોડું બી થયું ?'

'નહી જી, તેમ નહી.' હીલ્લાએ જવાબ દીધો. 'મારાં માયબી નથી, ને બાવાબી નથી.'

'ખરેખર !' ધનજીશાહ અજબ થઇ ગંભીર ચેહરે બોલ્યા. 'માયબી નહી ને બાપબી નહી ! તાહરે તો હું ધારૂછ કે જે છોકરીને સારૂ તમુને સુનામાયે તેડાવીયાંછ, તે તમુને વધારે ચાહશે. મીસ હીલ્લા માફ કરજો ! તમારૂં નામ હીલ્લા છે, કે હીરાંબાઇ છે, તે મને ચોકસ ખબર નથી. પણ સત્થાવાલાંના સુનામાયેને મેં હીલ્લાં કરી બોલતાં સાંભલીયાં 'તાં.'

'જી મારૂં નામ–હીરાંબાઇ નથી, પણ હીલ્લા છે.' હીલ્લાએ ખુલાસો કીધો. 'મારા બાવા વીકા—'

'શું ? તમારા બાવા શું ?' હીલ્લાને એકાએક આગલ બોલતાં અચકી જતી જોઇ ધનજીશાહે પુછ્યું.

'મકુજે મારા બાવાએ જનમથીજ મારૂં નામ હીલ્લા રાખીયું 'તું.' હીલ્લાએ પોતાના મનનો જુસ્સો દાબી જવાબ 'દીધો.' મારી સ્કુલમાંબી હું હીલ્લાને નામથીજ ઓલખાતી 'તી,'

'તાહરે તો હું જો તમુને હીલ્લા કરી બોલાવું, તો તેમાં અપમાન જેવું કાંઇ નથી,' એમ તો નક્કી થયું.' ધનજીશાહ બોલ્યા. 'હીલ્લા 'ને સીલ્લા. બંને નામના ઉચાર એકજ સરખા કાંનને લાગે છ.'

'જી સીલ્લા તે કોણ ?' હીલ્લાએ પુછ્યું.

'સીલ્લા કે જેને વાસતે તમે પુને જાવોછ તે ?' ધનજીશાહે કહ્યું. 'તે બીચારીબી તમારા જેવીજ છે, ને તેથી તે તમુને વધારે ચાહશે ?

'પણ તમે તેની જરાબી ફિકર કરતા ના મીસ હીલ્લા. સુનામાય સત્થાવાલાં જરા અસલી વિચારવાલાં છે ખરાં, પણ સીલ્લા જને હું તમારા 'ચાર્જ'માં' આપવા માંગુંછ, તે ઘણીજ સારા સ્વભાવવાલી, ને માયાલુ દીલની છોકરી છે. એ સીલ્લાની ઉપર દેખરેખ રાખવાનું કામ મારા હાથમાં તેનાં માયબાપે સોંપેલું છે, ને હું તેની મીલકતનો 'ટ્રસ્ટી' છઉ. સીલ્લા મારી નીગેહબાની તલે છે મીસ હીલ્લા, ને મેં તેને સુનામાય સત્થાવાલાંની દેખરેખ હેઠલ આજ મુદત થઇ રાખેલી છે. એક 'ટ્રસ્ટી' તરીકે સીલ્લાની મીલકતનોજ નહી, પણ તેણીની ભવિશની જીંદગીનો તમામ અખત્યાર તેણીના માયબાપે મને સોંપેલો હોવાથી, તેણીનાં ભલાં માટે જેબી ખરચ થાય, તે કરવાની મારી મરજી છે.'

'તમેબી પુનામાંજ રેહતા હોશો?' હીલ્લાએ સવાલ કીધો.

'હા' ધનજીશાહે જવાબ દીધો. 'પુનામા ધી લીલી' નામે મારો બંગલો છે. પુનામાં સોલીસીટર તરીકે હું કામ કરૂંછ.'

* * * *

મુસાફરી જેમ જેમ આગલ વધતી ગઇ, તેમ તેમ ધનજીશાહ અને હીલ્લા વચ્ચે વાથચીતબી વધતી ગઇ. હીલ્લાના મન ઉપર ધનજીશાહની લાએકીએ જેટલી સારી અસર કરી હતી, તેટલીજ બલકે તેથીબી વધારે સારી અસર ધનજીશાહના મન ઉપર હીલ્લાની બોલવા ચાલવાની રીતભાતથી થઇ હતી. બંને જન એકમેકને માનની નજરથી જોવા લાગ્યાં.

અંતે રાતના સાત વાગે પુનાના સ્ટેશન ઉપર ગાડી આવી પુગી. ધનજીશાહની 'ડોગકાર્ટ' સ્ટેશન ઉપર હાજર હતી. હીલ્લાની ત્રંક બ્રેક માથી ગાર્ડે બાહાર કહડાવી, અને પોર્ટરે તે લઇ જઇ 'ડોગકાર્ટમાં' મુકી, અને ધનજીશાહ પોતાની સાથે હીલ્લાને તેજ ગાડીમાં બેસાડી, સત્થાવાલાં સુનામાયને બંગલે લેઇ ચાલ્યા.

---

## પ્રકરણ ૯ મું.

—:o:—

### "મને બી૦ એ૦ કે એમ૦ એ૦ થઇને શું કરવુંછ?"

ધનજીશાહ વકીલ હીલ્લાને પોતાની સાથે 'ડોગકાર્ટમાં' બેસાડી સ્ટેશન ઉપરથી બંન્દ તરફ જવાને રસતે 'પારબતી' તરફ લઇ જતા હવા.

હીલ્લા પોતાનું આ નવું વતન મુંબઇ કરતાં વધારે પસંદ કરવા લાગી. કોઇ કોઇ બંગલાઓની વચ્ચે આવેલી એકાંત જગ્યા, ઝાડ ઝરૂખાંની ગીચ ઘટા, બાગોમાં ઉગેલાં સુગંધી ફુલોનો દીલપસંદ મેહકાટ, અને ગડબડ ઘોંઘાટ વગર દીપી નિકલેલો સીધો સરીઆમ બન્દ ગારડન તરફ જવાનો એકાંત રસતો, એ સરવે હીલ્લાને ઘણુંજ પસંદ પડવા લાગ્યું.

એટલાંમા ધોરી રસ્તા ઉપરથી ગાડી ડાબી બાજુ તરફ આવેલા એક બીજા રસ્તા તરફ કરી, અને નાકા ઉપરથી થોડે છેટે ધનજીશાહે ગાડી ઉભી રાખી.

"આએ તમારૂં 'પારબતી". ધનજીશાહે ગાડીમાથી ઉતરી હીલ્લાને પોતાનો હાથ આપતાં કહ્યું. 'લેઓ, મારો હાથ પકડો, ને ધીમે રેહી ઉતરજો.'

હીલ્લા ધનજીશાહનો હાથ પકડી ડોગકાર્ટમાથી નીચે ઉતરી આસ-

માસ્ર નજર કરી જોવા લાગી, અને ધનજીશાહ તેણીને પોતા સાથે લઇ આરબતીના કમપાઉન્ડમાં દાખલ થયા.

ગાડી ઘેર આગલ આવી ઉભી રેહતાંજ એક મોટા અને બે નાહના કુતરાંઓએ જોરથી ભસવા માંડયું, અને તેમના ભસવાનો અવાજ સાંભલી સીલ્લા જે ઘરમા હતી, તે બાહર ઓટલા ઉપર દોડી આવી કમપાંઉન્ડમાં જોઇ બોલી.

'એ કોણ? સુનામાય કે?

'નહી. એ તો હું, ને તારી નવી 'ગવરનેસ' મીસ હીલ્લા અરદેસર અરધા છે.' ધનજીશાહે જવાબ દીધો.

'હીયર! હીયર જેક! હીયર રોઝ! હીયર!!' સીલ્લા પોતાનાં માનીતાં કુતરાંઓને ભસતાં અટકાવા બુમ પાડી કેહવા લાગી, અને તે નિમકહલાલ જાનવરો, પોતાની શેઠાણીનો અવાજ સાંભલી, ભસવાંનુ મુકી દેઇ હીલ્લાને જોઇ ગેલ કરતાં કુદવા, તથા પોતાની પુછડી હલાવી પોતાની ખુશી બતાવવા લાગ્યાં.

'તમે જરાબી બીહતાં ના હીલ્લાં.' ધનજીશાહ બોલ્યા. 'ભસતા કુતરા કદીબી કરડતાજ નથી'!

'મીસ હીલ્લા'? સીલ્લા હીલ્લાને 'શેકહેન્ડ' કરી બોલી. 'આએ કુતરાંથી તમે જરાબી બીહીતાં નાં? આસતે આસતે તમારી સાથ મલી જતાં એ લોકને વાર નહી લાગશે. પણ આજે ત્રેન 'લેટ' કેમ થઇ ધનજીશાહ?'

'ત્રેન તો પોતાને વખતસર ઉતી,' ધનજીશાહ બોલ્યા. 'પણ હું મારી ગાડી હલવે હલવે લાયો સીલ્લા. સુનામાય કાંહ છે? તેવણ ઘેરમા નથી કેમ?'

'સુનામાય ખલકનુમા ગીયાંછ.' સીલ્લાએ જવાબ દીધો.

ખલકનુમાનું નામ એકાએક સાંભલતાંજ હીલ્લા ચમકી મનમાં બોલી:—

'ખલકનુમા! બમનશાહ બંગાલીનો ખલકનુમા!! જે મીલકત મેલવવા મારા બાવા એટલા બધા ઇનતેજાર હતા, તે ખલકનુમા!!'

'તમે આયાં તો ઠીકજ થયું'. સીલ્લા બોલી. 'બેહેન હીરા—

'હીરાંબાઇ નહી પણ હીલ્લા. એવણનું જનમ નામજ હીલ્લા છે.' ધનજીશાહે સીલ્લાને કહયું. 'હુંબી પેહલાં તારી કાનીજ સમજતો 'તો સીલ્લા, પણ મીસ હીલ્લાએ મારી ભુલ ભાંગી.'

'હીલ્લા! કેવું મજેનું નામ.' સીલ્લા બોલી. 'મને એ નામ ઘણુંજ ગમે ધનજીશાહ.'

સીલ્લા શરૂઆમાંજ પોતાની ચાલચલન અને રીતભાત ઉપરથી હીલ્લાને એક ચવીત્રી, ચીબાવલી, અને લાડમાં ઉછરેલી છોકરી લાગી. ઉમરમાં તે લગભગ પંદર સોલ વરશની હતી. કદમા તે હીલ્લાનાં કરતાં સેહજ ઉંચી, અને દેખાવમાં ઘણીજ રૂપાલી હતી. સ્વભાવે સીલ્લા ઘણીજ રાંક અને સાલેસ હતી, પણ તેણીનો ખવાસ ઘણો ચટપટીયો હોવાથી તે ઘણીજ અધીરી અને ઉતાવલી હતી. ધનજીશાહ તેણીના ત્રસટી અને નીગેહબાન હોવાથી, સીલ્લાને હરેક રીતનો લાડ લડાવવાને તેવણ અચકાતા નહી હતા. ગવરમેંન્ટ હાઉસમાં થતા મેલાવડા અને પારટીમાં ધનજીશાહ હંમેશાં સીલ્લાને પોતાની સાથે લેઇ જતા હવા. બંન્દ અને સોલજર ગારડન્સમાં બેન્ડને દિવસે, સીલ્લા પોતાની ફીશીઆરીભરી ફેશનમાં હંમેશાં સરવેની નજરે સરવેથી પેહલી પડતી હતી.

સીલ્લાની ફેશેનનો પુનામાં પાર હતોજ નહી. સીલ્લાની હરેક ફેશન ભાડુતી નહી પણ 'ઓરીજીનલ' હતી. સીલ્લાની ફેશન તેણીની હરેક ચીજમાં સમાયલી હતી. ઘરેણાં, સાડી, પોલકા, બાલ અને માથાંબાનાની ફેશન જે બહરાંઓમાં આજે સાધારણ છે, તે ઉપરાંત ખાવાની ફેશન, પીવાની ફેશન, ચાલવાની ફેશન, બોલવાની ફેશન, હસવાની ફેશન, બેસવાની ફેશન અને વાત કરવાની ફેશન ઉપરાંત, હરએક ફેશનોમાંથી સીલ્લા કાંઇ નહી 'ને કાંઇ નવી ફેશન કાહડતીજ જતી હતી. ફેશનોને લીધે વખણાઇ જાહેર થએલી સીલ્લા પુના મધે કિવન ઓફ પુનાને નામે ઓલખાતી હતી.

'બેસો હીલ્લા.' સીલ્લાએ પોતાની આગલ એક ખુરસી ઉપર હીલ્લાને બેસવા કહયું. 'તમે મુસાફરીથી ઠાકી ગીયાં હોસો, વાસ્તે જરા બેસો. પછી હું તમુને તમારે વાસ્તે તઇયાર રાખેલો ઓરડો દેખાડું'

'ચાલો મીસ હીલ્લા હવે હું જાઉંછ.' વકીલ ધનજીશાહ પોતાનું ઘડીઆલ જોઇ બોલ્યા. 'મને આસા છે કે પારબતી તમુને જરૂર પસંદ પડશે. એ તમારૂં નવું ઘેર છે, મીસ હીલ્લા.'

'ખચીત.' હીલ્લા હસીને બોલી. 'સીલ્લા સાથે જો હું હીયાં રેહવશ, તો હું ધારૂછ કે પારબતી મને જરૂર પસંદ પડશે.'

'ચાલો સાહેબજી.' ધનજીશાહે બંને છોકરીઓને 'શેકહેન્ડ' કરી કહયું.

ધનજીશાહ, હીલ્લા અને સીલ્લાથી જુદા પડી પોતાને બંગલે નિકલી ગયા, અને સીલ્લા પોતાની નવી 'ગવરનેસ' સાથે વાતે બેઠી.

'મારી ઉપર એવણની ઘણીજ મેહરબાની છે.' સીલ્લા બોલી. 'મને તો પોતાની દીકરી બરાબર એવણ ચાહેછ.'

'પણ બેહન સીલ્લા, તમે સુખી તો છઓની?' હીલ્લાએ સવાલ કીધો.

'નહીં કાંય?' સીલ્લા બોલી. 'ધનજીશાહની મેહરબાનીથી મને કસી ચીજની આજ સુધી તંગી પડી નથી. પારબતીમા મને સરવે વાતનું સુખ છે. પણ જાહરે મારાં માએ કે બાવા મને યાદ આવેછ, તાહરે હું ઘણીજ દુખી થાઉછ.'

'તમો જાહરે ઘણાજ નાહલ્લાં હોશો, તાહરના તેવણ ગુજરી ગીયાં હોશે?' હીલ્લાએ અટકલ કીધી.

'હું જાણુતીબી નથી કે તેવણ કોણ ઉતાં, તેવણ કેમ મરી ગીયાં, ને કાંહ મરી ગીયાં તેનીબી મને ખબર નથી.' સીલ્લા આંખમાં પાણી લાવી બોલી. 'હું એટલુંજ જાણુછ, કે પેહલવેહલે હું સુરતમાં કોઇ પારસીને તાંહ રેહેતી 'તી. તાંહ હું દશ વરશની થઇ, ને તાંહથી હું હીયાં આવી. હીયાં હું 'કોનવંન્ટ સ્કુલમાં ઇંગ્રેજી શીખવા જતી 'તી. ધનજીશાહ હમેંશા મને કેહછ, કે હું ઘણીજ ભાયગસાલી છેઉં, સબબ જાહરે હું ઉંમરે પુગસ, તાહરે મને પુશકલ પઇસા મલશે! પણ દુનિયામાં બધુંજ સુખ કંઇ પઇસાથી મલેછ? ધનજીશાહે મને અભ્યાસ આગલ વધારવા ઘણું સમજાવીયું, પણ શીખવા પાછલ મારૂં ધ્યાન લાગતુંજ નથી. મને એમ. એ. કે બી. એ. થઇને શું કરવુંછ.'

'ધનજીશાહ હીયાંથી કેટલા દુર રેહછ?' હીલ્લાએ નવી વાત છેડી.

'હીયાંથી તેવણનો બંગલો ઘણો દુર છે.' સીલ્લા બોલી. 'હીયાંથી તેવણને બંગલે ચાલી જતાં બે કલાક લાગેછ, 'ને ખલકનુમાથી અરધો કલાક લાગેછ. એવણે પોતાના બંગલાનું નામ 'ધી-લીલી' કરી આપીયુંછ 'એવો તો સરસ ને એવો તો રોણકદાર તે બંગલો છે, કે બોલીયાની વાત નહીં. પણ તમને કંઇ ગાડીનો અવાજ હમના સંભલાયો હીલ્લા?'

'હા! કોઇની ગાડીનો અવાજ સંભલાયછ ખરો!' હીલ્લા બોલી.

'તાહરે તો સુનામાયના ટાંગાનો અવાજ હોસે.' સીલ્લાએ કહયું. 'એવણબી આવી લાગાં, વાસતે ચાલો તમે મોહડું ધોઇ બાલ ઓરી લેઓ, તેટલાં જમવાનો વખતબી થશે.'

ટાંગો આવી દરવાજા આગલ ઉભો રેહયો, અને તેમાથી સુનામાય સત્થા ઉતરી હલવે હલવે ઘરમાં દાખલ થયાં.

સુનામાય દેખાવમાં કાંઇ બદરૂપાં કે કદરૂપાં નહી હતાં. તેવણ બેશક રૂપાલાં હતાં. બંગાલીનાં ખાનદાનનું લોહી તેમની રગોમાં વેહતું હોવાથી તેવણ બાર ખાંડીનો મીજાસ રાખી ફરતાં હતાં!

સીલ્લાએ સુનામાય સાથ હીલ્લાનો તેજ વખતે મેલાપ કરાવ્યો,

અને હીલ્લા તરફ સુનામાયે નજર કરી, પોતાની ખુશાલી બતાવી ખબર અંતર અને ઓલખ પુછી, તેણીની બોલવા ચાલવાની રીતભાત અને તેણીના મીજાસની પરીક્ષા કરવા લાગ્યાં.

સુનામાયની વાતચીત કરવાની ઢબછબ ઉપરથી ચંચલ હીલ્લા તેવણુની અંદરખાનેની ખરી મતલબ સમજી ગઇ, અને સુનામાય હીલ્લાની લાએકી, બોલવા ચાલવાની રીતભાત, સાલેસાઇ અને નમનતાઇ જોઇ ખુશી થઇ ગયાં.

પણ સરવેથી વધારે ખુશી તો સુનામાય હીલ્લાની ખુબસુરતીથી થયાં હતાં. હીલ્લાની ખુબસુરતીથી સુનામાયનો આતશ જેવો ગરમ મિજાજ બરફ જેવો ઠંડો થઇ જઇ, તેવણુના દીલમાં માયા અને પ્રિત જોરથી ઉભરી નિકલતાં હતાં.

તે રાતના કંઇ જાણવા જેવો બનાવ બન્યો નહી, અને ખાંના પરથી ફારેગ થયા બાદ, સુનામાયની રજા લેઇ હીલ્લા અને સીલ્લા પોતપોતાના ઓરડામાં ગયાં,

* * *

બીજે દિવસે સહવારના ચાહની ટેબલ ઉપર સીલ્લા હીલ્લાને પોતાની સાથે લઇને આવી. સુનામાય સીલ્લાને હીલ્લા સાથ એટલી બધી હદથી જીયાદા મલી ગયેલી જોઇ બોલ્યાં:—

'હીલ્લા તમોએ હવે મારી સીલ્લાની દરેક ખામીઓ ઉપર ધ્યાન આપવું, 'ને તેની દરેક ખામીઓ સુધારવાની તમોએ બનતી તજવિજ કરવી. તમે સમજયાં કે.?'

'મને મલતી દરેક તકનો સારો ઉપયોગ કરવાને હું ભુલનાર નથીજી.' હીલ્લાએ નમનતાઇથી જવાબ દીધો.

'હુંબી એટલુંજ માંગુછ.' સુનામાય ચાહ પીઇ હીલ્લાની સાથે હોલમાં જઇ વાતે બેઠાં. 'જુવોની, છોકરી જરા નાંદાન ને ઉછાછલી છે. એના બોલવાનો તમે કાંઇ વિચાર કરતાં ના.'

'નહી નહી સુનામાય,' સીલ્લા બોલી ઉઠી. 'તમે એમ શું બોલોછ. હુ શું એટલી બધી બેવકુફ છેઉ કે હીલ્લાને અપમાન કરશ? હીલ્લા, તમે કદીબી મારાથી એવી આસા રાખતાંજ ના.'

'લે ચાલ હવે મુગી રેહ.' સુનામાયે કહયું. 'હું જાણુંછની કે તું પેહલાં બધા સાથ એકવગુ ધરૂપરૂ રાખી, પછી એકદમ ફુટફાટ કરેછ! લે ચાલ ઉઠ. તારી ગવરનેસને આપરૂં ઘેર દેખાડ. જરા ઉપર લઇ જા? મારા રૂસ્તમનો 'સ્ટુડીઓ દેખાડ! જરા બાગમાં ફેરવ?'

સુનામાયના કેહયા પ્રમાણે સીલ્લા હીલ્લાને માળ ઉપર પોતા સાથે લેઇ જઇ ફેરવવા લાગી, અને જુદા જુદા ઓરડાની જુદી જુદી બારીએથી

તેણીને આસપાસની ખુલ્લી જગ્યાનો દેખાવ દેખાડી, હોલમાં લાવી પાછી તેણીની સાથ વાતે બેઠી.

'એ આએ સબી કોણની સીલ્લા?' સ્ટુડીઓની દેવાલ ઉપર ટાંગેલી એક 'ઓઇલ પેનટીંગ'ની સબી જોઇ હીલ્લાએ પુછ્યું.

'મારો રૂસતીમ?' સુનામાય જેવણ તુરતનાજ ઊપર આવેલાં હતાં, તેવણે હીલ્લાને બોલતાં સાંભલી જવાબ દીધો.

હીલ્લા આએ સબી ઘણુજ ધ્યાનથી ટીકીને જોતી ઉભી, અને સીલ્લાએ જવાબ દીધો.

'મીં૰ રૂસતમ સત્થા. સુનામાયનો દીકરો.' સીલ્લા બોલી.

'અંહ! રૂસતમ સત્થા!!' હીલ્લાએ હસી સુનામાય તરફ જોયું. 'માએ દીકરાંનું મોહડું ઘણુંજ મલતું આવેછ?'

હીલ્લા રૂસતમ સત્થાનું નામ સાંભલી તેની સબી તરફ ઘણુજ ધ્યાનથી જોઇ મનમાં બોલી: 'બેહસ્તી બાવા જે રૂસતમ સારૂ હમેશાં બોલતાતા કે બમનશાહ બંગાલીનો વારસ થનાર છે, તે એ રૂસતમ સત્થા! તાહરે જે શખસ મારા બાપના રસ્તામાં પત્થર મીસાલ ઉતો, તે તો કેથો આએ રૂસતમ દેખું!'

'કેમ કેવી સબી છે હીલ્લા?' સીલ્લા હીલ્લાની ખાંધ ઉપર હાથ નાખી બોલી. 'એ રૂસતમ સુનામાયનો એક પુરો દીકરો છે!'

હીલ્લા તે સબીનેજ જોતી સીલ્લાનું બોલવું સાંભલ્યા વગર ઉભી, અને સીલ્લાબી તે સબીને જોતી હીલ્લાની પાસે ઉભી, અને સુનામાય દીવાનખાનાની સામી બાજુની બારીએ જઇ ઉભાં.

'હીલ્લા, રૂસતમના ચેહરા વિશે તમે શું ધારયું?' સીલ્લાએ ધીમે અવાજે હીલ્લાને પુછ્યું. 'કેવો દેખાવલો ચેહેરો. જાહરે હોસે તાહરે બમનશાહ શેઠનો પઇસો એ રૂસતમનેજ મલશે, ને ખલકનુમાબી એનેજ થશે. હીલ્લા, બમનશાહને તમે જોયાછ કે? પણ તમે તેવણને કાંહથી જોય?' તમે અગાઉ કોઇબી વખત પુને તો આયાં 'તાંજ નહી.'

'પુને હું પહેલવહેલીજ આવીછ.' હીલ્લાએ સીલ્લાને જવાબ દઇ પાછું રૂસતમની સબી તરફ જોવા માંડયું.

રૂસતમ એક અચ્છો પેન્ટર છે હીલ્લા.' સીલ્લાએ રૂસતમની તારીફ કરવા માંડી. 'ભોંયતલીએના હોલમાં જે 'લેન્ડ સ્કેપ,' ને 'સી સ્કેપના' પીક્ચર દેવાલ ઉપર ટાંગેલાં છે, તે બધા રૂસતમને હાથના છે જો! તેમાંના બે પીક્ચરોને માટે તો 'પુના આર્ટ એક્ઝીબીશનમાં' રૂસતમને 'પ્રાઇઝ'બી મલેલાં છે. જેમ પેન્ટર તરીકે એ વખનાયેલો છે, તેમજ ક્રીકેટમાંબી તેણે અચ્છું નામ મેલવ્યું છે. પુના જીમખાનાનો તે એક ચુનંદો ખેલાડી ગણાય

છ, ને એકલે હાથે તે પચાસ અને સાડાઠ સાહાઠ 'રન' કરતો 'તો. હું કાંઇ રૂસતમને ઓલખતી નથી. મેં તો નજરેબી તેને જોયો નથી, પણ સુનામાયને મોહોડેથી એ વાત મે સાંભલી 'તી.'

'તાહરે તેવણ શું હાલ પારબતીમાં રેહતા નથી?'

'નહી.' સુનાંમાયને કાંને હીલ્લાના બોલો પડવાથી તેવણે જવાબ દીધો. 'જી ભરાયા મારા રૂસતમના દોસ્ત કરતાં મુવા દુશમનો વધારે છે. ને તેબી વલી સગામાંજ! હાલ કેટલું થયું, એ જી ભરાયો કરાંચી કંઇ વેપારવનજ કરવા ગીયોછ.'

રૂસતમની હકિકત કેહતાં સુનામાયની છાતી ભરાઇ આવી હોય, એમ હીલ્લાને લાગ્યું.

'રૂસતમને સારૂ સુનામાય રાત દાહડો બલાપો કરેછ.' સીલ્લા બોલી. 'બમનશાહ બંગાલીના કાકાની બે કલાંત છોકરીઓ ગુલી ને ધનાએ બમનશાહને કાંઇ ઉધાં ચત્તાં સમજાવી રૂસતમનો પગ અંતે તે લોકે ખલકજુમામાંથી કહડાવ્યો. બાકી બમનશાહનો ખરો વારેસ રૂસતમજ કેહવાય. બીજા કોઇને બમનશાહનો પઇસો મલે તેમ નથી. પણ એક બીજી વાત છે, તે જો બને, તો બમનશાહના બધાં દુરના ને નજદીકના સગાં વાહલાંઓ હાથ ઘસતાંજ રેહી જાય, ને બધાંની ગડબડમા વચલો ઘોડો વાર કુદાવી જાય, એમ છે! પણ તેવું કદી બનેજ નહી.'

'તે વલી શું છે સીલ્લા?' હીલ્લાએ અજબ થઇ પુછ્યું.

'બમનશાહના એક જીગેનજાન કોલેજ ફ્રેન્ડ વીકાજી મેહેરજી તાલેવંતા કરી ઉતા.' સીલ્લા બોલી. 'તેવણને ખલકજુમાની મીલકત મલવાની વકી ઉતી! પણ બીચારા વીકાજી તાલેવંતા, તે વારસાની ઉમેદમાં ને ઉમેદમાં મરી ગીયા! એ વીકાજીની તમુને ઓલખ આપું કે? નાજામાય મુલતાન વાલાનાં બાવા?'

'તાહરે તો બમનશાહનો ફાલો રૂસતમનેજ મલવાનો.' હીલ્લાએ પોતાનું મત આપ્યું.

'તે વાત ભવિશને હાથ રેહી.' સીલ્લા બોલી. 'સુનામાય કેહછ કે, અગાઉ રૂસતમ ઉપર બમનશાહનો ઘણોજ પ્યાર ઉતો, પણ પેલી બે છોકરીઓએ બમનશાહનો તેની ઉપરથી મન ઉતારો કરાવીયો. રૂસતમ અંદર સુનામાયનો બધો જીવ છે જો હીલ્લા!'

'ને એ રૂસતમ હાલ કરાંચી છે?' હીલ્લાએ પુછ્યું.'

'હા. આજે કેટલુક થયું તે કરાંચી છે.' સીલ્લા બોલી. 'સુનામાય ઉપર કોઇ કોઇ વખત તે કાગજ લખેછ.'

હીલ્લા રૂસતમને સારૂ ઘણુજ હલકું મત બાંધી મનમાં બોલી:—

'માય જેવી માય ઉપર કોઇ કોઇ વખત કાગજ લખનાર આએ દીકરો! કોઇ જબરો છકેલ છોકરો! કોઇ લાડથી ઉચરેલો ને પ્યારથી બગડેલો પોરયો લાગેછ?'

---

## પ્રકરણ ૧૦ મું.

—:o:—

### મોડી રાત્રે મલવા આવેલો પારસી.

આજ કાલ કરતાં હીલ્લાને પારબતીમાં આવી વસ્યાને લગભગ છ મહીના થઇ ગયા.

એ અરસામાં હીલ્લા પારબતીમાં નવી જુની થઇ ગઇ. સુનામાય જેવણ સ્વભાવે આકલાં હતાં, તેવણ પણ રફતે રફતે હીલ્લા સાથે મલી ગયાં, અને સીલ્લાબી વખત જતે હીલ્લાને પોતાની 'ગવરનેસ' છે એમ ભુલી જઇ, એક બેહનના પ્યારથી તેણીને ચાહવા લાગી હતી.

હીલ્લાની સોબત અને સંગતમાં સીલ્લાને જે જે ફાયદાઓ થવા લાગ્યા, તેથી સુનામાય તેમજ ધનજીશાહ અંનજાણ્યા નહી રેહયાં હતાં. પોતાના કેટલાક ચીબાવલા, ચવિત્રા અને નાદાનીયત વિચારો પડતા મુકી, સીલ્લા પોતાનો ટેક નભાવવાની હવે તજવિજ કરતી હતી. સીલ્લાના સ્વભાવ અને ચાલચલનમાં થયલો આ બધો સુધારો હીલ્લાની સંગતમાં પડયા પછી થવા લાગ્યો હતો, અને એ ફેરફાર હીલ્લાને આભારી હતો, એમ ધનજીશાહે નક્કી જોઇ લીધું હતું.

પારબતીમાં હીલ્લા સુખી હતી. તેણીને આજે લગભગ છ મહીના પુને આવ્યાને થયા હતા. સુનામાય અને ધનજીશાહ તેણીને સુખી સમજતી હતાં, પણ સીલ્લા, તેણીને કોઇ કોઇ વખતે કાંઇ ઉંડા વિચારમાં પડેલી જોઇ દલગીર થતી હતી. હીલ્લાની આ છુપી દલગીરીનું ખરૂં કારણ શું હશે, તે જાણવા સીલ્લાએ અનેક વખત હીલ્લાને પુછવા છતાં, તે તેણીને ઉડાવતી હતી, અને તુરતજ પોતાની દલગીરીને દાબી દઇ, પોતે ખુશી હોય એમ દેખાડવાની તે દરેક તજવિજ કરતી હતી.

હીલ્લાની એ દલગીરી પોતાના બાપના ખરા ખુનીની શોધ તેણીથી હવે થતી નહી હોવાને વીશેની હતી.

આજે છ માસ થયાં હીલ્લા મુંબઇ છોડી પુને આવી વસી હતી. જે દિવસથી તેણીએ મુંબઇ છોડયું, તે દિવસથી આજ સુધી પોતાના બાપના ખુનીને શોધી કાહડવા માટે તે કાંઇબી કરી શકી નથી. પેસુ

પેન્ટર તરફથી આજ સુધી તેણીને કાંઇ સંદેશો મલ્યો નહી, એટલે હવે તે અધીરી થઇ ચટપટમાં પડી હતી.

'છ મહીના થયા, પણ હજી હું કંઇ કરી શકી નહીં. મારા બાપના ખુની વિશે જેટલી બેખબર હું તેવણના મરણને દાહાડે હતી, તેટલીજ બેખબર હું આજેબી છઉં. અગરજો હું મુંબઇમાં હોતે, તો ફરતાં હરતાં કંઇબી કરી શકતે. પણ હિયાં એકાંતવાસમાં પડવાથી હું લાચાર થઇ પડીછ, ને હું નહીં ધારતી કે પુનામાં મારો કંઇબી શુકરવાર થાય. પારબતીમાંજ રેહવાનો જો મારો વિચાર હું નક્કી કરૂં, તો મારા બાપના ખરા ખુનીને મલવાની દરેક આસા મારે મુકવીજ જોઇએ.,

હીલ્લા વચલા હોલમાં એકલી બેસી ગુડતાં ગુડતાં ઉપલો વિચાર કરતી હતી, તેટલાં સુનામાય અંદરથી કાંદાના પાતરાં મીસાલ ફડફડતાં આવી બુમ પાડવા લાગ્યાં, અને તેથી હીલ્લા પોતાના વિચારની સમાધીમાંથી જાગરૂત થઇ.

'મરેરે આએ કંઇ જુલમની વાત છે! કેટલી બધી બેદરકારી! મુઇ નબલે હાકેમ રઇયત જોરાવર? મુવા માલીને હજાર વખત કેહયું, કે દાહાડામાં તણ વખત સામન સાફ કરવો, પણ મુવાના હાડકાં ગંઠાઇ ગેયેલાં, તે વાંકું વલતાં જીવ જાયે. હીલ્લા, હું આજે ખલકનુમા જવાની છઉં, સબબ બમનશાહની તબીએત એકાએક પાછી બગડી આવીછ, એમ 'કેમ્યમેન' હમનાજ કેહી ગીયો. તમે આજે માલી પાસે મારા જી ભરાયા રૂસતમના બેઉ ઓરડા જરા ઝરાવી સાફ કરાવવાને ભુલતાં ના. રાત રતોવઇ જીભરૂં આવી પુગશે, ને ઓરડા તો ઘણા દાહાડાના વસીદા પડયાછ!'

બમનશાહ શેઠની તબીએત બગડી છે એવું સુનામાયનું હંમેશ બોલવું હતું, સબબ એજ બાંહણું લેઇ તેવણ હંમેશ ખલકનુમા જતાં હતાં, અને આજે પણ તેજ બાંહણું લેઇ તેવણ બપોર આગમજના બમનશાહ ને જોવા ગયાં હતાં.

રૂસતમના ઓરડા સાફ કરાવવાનુ કામ હીલ્લાના કરતાં સીલ્લાએ ખુશાથી પોતાને માથે ઉપાડી લીધું, અને સાંજ પડવા આગમજ રૂસતમના વાસી પડેલા ઓરડા સાફ કરાવી સીલ્લા પરવારી ગઇ હતી.

બમનશાહ શેઠની તબીએત વધારે બગડેલી છે, એમ હીલ્લા જાણી દલગીર થઇ ગઇ. પોતાના મરનાર બાપના જીવેજાન દોસ્ત તરફ હીલ્લાના દીલમા રમી રેહલી લાગણી જોશ કરી રેહી હતી, અને તેની તબીએતના રૂડા સમાચાર જાણવા સુનામાયના આવવાની તે હર ઘડી રાહ જોતી હતી.

'કેમ છે, સુનાંમાંય ?' હીલ્લાએ સુનામાયને રાતના જમતાં જમતાં ટેબલ ઉપર પુછયું. 'બમનશાહ શેઠની તબીયત કેમ છે?'

‘છે. નરમ ગરમ ચાલીયાજ કરેછ.’ સુનામાયે જવાબ દીધો. ‘ઘડીમાં કેમ ને ઘડીમા કેમ. તેમા પેલી નાપાક દુકતીઓ કંઇ જોર ઘસાવી રેહીછ! તોબાહ ખુદા! નફખોદ ગેઇઓ તો કોઇને જરા સસરવા કે વસરવા દેતીજ નથી! જાણે પલટનના સીપાઇઓ પોહરો ભરે, તેમ કલાક કલાકે એક જન જાએ ને બીજી જન આવે! પણ એ રાંડોને મોહડે વાલકેસરના મોટા જેવા પત્થરા! આગલ નાક કે આગલ જીભ!’ જે દાહાડે હોશે તે દાહાડે બધું જીભરાય, ‘ને આઇસ ઉવાએ લાંબો રેહ, તે મારા રૂસતમનુજ થશે! વલી આજે એક નવો ટુકડો પેલી પાંઉવાલાની પીલી લેઇ આવી! શું જો! કે બમનશાહનો જીવેજાનનો ઇસ કોલનો દોસ્ત તાલેવંતા કરી ઉતો, તેની સાથ બમનશાહને કોલકરાર થએલા, તેથી બમનશાહનું જે કંઇ છે તે તાલેવંતા-વાલાંઓને મલશે. બેહસ્ત બીચારા તાલેવંતાને. મરતાંને મર નહી કેહ તેવા તેવણતો ઉતા. તેવણ બીચારા તો ગુજરી ગીયા, ને આએ મુવાં જીવતાં તરેહવાર ગપાટા ઉદારી રેહયાંછ. એ તાલેવંતા તે મુલતાનવાલાં નાજમાયના બાપ થાય’, તે તો તમે જાણતાં હોશો હીલ્લા?’

હીલ્લાને કાંને સુનામાયનો ઉપલો સવાલ પડતાંજ તેણીનો ચેહરો લાલચોલ થાઇ ગયો, અને શું જવાબ દેવો, તેના વિચારમાં પડી અચકાતી બોલી. ‘નહી—નન—નહી નહીજી. નાજમાયના બાપને હું કાંહથી ઓલખું?’

‘હું બેહસ્તીને ઓલખતી’તી.’ સુનામાય બોલ્યાં. ‘ઘણાજ ભલા. ને ઘણાજ ભોલા ઉતા. દીલના દુલ્લાબી તેટલાજ ઉતા, ને તેથીજ બચારા મુફલેસીમાં આવી પડયા, ને અંતે મુફલેસીમાંજ મરીબી ગીયા.”

આ છેલ્લા સખુનો હીલ્લાના જુના જખમો તાજા કરવા બસ હતા. પોતાના બાપની મુફલસીની અને તેના નેક અને ભલા ખવાસની તારીફ થતી સાંભલી, તેણીની આંખમાં પાણી આવી ગયાં. તેજ વખતે હીલ્લા કાંઇ બાહણું કાહડી ટેબલ ઉપરથી ઉઠી હોલમાં જઇ બેઠી, અને સીલ્લા હીલ્લાની પછવાડે ગઇ.

‘હીલ્લા આજે ‘પીયાનાફોર્ટ’નું કોઇ ‘સીલેકશાન’ તમે વગાડો.’ સીલ્લાએ પોતાની ગવરનેસને ફરમાસ કીધી. ‘મને તે ઘણું સાંભલવા ગમેછ.’

હીલ્લાનું દીલ જો કે દુ:ખના આતશથી બલી ખાક થતું હતું, પણ તે આગની અગન તેણીને મુગે મોહડે ખમવાની ફરજ પડતી હતી. સીલ્લાની ખાએશ પ્રમાણે તે ચાલવાને બંધાયલી હોવાથી, તુરતજ હીલ્લા ઉઠી ‘પીયાનો’ વગાડવા બેઠી, અને સીલ્લા પાસેના સોફા ઉપર અઢેલાઇ હીલ્લાનુ વગાડવું ધ્યાનથી સાંભલવા લાગી.

એવામાં એકાએક સીલ્લા ચમકી પડી! રાતની સીહા અંધારી વચ્ચે બાગ અંદર કોઇ આદમીનો ઓળો સીલ્લાની નજરે પડયો હોય, એમ

તેણીને લાગ્યું. સીલ્લાએ વધારે ખંતી થાઇ પોતાની નજર ઠેટવી બાગ અંદર જોયું, અને તુરતજ તે એક મોટી ચીસ પાડી, ધાસ્તીની મારી ઉઠીને હીલ્લાને વલગી પડી.

'શું છે સીલ્લા,?' હીલ્લાએ તુરતજ સીલ્લાને પકડી લઇ હિંમતથી પુછ્યું. 'શું છે સીલ્લા!!'

'બાગમાં મને કોઇનો ઓરો નજર પડયો.' સીલ્લા હાંફતી હાંફતી બોલી, અને તેટલામાં કુતરાંઓએ જોરથી ભસવા માંડયું, અને સીલ્લા કાંઇબી બોલે તે આગમજ હીલ્લાં બાગમાં જોવા માટે 'વરંન્ડા' ઉપર ગઇ.

રાત અંધારી હતી, અને સુમાર રાતનાં નવનો હતો. હીલ્લાએ રાતની અંધારી વચ્ચે ઓટલા ઉપર જઇ બાગમાં નજર કીધી, તો તેણીએ એક પારસીને બાગમાં દાખલ થતો જોયો.

'એ કોણ છે?' હીલ્લાએ મોટેથી બુમ પાડી પુછ્યું.

'કોઇ નહી?' પેલો પારસી બાગમાંથી જવાબ દઇ, બંગલા તરફ આવવા લાગ્યો.

'તમે કોણને પુછોછ બા?' હીલ્લા દરવાજાની ઉપર ઉભી રહી હિંમતથી બોલી.

'સુનામાય સોરાબશાહ સંથા હિયાં રહેછ, કે ખાલી કરી ગીયાંછ?' પેલા પારસીએ ઓટલાઉપર બેઠક ચહડી પુછ્યું, અને હીલ્લા ઉંબર ઉપર દરવાજા વચ્ચે ઓસ્તવાર ઉભી રહી બોલી:--

'તેવણ હીયાંજ રહેછ! તમારૂં નામ શું?'

હીલ્લા અને સીલ્લાને આ પારસી કોઇ લુચ્ચો અને રખડતો રઝડતો માલમ પડયો. તેના આંગમાનો દગલો તેની બંને બગલ આગલથી ફાટી ગયલો, અને તેનું સફેદ પાટલુન બીલકુલ મેલું થઇ ગયલું તે લોકને જણાયું. તેનો ફેંટો બીલકુલ જુનો અને પેહેરવા લાયક હાલતમાં નહી હોવાથી, તે તેણે હાથમાં પકડેલો હતો, અને માથાં ઉપર એક જુની ટોપી વિખરાયલા બાલ ઉપર તેણે પેહડી હતી.

હીલ્લાને આ પારસી સાથ વાત કરતી મુકી, સીલ્લા એકદમ સુનામાયને મોડી રાત્રે મલવા આવેલા આ પારસી વીશે ખબર આપવા દોડી, અને કુતરાંઓએ વધારે જોશથી પોતાનું ભસવું ચાલુ રાખ્યું.

'એ કોણ છે હીલ્લા?' સુનામાય અંદરથી પુછતાં આવ્યાં.

'કોઇ તમુને પુછેછ,' હીલ્લાએ જવાબ દીધો.

'કોણ છે બા? કોણને પુછોછ?' સુનામાય હીલ્લાને ઉંબર ઉપરથી ખસેડી, પોતે પેલા પારસી સામે જઇ પુછવા લાગ્યાં.

પેલો પારસી જે ઓટલા ઉપર પોતાનો ચેહરો અંધારાંને ઓઠે

છુપાવી ઉભો હતો, તે સુનામાયને જોતાંજ ઉજરડાંમાં આવી ઉભો. સુનામાયે તેને જોતાંજ એક ચીસ પાડી. હીલ્લા અને સીલ્લા ગભરાઇ ગયાં. કુતરાંઓ જોસથી ભસવા લાગ્યાં, અને તેજ વખતે સુનામાય પેલા પારસીને કોટી કરી બોલ્યાં.

"રૂસતમ—ઓ મારાં કલેજાં—મરૂરે તારી પરથી—દીકરા રૂસતમ !!!"

---

## પ્રકરણ ૧૧ મું.

—:o:—

### 'ધનધન ધોરી ધરધર કરતો કાંહથી નીકલી આયો.'

એ તો રૂસતમ હતો?

સુનામાયનો રૂસતમ! સુનામાયનો દીકરો!!

તેજ રૂસતમ કે જેની ઉપર સુનામાય પોતાનો જીવ પ્રાણ આપતાં હતાં. તેજ રૂસતમ કે જેની છબી જોઇ સીલ્લા ખુશી થઇ ગઇ હતી, અને તેજ રૂસતમ કે જેને સારૂ હીલ્લાએ સીલ્લાથી જુદુ મત બાંધ્યું હતું.

તેજ રૂસતમ કે જે બમનશાહ બંગાલીના ખલકનુમા માટે ઉમેદવાર હતો, અને તેજ રૂસતમ કે જે વેપાર કરવા કેટલુક થયું કરાંચી ગયો હતો, તથા પુના જીમખાનામાં એક જાણીતા ક્રીકેટર અને પેન્ટર તરીકે વખણાયલો હતો.

સુનામાય આવી મોડી રાતે રૂસતમને જોઇ ઘણાજ અજબ થયાં. પેહલાં તો તેવણે રૂસતમને તેના ચીડડે હાલ પોશાકમાં ઓલખ્યોજ નહી, પણ જયારે ઓલખ્યો ત્યારે તે જીભરાયાને ભેટી પડયા વગર સુનામાયથી રેહવાયું નહી.

સુનામાયે તેને પેટભરી કોટી કીધી, અને લાંબે વખતે પોતાના સુંના જેવા સપુત દીકરાને મલ્યાથી તેવણને નિરાંત થઇ.

'રૂસતમ, રૂસતમ, આએ તારા શું હાલ?' સુનામાય બલાપો કરતાં રૂસતમને લઇ સોફા ઉપર બેડાં. 'તું તો કરાંચી હતોની દીકરા? હું ધારતી'તી કે——

'હા, માયજી, હું કરાંચી હતો.' રૂસતમે જવાબ દીધો. 'મારૂં છેલ્લું કાગજ તમુને મલીયું કેની? કરાચીની હવા મને બીલકુલ સદી નહી, 'ને અંતે મને બધું કાંમ પડતું નાખી પાછું આવવું પડયું. પણ માયજી. મારા આયાથી તમે દલગીર તો નથી થયાંની?'

'દલગીર થાઉં દીકરા?' સુનામાય પોતાની આંખમાં પાણી લાવી

બોલ્યાં. 'રૂસતમ! રૂસતમ!! આએ તારા શું હાલ? તું કેવો હતો 'ને કેવો થઇ ગીયો!'

સુનામાયનું હઇડું રૂસતમના હાલ જોઇ ઘણુંજ ભરાઇ આવ્યું, અને સીલ્લા તથા હીલ્લા બંને દીવાનખાનામાં હાજર હતાં, તે ભુલી જઇ રૂસમની ખાંઢ ઉપર પોતાનુ માંથુ નાખી ડચકાં ખાઇ રડવા લાગ્યાં. રૂસતમે પોતાની માયનો આવો હાલ જોઇ, તેવણુના કાનમાં કાંઇ ફુક મારી, અને તેજ વખતે સુનામાય રૂસતમનો હાથ પકડી, તેને પોતાના ઓરડામાં લઇ ગયાં, અને અંદરથી બારણાં બંધ કરી બંને માંય દીકરાં વાતે લાગ્યાં.

'દીકરી સીલ્લા, હીલ્લા, આએ મારો જીભરાયો રૂસતમ.' બીજે દિવસે સુનામાયે સીલ્લા અને હીલ્લા સાથ રૂસતમ સત્થાની ઓલખ કરાવતાં કહયું. 'હવે એ જીભરાયો પુનામાજ રેહશે, કેમ રૂસતમબા? રેહશે કેની? 'એમ ઘડી ઘડી કંઇ જવાય નહી, ને હું હવે તુને જવા દેનારબી નથી.'

'ને હવે મારે જવુંબી નથી.' રૂસતમબા બોલ્યો. 'તમેબી મને કાંહ મોકલાવી દીધો. કરાંચી 'ને તાંહથી કુવેટા! પણ કુવેટા તે કાંહથી જવાય. કરાંચીથી આગલ વધું તો કુવેટા જાઉં કેની!'

તાહરે રૂસતમબા, તમે કરાંચીથીજ પાછા ફરયા કે?' સીલ્લાએ સવાલ કીધો.

'હાજી. મને કરાચીથીજ પાછું ફરવાની ફરજ પડી.' રૂસતમબા બોલ્યો.

'તાહરે હવે તો તમે પુનામાંજ રેહશો કેની?' સીલ્લાએ પુછ્યું. 'ચાલો એબી ઠીક થશે. હમુનેબી આખો દાહાડો સોહવાતું'તું નહી, તે હવે વખત જતાં વાર લાગશે નહી. પણ રૂસતમબા, તમુને કરાંચીમાં ઠીક મજાહ પડી હશે! જરા મુસાફરીની વાત તો ચલાવો. મને મુસાફરીની વિગતો જાણવાનો ઘણોજ શોખ છે?'

'મુસાફરીની વાત તે કેવી હોય.' રૂસતમબા વસણાયલી દાળ જેવું મોહડું કરી બોલ્યો, અને હીલ્લાએ આડી નજરથી તેનો ચેહરો જોઇ લીધો. 'વલી એમાં વાત તે શું કરવાની?'

'નહીં કાય.' સીલ્લા બોલી. 'કરાંચી તો ઘણુંજ સરસ શહેર છે. હું તો તેને મુંબઇથી વધારે ચહડતું ગણુંછ. કરાંચી મેં કંઇ મારી નજરે જોયું નથી, પણ તાહના રસ્તાઓની, તાહની હવેલીઓની, તાહના બાગ વિગેરે બીજી નવાઇ જેવી જોવા લાયક ચીજોની ઘણી તારીફ થાયછ? તમે ગવરનર સાહેબની 'લેવીમાં' તો ગીયા હોશો રૂસ્તમબા?'

'તમે ભુલોછ? કરાંચીમાં ગવરનર સાહેબનું મથક નહીં હોવાથી 'લેવી' જેવું તાહ કંઇ છેજ નહીં.' રૂસ્તમબાએ અનમનીયો જવાબ દીધો. 'ને અગર જો કદાચ હોતે બી, તો હું 'લેવીમાં' જવું પસંદ કરતો નથી. તમે શું 'લેવીમાં' જવું મુશકેલ સમજોછ? આજે નથી કોણ 'લેવીમાં' જઇ શકતું. શામજી બામજી જેવા 'સુખલા જમાસ્પો' બી જો જવા ચાહે, તો તેઓબી સેહલાઇથી 'લેવી'મા આજે જઇ શકે. હવે તે આગલા વખતના સરકારી માન જેવાં માન આજે રેહયાં નથી! કાંદાવાલા, પતેતાવાલા, ને ભાજીવાલા જેવાઓબી આજે જો 'લેવીમા' જવા માંગે, તો જઇ શકે! માનપાન એટલાં તો આજે સસતાં થાઇ ગીયાંછ, કે દોહડીયાના પાનબી આજે માન કરતાં ઓછાં મલેછ! કરાંચી તમો ધારોછ! તેટલું સરસ શેહર નથી સીલ્લા. ગરમીના દાહાડા તો તે જાણે દોજખનું ખુનું, ને ઠંડીના દાહાડામાં ઠંડીબી તેટલીજ!'

'પણ ચાલો, મેં મારી વાત તો તમુને જણાવી, હવે તમારી વાત તો કરો?' રૂસતમબાએ વાત ફેરવવાના વિચારથી કહયું. 'તમારા પુનાના કેવા સમાચાર બાનુંઓ? બહમનશાહ શેઠની કેવી ખબર? પેલી કાગડીઓ હજી જીવતી છે કે માયજી?'

'કોણ દીકરા?' સુનામાયે પુછયું, અને હીલ્લા પોતાનાં મનમાં રૂસતમબાની લાએકી માટે વખાણ કરવા લાગી.

'વલી કોણ? પેલાં કબાબમાં હાંડકાં?' રૂસતમબાએ વધારે સમજ પાડી. 'ગુલી ને ધના?'

'છે નહી તો કાંઇ જાય?' સુનામાયે જવાબ દીધો. 'રાંડોએ પથારી માંડી પલાથો માર્યોછ, તે જાય કેમ?'

'એમ કે? તાહરે તેવણુ હજી ઠબીજ ગીયાંછ નહી?' રૂસતમબા બોલયો. 'વારૂં પેલા ચકાસેલા ધરડા તાલેવંતાને તાંહથી કોઇ આવતું જતું હોશેની?'

'કોણુ?'

'પેલો બેવકુફ 'ઇડીયટ'! વીકાજી મેહરજી તાલેવંતો!' રૂસતમબાએ ગાલો દઇ બોલવા માંડયું. 'એનું નખ્ખોદ જાય એનું? એ સા—ને કોઇ પુછે? એનં તો કંઇ જોઇતું 'તું જ નહી! આખ્ખો ને આખ્ખો ખલકતુમાજ ગલી જવા માંગતો'તો! કાંયે? તો કેહજે બહમનશાહ સાથે જ્યારે તે શીખતો'તો, તાહરે તેવણુ સાથ એવો કોલકરાર થયો'તો! ને એને એજ વિચારમાં તે બચારો ધમીબી ગીયો.'

પોતાના મરનાર બાપને આવી રીતના અપમાનભર્યા સખુનો અને ગાલો દેતાં સાંભલી, હીલ્લાના ગુસ્સાનો પાર રહયો નહી. તેણીએ તુરતજ, આ બેવકુફ છકેલા છોકરાને ધટતા સખુનો સંભલાવી, તેની ખસેલી સુધ

લાવવાનો વીચાર કીધો, પણ તેજ વખતે તે લોહીનો ગોટ ગલી, ા ગુસ્સાને ઠંડો પાડી મનમાં બોલી: 'મારી ઉપર એ લોકને શક કહાચ હું કોણ છેઉ તે એ લોક સમજી જશે ?'

'તેવન તો બચારા ગુજરી ગીયા.' સુનામાય બોલ્યાં. 'ને નાનંમાય મદાવાદમાં પડેલી છે. કોઇ આયુંબી નથી 'ને કોઇ ગીયુંબી નથી'

'તેવન ગુજર્યા તાહરે તમે કરાંચી હોશો?' હીલ્લાએ ખામખા રૂસ-તું ગેરવવા અનકાથી સવાલ કીધો.

'હાજી હું--હું--કરાંચી ઉલો! તેવણના મોતની ખબર મેં મુંબઇ ઇ છાપામાં રવાંનોની ટીપમાં વાંચી'તી.' રૂસતમબા હીલ્લાનું મોહડું કી જોઇ બોલ્યો. 'એ એવણ કોણ માયજી.'

'બાવા એ સીલ્લાનાં ગવરનેસ, હીલ્લા અરદેસર અરધા' સુનામાયે મ આપી. 'અમદાવાદથી નાનંમાય મુલતાનવાલાંએ એવનને ખાસ ા માટે ભલામણ કરી મોકલ્યાંછ?'

રૂસતમ પોતાની માયનો ખુલાસો સાંભલી, સેહજ વિચારમાં પડયો. ની સીકલમાં તાલેવંતાના ખાનદાનના રૂપસ્વરૂપ જેવું કાંઇ મલતાપણું ાને લાગવાથી તે મનમાં બડબડયો:--

'કાંઇ સેહજસાજ, રૂપીયાનાં બે આંના જેટલું મલતાપણું લાગેછ પણ એવા મલતા ચેહરા દુનિયામાં એક નહી પણ એકસો પડેલી !'

આ ગોફતેગોમા એકાએક ખલલ પડી. હીલ્લા જે પોતાનો ઉસકેરાયલો ; જેમ તેમ દાબી હમણાજ બારી આગલ પોતાનું ગુંઠવાનું લેઇ હતી, અને રૂસતમબા જે હજી હીલ્લાના ચેહરાનું મલતાપણું તાલેવં-વીકાજી સાથ સરખાવવાના વિચારમાં પડેલો હતો તથા સીલ્લા મબાનો રૂપાલો ચેહરો જોઇ મનમા વખાન કરતી હતી, તે સરવેના રામાં ખલલ પડી, સબબ તેવામા સોલીસીટર ધનજીશાહનું એકાએક આવવું થયું.

ધનજીશાહને ઓટલા ઉપર ચહ્હતાં જોઇ સુનામાયે હસીને તેવણને ાર દીધો.

'આવો ધનજીશાહ આવો. કઇ ધણે દાહડે ભુલા પરીયા?'

'એ આએ કોણ?' ધનજીશાહની નજર રૂસતમ ઉપર પડતાંજ મ થઇ બોલ્યા. 'રૂસતમબા! હલ્લો!!' તમે કયારે આયા?'

'ગેઇ કાલેજ?' રૂસતમબાએ 'શેકહેન્ડ' કરી જવાબ દીધો.

'અંહ! ગેઇ કાલે!' ધનજીશાહ સીલ્લા તરફ નજર કરી બોલ્યા. લ્લા કેમ છે દીકરી. મીસ હીલ્લા તમે કેમ છઓ?'

'સારી કાનીજી.' બંને જને જવાબ દીધો.

'તાહરે રૂસતમબા તમે કયારે આયા?' ધનજીશાહે ફરીથી સવાલ કીધો.

'મે તમુને કહયું કેની ધનજીશાહ. ગેઇ કાલે રાતે!!' રૂસતમે જરા ચીરડાઇને જવાબ દીધો, અને તે સુનામાયને ગમ્યું નહી.

'કાંહથી આયા રૂસતમબા?' ધનજીશાહે બીજો સવાલ કીધો.

'જી હું કરાંચીથી આયો.' રૂસતમે જવાબ દીધો.

'તમે લાંબો વખત કરાંચી રેહયા નહી રૂસતમબા?' ધનજીશાહે બીજો સવાલ કીધો, અને રૂસતમ તેથી ખીજવાવા લાગ્યો.

'હા. ઘણો લાંબો વખત.' રૂસતમબાએ દરકાર વગર જવાબ દીધો. 'હું પેહલેથીજ મામાજીને કેહતો 'તો, કે વેપારવનજમાં મારૂં કંઇ દલદર ફીટવાનું નથી! તેવને તે માનીયું નહી, 'ને પોતેબી ભુલ ખાધી 'ને બીજાનેબી હેરાન કીધા. તેવણના પઇસા ગીયા, 'ને મારો વખત ગીયો.'

'હાહાહાહાહા!' ધનજીશાહ રૂસતમબાની સુફીઆની તકરાર સાંભલી ખડખડ હસી પડયા. સીલ્લા અને હીલ્લા ધનજીશાહનું મોહડું જોવા લાગ્યાં, અને રૂસતમબા ખસીઆણો પડી ગયો.

'તમારો મોટો ઉપકાર થયો રૂસતમબા!' ધનજીશાહે હસતાં હસતાં કહયું. 'બમનશાહના રૂપીયા ગીયા તે કઇ નહી, 'ને તમારો વખત ગીયો 'તેની તમે ફરીયાદ કરોછ! સુનામાય તમારા દીકરાને કેહવો, કે એવી તકરાર કોઇ પારકા સાથે કરે નહી! બમનશાહ શેઠ આગલ એમ બોલી નકામો આટો બાફી નાખશે. નાદાન. નાદાન!'

'સાંભલીયું કે રૂસતમબા' સુનમાયે કહયું. 'ધનજીશાહ કહેછ તેનું ધ્યાન રાખજે હોકે! શું કરૂં; બાઝીઓ ભરભરીયો છે, તે જે મોહોને આવેછ તે બોલી દેછ!'

'તાહરે તમે પુનેથી મુંબઇ, 'ને મુંબઇથી કરાંચી, 'ને કરાંચીથી મુંબઇ, 'ને મુંબઇથી પુને એમ એક ચકકર મારી પાછા જાંહના તાંહ આવી અટકયા. નહી રૂસતમબા?' ધનજીશાહે પાછું પુછવા માંડયું. 'વારૂં તમે કરાંચી કાંહ ઉતરીયા'તા?'.

'કરાંચી હું એક પારસી ગ્રહસ્થ સાથે બાગમાં રેહતો'તો.' રૂસતમે ઉડાવનારો જવાબ આપ્યો, અને ઠાવકા ધનજીશાહે તે જોઇ લીધું. 'તે મોહલ્લાનું નામ હું ભુલી ગીયો.'

'હોશે. તેની કંઇ ફિકર નહી' ધનજીશાહે કહયું. 'પણ હવે તમે પાછું શું કરવા ધારોછ?'

'હું પાછો પેન્ટર થવા માગુંછ.' રૂસતમબા બોલ્યો. 'મને એક બ

વખત મારાં કામ માટે ઇનામ મલીયાંછ, 'ને હું ધારૂછ કે જો હું મેહનત કરસ, તો આઇનદા મારી ફતેહ થશે.'

'ને તેમ જો નહી થયું તો?' ધનજીશાહે પુછ્યું.

'તો હું કઇ ભુખે મરવાનો નથી!' રૂસતમે નફટાઇથી જવાબ દીધો. 'મારા મામાજી આજકાલ ખુદા કરશે તો માંચરો ખાલી કરશે, 'ને બંદા તેની જગા ઉપર બીરાજવાના 'ને ફર બીરાજવાના.'

'ગણત્રી તો ઘણીજ નેક 'ને ચોખી છે!' ધનજીશાહે રૂસતમબાની અકલ ઉપર આફરીન કરી કહયું. 'પણ ભાઇ રૂસતમબા, હવે ખુદાને ખાતર જરા સુધરી જા. સુનામાય, મારી ખાતરી છે કે આએ નાદાન છોકરો તમારી ઉમેદની ધુલધાની કરશે. એ હજી નહી આયો હોતે, તો વધારે ફાયદો થતે.'

'શું કરૂં, મારૂં તો હવે કાંઇ ચાલતુંજ નથી બા.' સુનામાય રંજીદા થઇ બોલ્યાં. 'અરે બાવા એનો ઓજીઆનો ભરભરીઓ જીવ, તે એમ ફાટું ફાટું બોલી નકામો બદનામ થાયછ. બાકી એના મનમાં તો કંઇજ નથી.'

'રૂસતમબા, જો સાંભલ.' ધનજીશાહે રૂસતમને કહયું. 'ખુદા ખાતર તું બમનશાહ આગલ જાય, તો જેમ બને તેમ ઓછું બોલજે. હા, 'ને નાથીજ કામ લેશે, તો તેમાં શોભા છે. તમારા લોકના રસ્તામાં હવે હું ધારૂંછ, કે કઇ નડતલ રેહી નથી. એક હરીફ ઉતો, તેબી હવે તો નિકલી ગીયો!'

'હરીફ' રૂસતમે પુછ્યુ 'તે વલી કોન?'

'કોન? બમનશાહ શેઠનો જાની દોસ્ત વીકાજી તાલેવંતા?,

ધનજીશાહને મોહડેથી વીકાજી તાલેવંતાનું નામ સાંભલી પાછો રૂસતમ વિચારમાં પડયો. બંગાલીના ખાનદાનના દરેક જન મરહુમ વીકાજી તાલેવંતા ઉપર દુશમનાઇની નજરથી જોતાં હતાં, અને તેના મરી જવાથી ધનજીશાહના કેહવા પ્રમાણે એક જબરો હરીફ તેમના રસ્તામાંથી નિકલી ગયો હતો.

'મારા મામા કદીબી તેના જેવા એક દીવાલીઆને પોતાની મીલકત આપતે નહી સોલીસીટર સાહેબ.' રૂસતમે જવાબ દીધો.

પોતાના મરનાર બાપને ફરીથી આ બીજી વખતનું અપમાન કરતાં સાંભલી હીલ્લાનું લોહી ઉકલી આવ્યું. તેણીએ નકકી વિચાર કીધો, કે પોતાનું ખોટું ધારણ કરેલું નામ મુકી દઇ, પોતાનું ખરૂં નામ જાહેર કરી મરનાર વીકાજી તાલેવંતાની દીકરી તરીકે તે જાહેર થાય, પણ પોતાને ખેજાલતમાંથી બચાવવા પાછી તે પોતના ગુસ્સાને દાબી બેસી રહી.

'રૂસ્તમ તારી ભુલ છે.' ધનજીશાહે કહયું. 'હું ખાતરીથી કેહુંછ,

કે વીકાજી તાલેવંતા અગરજો જીવવા પામતે, તો બમનશાહ બંગાલીની મીલકતનો મોટો ભાગ, તેવણુને જરૂર મલતે. બમનશાહે પોતાના દોસ્તને આપેલો કોલ હજી તેવણુ ભુલીયા નથી. મને યાદ છે, કે વીકાજીના મરણુના સમાચાર જાહરે ન્યુસપેપરમાં બમનશાહ શેઠે વાંચીયા'તા, તાહરે તેવણુ આંખમાં પાણી લાવી રડીયા ' તા ! '

' હોયબી. પણુ હવે તે તાલેવંતા મરી ગીયા એટલે————

' એટલે મારો દીકરો બમનશા શેઠનો વારેસ થવોજ જોઇએ ' સુનામાય બોલ્યાં.

ધનજીશાહે એ વાત અતરે પડતી નાખી, પોતે હીલ્લા જે બારી આગળ પોતાનું ગુંઠવાનું લેઇ બેઠી હતી, તેણીની આગળ જઇ વાતે લાગ્યા.

' કેમ હીલ્લા તમે કાંઇ ગુપચુપ બેઠાંછ? હમારી વાતમાં તમે કંઇ ભાગ લેતાં નથી ? '

હીલ્લાથી કાંઇ બોલાયું નહી. તેણીની છાતીમાં કિસમ કિસમના જુસ્સાઓ જે કેવારના જોશ કરી રેહયા હતા, તેને ઉભરી નિકલતા અટકાવવાની તદબીર ઉપર તદબીરો કરતાં, તે ઠાકી ગયેલી હોવાથી, ધનજીશાહને તે કાંઇબી જવાબ દેઇ શકી નહી. તોપણુ ધનજીશાહે તેમા કાંઇ અપમાન માની લીધું નહી, સબબ હીલ્લા તરફ તેવણુ હંમેશ માનની નજરથી જોતા હતા.

' હવે તમે એક દાહડો સીલ્લાને લઇ મારી ' લીલી ' માં ચાલો. ' ધનજીશાહે કહયું. ' કેમ કયારે આવવા ધારોછ હીલ્લા ! '

' સુનામાય જે દાહાડે લાવે તે દાહાડે.' હીલ્લા બોલી.

' સાંભલીયું કે સુનામાય.' ધનજીશાહ બોલ્યા, ' સીલ્લા ને હીલ્લાને લેઇ તમે એક દાહાડે ' લીલીમા ' ઉતરી પડો.'

' આવતી કાલે તો રૂસ્તમબાને હું ખલકનુમામાં લેઇ જવાની છેઉં.' સુનામાય બોલ્યાં. ' લાંબે વખતે જીભરાયો પાછો ફરીયોછ તે જરા મામાને તો મલે. વાસ્તે હમો પેહલાં લીલીમા આવીને પછી ખલકનુમા જઇશું ? '

' હા. એબી ઠીક.' ધનજીશાહ બોલ્યા. ' લીલી ' થી ખલકનુમા કંઇ દુર નથી.'

' હા. હા. એજ ગોઠવન રાખો.' સુનામાયે નકકી કીધું.

' ચાલો તાહરે હું રજા લઉંછ સુનામાય.' ધનજીશાહ જવા સારૂં હીલ્લા આગલથી ઉઠયા, અને રૂસતમને ' શેકહેન્ડ ' કરી, હીલ્લા સાથ વાત કરતા બાહર નીકલ્યા, અને બંને જણુ કમપાઉન્ડના ગેટ આગલ આવી ઉભાં.

'હીલ્લા, તમે રૂસતમબા વિષે શું ધારયું ?' સોલીસીટર ધનજીશાહે પુછ્યું.

'હું ધારીને શું કરનાર હતી, 'ને નહી ધારીને શું કરનાર હતી ધનજીશાહ !' હીલ્લા બોલી.

'હું તમારૂં મત પુછુછ હીલ્લા. તમારૂં મત ?' સોલીસીટરે સવાલ કીધો. 'છોકરો જરા દેખાવલો તો ખરો.'

'હાજી, એમ છે ખરૂ.' હીલ્લાએ ડોકી હીલવી.

'તેની મને મોટી ફિકર છે !' સોલીસીટર બોલ્યા.

'કોનની ! રૂસતમબાની ?' હીલ્લાએ પુછ્યું.

'નહી હીલ્લા.' સોલીસીટરે જવાબ દીધો. 'રૂસતમબાની નહી પણ સીલ્લાની. સીલ્લાનું મગજ ઘણું નબલું છે, 'ને કોઇબી ચીજની અસર તેના મગજ ઉપર જલદીથી થાયછે. આ પોરીયાની લતરાજ આગલ તે બીચારીનું કાંઇ ચાલનાર નથી, 'ને રખે એ લુચ્ચો તેના કુમલાં મગજને ભોલવી ભમાવી નાખે, તેની મને મોટી ફિકર છે ! એ છોકરીની સરજત મેં તમારે સવાધીન કીધી 'તી, 'ને આજ સુધી મને નિરાંત હતી, પણ આજથી મારી નિરાંત જતી રેહીછ."

'હુ એમજ ધારૂંછ !' હીલ્લાએ જવાબ દીધો. 'મનેબી એજ ફિકર છે. સીલ્લાની ચાલચલનમાં ફરક પડે તેમાં કંઇ નવઇ નહીં ધનજીશાહ !'

'પણ તમે તેની તપાસ રાખજો હીલ્લા.' ધનજીશાહ સોલીસીટરે હીલ્લાના હાથ પકડી કેહયું. 'એક માબાપ વગરની નિરઢોરા છોકરીની ખરાબી થતી અટકાવી, તમે તેની તેમજ મારી ઉપર ઉપકાર કરશો ! આએ ધરપચાઆ પોરીયાથી સીલ્લાને બચાવી લેવાની તમારી ફરજ છે. રૂસતમના પ્યારમાં સીલ્લા નહી પડે, તેની તમે તપાસ રાખજો.'

હીલ્લા ધનજીશાહનુ બોલવું નીચી મુંડીએ સાંભલી વિચારમાં ઉભી રહી, અને ધનજીશાહે ફરીથી બોલવા માંડયું.

'કોઇબી ચીજની સફેદ કરતાં કાલી બાજુનો હું પેહલાં વિચાર કરૂંછ હીલ્લા. આએ છાકરા રૂસતમને હું બીલકુલ પસંદ કરતો નથી. આટલા વખતની વાતચીત ઉપરથી મે મારી ખાતરી કીધી, કે એ પોરીયો બાલે બાલ જુઠું બોલનારો લુચ્ચો, 'ને તે સાથ કમસમજ છે. એ બધાં કરતાં મને જે વધારે ભડકાવેછ, તે કરાંચી તરફની એની મુસાફરીની બીના છે. એની એ મુસાફરીમાં કઇ ભેદ હોય એમ મને લાગે છે.!'

'મુસાફરીમાં ભેદ ?' હીલ્લા અજબ થઇ બોલી. 'તાહરે આ ધન ધન ધોરી ધરધર કરતો લાંબે વખતે કાંહથી નિકલી પડયો.'

# પ્રકરણ ૧૨ મું.

---:o:---

## ખલકનુમામાં ‘લીલીએ’ શું ઓહકાણ વાલી!

ધી લીલીને નામે ઓલખાતું ધનજીશાહ સોલીસીટરનું મકાન ચોત
ફથી એક ખુલ્લા બગીચાની વચ્ચે વચમાં આવેલું હતું. એ મકાન
ચારે તરફ ફરતો એક રળીઆમનો બાગ ધનજીશાહે બનાવી તેની રોણક
વધારો કરેલો હતો, અને દરશનમાં ઉંચાં અને સીધાં સરોવરના સુંદર ઝા
ઉગાડેલાં હોવાથી આવતાં જતાં લોકો, એ ઝાડની નીશાણીથી ધી લીલી
હંમેશ ઓલખતાં હતાં.

‘ધી લીલી’ ના માલેક ધનજીશાહ સોલીસીટરના બાબમાં અ
કાંઇક ખુલાસો કરવાની ખાસ જરૂર છે.

પુનાના એક માતબર પારસી ઇજારદાર નોશીરવાન આદરબાદ
એક પુરી લાડકી દીકરી ‘ભીખાંમાય’ ઘણી ખુબસુરત હોવાને લીં
પુનાના બધાં લોક તેને ‘ભીખુ’ ને લાડકે નામે બોલાવતાં હતાં. આ ખુ
સુરત નાજનીનના પ્યારમાં આપણા જવાન સોલીસીટર ધનજીશાહ પ
હતા. નોશીરવાન આદરબાદ પોતાના રોજગારને લીધે કાંઇક ગંજ
ખોટમાં આવી ગયેલા હોવાથી, ધનજીશાહ સોલીસીટરે તેવણને નાણા
જોઇતી સગવડ કરી આપી, અને એ સગવડના પરીણામમાં નોશીરવાન
ખુબસુરત દીકરી ભીખુ સાથ ધનજીશાહ સોલીસીટર પરણી ને આ ‘લીલ
વાલું’ નામીચું મકાન પોતાની નવી પરણેતરના નામ ઉપર ધનજીશા
ચહડાવી આપવાની ગોઠવણ કરી હતી.

અફવા હોય યા હકિકત, પણ પાછલથી ઉપલી અફવા ખરી હ
એમ માનવાને જે મજબુત કારણ પુનાના લોકને મલ્યું હતું તે એ હતુ
કે નોશીરવાન આદરબાદ પોતાની એક પુરી દીકરી ભીખુને લઇ મુંબા
તરફ નિકલી ગયા હતા, અને તેમની પાછલ સોલીસીટર ધનજીશાહ પ
પુનેથી એકાએક જતા રેહેલા માલમ પડયા. પુનેથી નિકલી ધનજીશા
ક્યાં ગયા તેની કાંઇ નક્કી ખબર મલી નહી, પણ તેવણ જ્યારે પુ
પાછા ફરયા, ત્યારે તેવણના સ્વભાવમાં, તેવણના બોલવા ચાલવાન
રીતભાતમાં, તથા તેવણની તનદરોસ્તીમાં મોટો ફેરફાર થઇ ગયલે
લોકોને લાગ્યો.

એ ફેરફાર શું હતો?

જે લોક સાથ ધનજીશાહને દોસ્તી હતી, અને જે લોક તેવણ સા
ઘણાં સંબંધમાં આવ્યાં હતાં, તે લોક કેહવા લાગ્યાં, કે ધનજીશાહને

સ્વભાવ જે ઘણો બોલકણો અને હસમુખો હતો, તે બીલકુલ બદલાઇ ગયો હતો. તેવણુના મોહડાં ઉપર કોઇ જાતનો ગમ જડ ઘાલી બેઠો હતો, અને તેવણનો બોલકણો સ્વભાવ કુંજરો બની ગયલો માલમ પડયો. જાહેર મંડલોમા ફરવાનું તેણે એકદમ બંધ કરી નાખ્યું, અને તેમની તંનદ-રેસ્તી દીન જાય બગડતી જતી હોય એમ લાગ્યું.

જે અફવા ધનજીશાહ બાબે પુનામાં ઉડી રહી હતી, તે અફવાને ધનજીશાહના પાછા ફરયા પછી, તેવણુંની આવી બદલાયલી હાલતે વધારે મજબુતી આપી, અને પુનાના લોકો ધનજીશાહની કાર બાઇ બોલતાં, 'કે નોશીરવાનની બીજીએ બીચારા ધનજીશાહને હાથ નાખી આપી ખરી!'

જેબી હોય તે? પણ નિંદાખોર કાંઇ સમજે! કોઇની જીંદગીના ખાનગી બનાવને પકડી તેને ચુંથી ચાંદુ પાડવું, અને નાહેક તે માટે તરેહવાર ગપાટા ઉડારવા, એ કાંઇજ નહી પણ નીચ અને હલકી જાતના ખવાસની એક નિશાણી છે.

પુને પાછા ફરી તેવણે ગુપચુપ પોતાના ધંધાનું કામ ચાલુ કીધું, અને પોતાના ધંધામાજ પોતાનો તમામ વખત તેવણ રોકવા લાગ્યા. ધી લીલીવાલા મકાનને તેવણે મોટે ખરચે સંગારયું, અને આસપાસના બાગને વખાનવા લાએક રીતે બનાવી, પોતે ત્યાં રેહવા લાગ્યા. એ મુદત દરમ્યાન ખલકનુમાના માલેક બમનશાહ બંગાલી સાથે તેવણીને પોતાના પડોસી તરીકે ઓલખાણ પડી હતી.

અલબતાં હીલ્લાએ અત્યાર આગમજ પારબતીમા ધનજીશાહની આ તમામ હકિકત સુનામાયને મોહડેથી સાંભલી હતી, અને તેવણુની આગલી જીંદગીમાં આવા જાણુવા જોગ બનાવ બનેલા હોવાથી, ધનજીશાહ તરફ તે હંમેશ દયા અને માન સાથ જોતી હતી.

ધનજીશાહના તેડાંને માન આપવા સુનામાય બંધાયલાં હતાં. એક તો ધનજીશાહ સાથ સુનામાયને ઘણી લાંબા વખતની પીછાન હોવાથી, અને બીજુ તો સીલ્લાને પારબતીમાં રાખવા માટે જે મોટી નાનાંની રકમ સુનામાયને ધનજીશાહ દર માસે દરમાયા તરીકે આપતા હતા, તેથી તેવણનો સખુન સુનામાય ફેરવી શકતાં નહી હતાં.

એટલાં માટે આગલે દિવસની ગોઠવણ પ્રમાણે સુનામાય પોતાના લાડકા દીકરા રૂસતમબાની સાથે સીલ્લા અને હીલ્લાને લઇ 'ધી લીલી' તરફ સહવારથી ઉતરી પડયાં હતાં.

આ હાલીમવાલીની ધનજીશાહે 'ધી લીલીમાં' અચ્છી બરદાસ્ત કીધી. ધનજીશાહના જુના અને માનીતા કારભારી ખટલા સુરતીએ આ બધાં મેહ-માનોને બપોરના વઘારેલા કમોદીયા ચાવલ, અને મોટાં મોટાં બોતાંની દાળ

તથા તીખ્ખા તમતમતા કવાબ, અને મુરા લીંબુ સાથ કચુબર ખવાડી તેઓને ખુશખુશ કરી નાંખ્યા બાદ, બપોરે પછી ત્રણ વાગે ચાહે પીઇ સરને કોઇ ખલકનુમા તરફ જવા નિકલ્યાં.

'ઉભરાયો' રૂસતમબા સુનામાયની આગલી પકડી સરવેથી આગલ આગલ ચાલ્યો, અને સીલ્લા તથા હીલ્લા ધનજીશાહ સોલીસીટર સાથે તે લોકની પછવાડે પછવાડે વાતો કરતાં નિકલ્યાં.

'બમનશાહ શેઠને કોઇ દાહાડે તમે જોયાછ કે હીલ્લા?' ધનજીશાહે પુછ્યું.

'જી નહી.' હીલ્લાએ તુરતજ જવાબ દીધો. 'પણ હું એક વખત તેવણુને નજરે જોવા ઘણીજ ઇનતેજાર છેઉં."

'બમનશાહ કાંઇ અજબ જેવાં આદમી છે.' ધનજીશાહ બોલ્યા. 'ઘણી વખતે મને એવું લાગેછ, કે સુનામાયનો રૂસતમબા રખડી જવાનો, અને તેની સાથે પેલી બે છોકરીઓ, ગુલી અને ધનાનાબી તેવાજ હાલ થવાના.'

'રખડી જવાનાં!! શું તન્ને જવા?' હીલ્લા અજબ થઇ બોલી.

'હા. તને તન જન જે રખડી જાય, તો તે જાણી હું જરાબી અજબ થાઉં નહીં.' ધનજીશાહે ખાતરીથી કહ્યું.

'વાહરે બંગાલી શેઠની મીલકતનો વારેસ કોણ?' હીલ્લા બોલી.

'તે તો સાહેબ જાંણે.' ધનજીશાહે ખભાં ચહડાવી જવાબ દીધો.

'હું તો ફકત અટકલ કરૂછ. હું કંઇ બમનશાહનો સોલીસીટર નથી. અને કદાચ જો હું તેવણુનો સોલીસીટર હોતે તોપણ તે વાત મારાથી કોઇને કેહવાઇ શકાતે નહી હીલ્લા. દરેક ડોકટર ને દરેક વકીલ પોતાના ઘરાકના ભેદની વાત છુપાવવા બંધાયલા છે.'

એટલાંમાં આ બધી હાલીમવાલી ખલકનુમા આગલ આવી પુગી, અને બધાંજન બંગલાનો કમપાઉન્ડ પસાર કરી બાગમાંથી બંગલામાં બેધડક દાખલ થયાં. ગુલી અને ધના આએ લોકોને જોઇ, વિચારમાં પડયાં. થાવકા ધનજીશાહે આએ પોહરેગીર પોરીઓને કાંઇપણ પુછયા વગર એકદમ બમનશાહના ઓરડા તરફ ચાલવા માંડ્યું. ધનજીશાહને આગલ વધેલા જોઇ તેવણુના સોબતીઓને જરા હિંમત આવી, અને સુનામાયે, રૂસતમબાનો હાથ પકડી ધનજીશાહની પછવાડે પછવાડે ચાલવાની તેને ઇશારત કીધી.

ગુલી અને ધના તો ડાચાં વકાસી એકમેકનુ કોહુ જોવા લાગ્યાં. ધનજીશાહને તે લોક અપમાન કરી શકયાં નહી, પણ સુનામાયને તો સ-તર સો વખત ખલકનુમામાં અપમાન થઇ ચુકયું હતું.

પણ અંતે ધનાની ધીરજ રેહી નહી, અને તે હોઠ પીસી બોલી:—

'તમે કયાં જાઓછ ધનજીશાહ?'

ધનજીશાહ કાંઇ ધનાના બોલવાથી ગભરાઇ જાય તેવા હતા નહી. તેવણે ધનાના કરતાં બેવડા મોટા અવાજે બમનશાહને પાસેના ઓરડામાં સંભલાય તેમ બુમ પાડી પુછ્યું. 'બમનશાહ શેઠ શું કરેછ ધના?'

ધનજીશાહનો અવાજ સાંભલી પાસેના ઓરડામાથી બમનશાહે બોલવા માંડ્યું, અને ધના તેથી ખસીઆણી પડી ગઇ.

'એ કોણ આયું? ધના, આ ગુલી? એ કોણ છે?'

'એ તો હું છઉ સાહેબ.' એમ બોલતાંજ ધનજીશાહ ઓરડામાં ધુસી ગયા, અને તેવણુની પાછલ સુનામાય, રૂસ્તમબા, અને હીલ્લા તથા સીલ્લા પણ દાખલ થયાં.

બમનશાહ બંગાલી એક લાંબી 'આર્મચેર' ઉપર અટેલાઇ પડેલા હતા, અને તેવણુના આંગ ઉપર ગરમ ઓઢણી ઓઢારેલી હતી. ઓરડામાં સરવે કોઇ તેવણુની આસપાસ ગોઠવાઇને બેઠા બાદ, સુનામાયે પોતાના મામાની આગલ જઇ, તેવણુના આંગ ઉપર વાંકા વલી ઓવરણા લીધા.

'એ આએ બધાં લોક કોણ છે સુનામાય?' ગુલીએ ધીમે અવાજે પુછ્યું. 'તમે શું કાલનો દુકાલ આજે પારવા આએ બધાં પારકાંઓને લેઇ ધરી ધરી હિયાં ઉતરી પરોછ!'

'એ લોક કોઇ પારકાં નથી ગુલી' સુનામાયે જવાબ દીધો. આએ તો જીભરાયો મારો રૂસ્તમબા છે. લાંબે વખતે બોલતી ઓવારૂં કરાંચીથી આયો, તે પોતાના મામાને મલે નહી કે? જો વાત લાવીછ તે! કેમ બોલતા નહી ધનજીશાહ?'

'રૂસ્તમબા!' રૂસ્તમનું નામ સાંભલી ધના અજબ થઇ બોલી. 'મેં તો એને બીલકુલ ઓલખીયોજ નહી!'

'કરાંચીમાં એટલો વખત રેહીને શું કીધું'!' ગુલી બોલી. 'હું ધારતી'તીજ કે કરાંચીમાં એનો સુક્રવાર થાય તેમ નહી ઉતું.'

'પણ તે છતાં તમે એને નાણુંની મદદ બમનશાહ શેઠ પાસે અપાવી કરાંચી કહાડયો.' ધનજીશાહે ટાહુકો પુરયો. 'પણ પુના વગર બીચારાનો આખર છુટકો નહી થયો.'

આ વાત ચાલતી હતી, તેટલાં બમનશાહ શેઠે આસપાસ પોતાની નજર ફેરવી, એટલે સરવે કોઇ ચુપચાપ થઇ તેવણુની તરફ જોવા લાગ્યાં. ધના તેવણુની આગલ આવી ઉભી, અને ગુલી તેવણુની પાછલ જઇ એવી રીતે ઉભી રેહી, કે સુનામાયને બમનશાહ પાસે જવાની કાંઇબી જગ્યા બાકી રહી નહી, તોબી તેવણુ પોતાની હિકમતે જેમ તેમ કરી ગુલીની પાછલથી ડોકું કાહડી બમનશાહ તરફ જોવા લાગ્યાં.

'ગુલબાઇ જરા બાજુ ચલો.'

ધનજીશાહે જરા મોટે અવાજે કહયું, એટલે ગુલીને પાછલ હટવાની ફરજ પડી, અને સુનામાયને બમનશાહ તરફ જોવાની તક મલી. બમનશાહે સુનામાય તરફ નજર કરી જોયું, અને સુનામાયે વાંકાં વલી મોટે અવાજે પુછયું.

'મામાજી, મને ઓલખોછ કે?'

બમનશાહ ડોલા ફાડી સુનામાય તરફ જોઇ બોલ્યા:—

'હા-હા-હા-હા-હા——'

'મારી કાની છેવો કે મામાજી?' સુનામાયે બીજો સવાલ કીધો.

'હા-હા-હા-હા-હા.' બમનશાહ પેહલેનીજ માફક બોલ્યા, અને સુનામાય તેથી નાસીપાસ થઇ આસપાસ જોઇ ધનાને પુછવા લાગ્યાં.

'એવણુ હંમેશા એમજ કરેછ શું?'

'નહી.' તમે આવોછ ત્યારેજ એવણુ એમ કરેછ!' ધનાને બદલે ગુલીએ જવાબ દીધો, અને ધનજીશાહ તે સાંભલી મનમાં હસ્યા.

'રૂસ્તમબા આવ. મામાજીને મલ!' સુનામાયે રૂસ્તમને ઇશારત કરી આગલ તેડયો, અને ધનાના ફફડાટનો પાર રેહયો નહી.

'મુરબ્બી મામાજી,' રૂસ્તમ બમનશાહ શેઠ આગલ જઇ મોટે અવાજે બોલ્યો. 'હું તમારો ભાનેજ રૂસ્તમ છઉ?'

'રૂસ્તમ!' બમનશાહ તેની સામે જોઇ બોલ્યા. 'હા-હા-હા-હા-તું કરાંચી ગીયોતો તે આયો કે?'

'હા મામાજી. કરાંચીથી આયો.' દીકરાના વકીલ તરીકે માયે બોલવા માંડયું. 'જે પેહેડીવાલા ઉપર એ ભલામન લેઇ ગીયો'તો, તે વેલાત જતો રેહવાથી મારો રૂસ્તમ તાંહ જઇ રખડી પડયો મામાજી. તાંહની હવા એને માફક નહી આવી, 'ને તેથી જીભરાયો ઘણોજ હેરાન હેરાન થઇ પાછો ફરીયો. મારા રૂસતમ ઉપર તમે ગુસ્સે ના થતા મામાજી.'

'નહી, નહી, નહી, નહી.' બમનશાહ ધીમે અને ધીરે અવાજે બોલ્યા. 'એને ગમે તે કરવાને એ મુખત્યાર છે. જોઇએ તો જાએ 'ને જોઇએ તો રેહ. પણ એ આએ કોન ઉભુંછ?'

'ધનજીશાહ સોલીસીટર.' સુનામાયે જવાબ દીધો. 'ને આએ તો કેનટીનવાલાની સીલ્લા, જે મારી સાથે રેહછ તે.'

'તે નહી, તે નહી.' બમનશાહ હીલ્લા તરફ નજર કરી ભાર મુકી બોલ્યા. 'પેલી બારી આગલ એકલી બેઠીછ, તે છોકરી કોન છે?'

'તે છોકરી તો સીલ્લાની 'ગવરનેસ' છે!' સુનામાય અજબ થઇ બોલ્યાં.

બમનશાહ હીલ્લાની તરફ ટીકી ટીકી જોઇ, આંખમાં પાણી લાવી દલગીર અવાજે બોલ્યા.

'ગવરનેસ! એ છોકરી ગવરનેસ! કેવું અજબ જેવું! જાહરે હું કોલેજમાં મારા દોસ્ત વીકાજી તાલેવંતા સાથ 'સ્ટડી' કરતો'તો, તાહરે તેની સીકલ આબેહુબ આએ છોકરીના જેવીજ હતી.'

સુનામાયે તુરતજ ફરીને હીલ્લાની તરફ ધ્યાનથી જોયું, અને હીલ્લાંને પોતાની સાથે ખલકનુમા લાવવા માટે સેહકડો કદુવા પોતાના જીવને દેવા લાગ્યાં.

'"મામાજી તમે ભુલ કરોછ." સુનામાય બોલ્યાં. 'બેહરતી વીકાજી-ને તો મેંબી જોયલા. તેવણુના 'ને આએ છોકરીના ચેહરામાં આસમાન જમીનનો ફેર!'

બમનશાહ પોતાનું ડોકું ધુનાવી ના પાડી બોલ્યા:

'નહી, નહી, નહી. મારી યાદદાસ્ત કદાચ ભુલતી હોય, પણ મારી આંખ કદીબી ભુલ કરે નહી. સુના, તેં જ્યારે પેહલાં વીકાજી તાલેવંતા-ને જોયલા, તાહરે તેવણુ મોટી ઉંમરે પુગેલા હતા. તાહરે તેવણુના બાલ પાકેલા, 'ને મોહના ઉપર કરચલી આવેલી હતી. મેં જ્યારે તેને પેહલાં જોયલો, તાહરે તેનો ચેહરો આબેહુબ આએ છોકરીના જેવોજ હતો. વીકા—વીકા————'

વીકાજીનું નામ યાદ કરી બમનશાહ આંખમાં પાણી લાવી વિચારમાં પડયા.

બમનશાહે આજ સુધી એકબી વખત વીકાજી તાલેવંતાને યાદ કરેલા નહી હોવાથી, ગુલી, ધના, તેમજ સુનામાય અને બીજાંઓની ખાતરી હતી, કે બમનશાહ બંગાલી પોતાના આગલા જાની દોસ્તને ભુલી ગયા હશે, પણ હીલ્લાનો ચેહરો જોતાંજ વીકાજીને યાદ કરી બમનશાહને પોતાના જાની દોસ્તની યાદમાં આંસુ ખેરવતા જોઇ, સરવે કોઇ પોતાના મનમાં હીલ્લાને સેંહકડો કદુવા દેવા લાગ્યાં.

'સુના, એ છોકરીને હીયાં બોલાવ'. બમનશાહ બોલ્યા.'મારી આગલ બોલાવ. મારી આગલ આવ માય!'

બમનશાહની મરજી વીરૂધ કોઇથી કાંઇ બોલી શકાયું નહી, અને ભાણેજ અને ભત્રીજીઓએ એકી ટગરે હીલ્લા તરફ હવે જોવા માંડયું.

'હીલ્લાં હિંયા આવો.' સુનામાયે કહયું. 'મારા મામાજી તમારી સાથે કંઇ વાત કરવા માંગેછ.'

હીલ્લાએ પોતાના દીલનો જુસ્સો મોટી મુશકેલીએ દાબી દીધો, અને ધીમે કદમે તે બમનશાહ બંગાલીની ખુરસી આગળ જઇ ઉભી રેહી.

બમનશાહે હીલ્લાનો હાથ પોતાના હાથમાં લીધો, અને થોડો વખ. સુધી તેણીનું મોહડું ટીકી ટીકી જોઇ પોતાની ખાતરી કરી બોલ્યા.—

'તેજ! તેજ! તેજ! આબાદ તેજ! બાલેબાલ તેજ.! સુખી રેહજે દીકરા. તુને જોઇ મારૂં અરધું દુ:ખ હું ભુલી ગીયોછ, વીકાજી તાલેવંતાને જેટલા પ્યારથી હું ચાહતોતો, તેટલુંજ હેત મને તારી ઉપર આવેછ. દીકરા, સુખી રેહ--સુખી રેહ--સુખી રેહ-----'

હીલ્લાનો ચેહરો બમનશાહના સખુનો સાંભલી ફીકકો પડી ગયો.

'અરે, મારા બાપા. જો તમે આજે જીવતા હોતે. તો તમારી તરફથી હું બમનશાને પગે પડી તમારી તુટેલી અને જુદી પડેલી દોસ્તીની હું યાદ આપી, તેને પાછી જોડી નાખતે.' હીલ્લા મનમાં વમાસવા લાગી.

હીલ્લા પોતાના દીલ અંદર ઉછલી રહેલા જુસ્સાના જોસમાં પોતાની ખરી હાલત, અને પોતે ધારણ કરેલું નામ ભુલી ગઇ, અને પોતાની આસપાસ ઉભેલાંઓની કાંઇપણ દરકાર કીધા વગર, બમનશાહ શેઠનો ધ્રુજતો હાથ પોતાના બંને હાથમાં પકડી, વાંકી વલી તે ઉપર તેણીએ ચુમી લીધી.

'આરીયા ઠાર!!! હીલ્લાએ એ શું મોહકાણ વાલી.'

ગુલી અને ધનાના તો છેડા ફેરફાર થઇ ગયા. સુનામાયેની આંખમાં જબરૂં ઝેર આવી ગયું, અને રૂસતમબા તો તરીયાપાવ ફેંકવા તઇયાર થઇ ગયો.

પણ ધનજીશાહ સોલીસીટર આ બધો મુગો તમાશો દુર બેસી જોતા હતા.

---

## પ્રકરણ ૧૩ મું.

—:o:—

### મન મેલું! કરમ ઘેલું!

અગર જો સુનામાયનું ચાલતું હતે, તો પારબતીમાંથી હીલ્લાને એકદમ તેવણ રજા આપતે, સબબ કે હીલ્લા સુનામાયને હવે ઝેર જેવી અકારી થઇ પડી હતી. ખરૂં પુછાવો તો સુનામાય હવે હીલ્લાથી બીહતા હોય, એમ લાગતું હતું.

બે કારણથી સુનામાય હીલ્લાથી બીહતાં હતાં.

પેહલું કારણ એ હતું, કે બહમનશાહ બંગાલીને હીલ્લાની સીકલ પોતાના મરનાર દોસ્ત વીકાજી તાલેવંતાની સીકલના જેવી લાગ્યાથી, કદાચ હીલ્લાને વીકાજીની છોકરી સમજી બહમનશાહ કાંઇ નવું જુનું કરી નાખે, તે, અને બીજું કારણ એ હતું કે હીલ્લાની ખુબસુરતી ઉપર કદાચ સુનામાયનો જીબરાયો રૂસ્તમબા મોહી પડે તો—

પણ સુનામાયના દીલમાં ઉપલી ફીકર પડવાની આગમજ રૂસ્તમનો ડોલો હીલ્લામાં ભરાઇ ચુકયો હતો. સુનામાય કોઇબી રીતે પોતાના આ બગડેલા બેટાનુ ભવીશ સુધારવાની તજવીજ કરતાં હતાં. બમનશાહની વાતચીત ઉપરથી સુનામાયને દલગીર અને નાસિપાસ થવાનાં અનેક કારણો મલી ચુકેલાં હોવાથી, સુનામાયે એક બીજી હિકમત રૂસ્તમનું બવિશ સુધારવા માટે શોધી કાહડી. એ હિકમત અત્યાર આગમજની સુનામાયના ધ્યાનમાં ધપકયા કરતી હતી, પણ બમનશાહ મામાના ખલકનુમામા તેવણનો ડોલો ભરાયલો હોવાથી, તેવણે તેની ઘણી દરકાર આજ સુધી કીધી નહી હતી.

એ હીકમત શું હતી?

એ હિકમત સીલ્લાની સાથ રૂસતમનું કારજ ગોઠવવાની હતી. સીલ્લાના પઇસા ઉપર હવે સુનામાય પોતાના રૂસતમબાના ભવિશની ગણત્રી કરવા લાગ્યાં, અને એવા ઇરાદાથી રૂસતમબાને તેવણ ઘણીવાર કહીબી ચુકયાં હતાં, કે સીલ્લાને કોઇબી રીતે ખુશી કરી તેણીની મરજી મેલવવી.

એટલાં માટે હીલ્લાને કોઇબી રીતે હવે પારબતીમાંથી રૂખસદ આપવાની તેવણ તજવિજ કરવા લાગ્યાં, કે જેથી રૂસતમબા અને સીલ્લાં એકલાં પડે. પણ એ વાત બનવી મુશકેલ હતી. હીલ્લાને રજા આપવાનો અખત્યાર સુનામાયનાં હાથમાં નહી હોવાથી, એ પીડા પતાવવા પેહલાં તો સુનામાયે સીલ્લાને પસગવત દાબી જોઇ, પણ સીલ્લાએ હીલ્લાને છોડવા સાફ ના પાડી, તે જ્યાં જાય ત્યાં તેણીની સાથે જવાની પોતાની મરજી દેખાડી.'

જ્યારે સુનામાય હીલ્લાને પારબતીમાંથી કાહડી શક્યાં નહી, ત્યારે રૂસતમનેજ સમજાવી કામ કાહડી લેવાનો તેવણે વિચાર કીધો.

'દીકરા રૂસતમ' સુનામાયે રૂસતમને એક દાહડે ખાનગીમાં પુછયું. 'હવે તું શું વીચાર રાખેછ? ચાર આંગલનું નસીબ સાથેનુ સાથેજ. જાંહ ગીયો તાંહ તું ફાવીયો નહી, 'ને અંતે દેહ ને તબીયતની ધુલધાની કરી પાછો ઘેર આયો. આજે જો મારી પાસે પઇસા હોતે તો, તારા જેવા દીકરાને મારી આંખ આગલથી હું ખીસારતે નહી. બમનશાહ મામાના બોલવા ઉપર હવે કંઇ ભરૂસો રાખી શકાય એમ નથી.'

'માયજી તમે કંઇ ફિકર ના કરો,' રૂસતમ બોલ્યો. 'હું કંઇ આલસુ બેસી રેહવા ઘેર નથી આયો. હું મારૂં સબી પાડવાનું કામ ચાલુ કરી ચુકયોછ. મારા પાસા પડી ચુકાછ.'

'તું જો ઠરીઠામ થાય, તો હું હવે ઘેરમા વહુ લાવવા માગુંછ રૂસતમ,' સુનામાય બોલ્યાં. 'મેં તારે વાસ્તે એક માતબર બઇરી શોધી કાહડીછ,'

'તમે સીલ્લાને સારૂ બોલવા માંગોછ, તે હું સમજયો માય.' રૂસતમે અટકલ કીધી. 'પણ સીલ્લા પાસ કેટલો છાંદો છે?'

'તે હું બીલકુલ જાણુતી નથી.' સુનામાય બોલ્યાં. 'પણુ ધનજીશાહ બે તન વખત બોલીયા'તા, કે જાહરે તે મોટી થશે, તાહરે તેને મોટી દોલત મલશે.'

'તમારી મરજી માફકજ હું કરવા ધારૂંછ.' રૂસતમે ટુંકો જવાબ દીધો. 'તમે બેફિકર રેહવો. મેં સીલ્લા 'ને હીલ્લાની સબીઓ પાડી આવતાં એકઝીબીશન'માં મોકલવા ધારીછ. બંને જન મારા 'સ્ટુડીઓ'માં આવાર નવાર આવેછ, વાસ્તે તેવે વખતે તક જોઇ હું સીલ્લા સાથ વાત છેડી જોવશ!"

સુનામાયનુ બધું ધ્યાન સીલ્લાના પઇસા ઉપર હતું, પણુ રૂસતમનો બધો જીવ ખુબસુરત હીલ્લા અંદર હતો. રૂસતમને કરાંચીની મુસાફરીથી પાછા ફરયાને આજે લગભગ બે અઢી મહીના થઇ ગયા હતા, તેટલા અરસામાં રૂસતમ રફતે રફતે હીલ્લા સાથ મલી જવામાં ફતેહમંદ થયો હતો.

અને હીલ્લા પણુ તેના બોલવા ચાલવાથી રાજી થતી હતી. એવી રીતે અરસપરસ વાતચીતનો વેહવાર વધ્યા પછી, રૂસતમે એક દિવસે હીલ્લા અને સીલ્લાને પોતાના 'સ્ટુડીઓમાં' બોલાવી, તેઓની સબી ચીતારવાની ખાએશ દેખાડી, અને હીલ્લાએ તે કબુલ કરવાથી સીલ્લાએ ખુશીથી પોતાની મંજુરીઆત આપી હતી.

પણુ સબી ચીતારવાનું કામ રૂસતમ પુરૂં કરતોજ નહી હતો. સીલ્લા રૂસતમના 'સ્ટુડીઓમા' જવા હંમેશ ખુશી થતી હતી, સબબ ત્યાં જવાથી રૂસતમ સાથ તેણીને હસવા બોલવાની અને વાતચીત કરવાની તક મલતી હતી. હીલ્લા રૂસતમના 'સ્ટુડીઓ'માં રોજ જતાં કંટાલો ખાતી હતી, તોપણુ બહુબોલો રૂસતમ, હીલ્લાને જરા જરામાં કાંઇ કાંઇ બોલી હસાવી રીજવતો હતો.

પણુ જવાન બાનુંઓને હસાવી ખુશી કરતાં વાર કેટલી! અને એ તો વળી કાયદો છે, કે ઇન્તર અને ટચાક દુકતીઓને જે કોઇ મરદ વધારે હસાવે, તે તેમને હંમેશાં વધારે ગમે, અને તેના વગર તેમને જરાબી ચાલે નહી! એવા કેટલાક બુરા બગધ્યાનીઓ ઓરતોની આવી નબલાઇનો લાભ લેઇ, તેમના માનીતા થઇ પડેલા આજે કેટલીક મંડલીઓમાં જે માલમ પડે છે, તેમાનો રૂસ્તમ એક હતો!

'હવે તમારી સબીઓ કયારે પુરી થશે રૂસ્તમબા? હીલ્લાએ રૂસ્તમને પુછયું. 'મને તો હવે ઘણોજ કંટાલો આવી ગીયોછ. જો આજથી એક અઠવાડીયામાં તમે કામ નહી પુરૂં કરશો, તો પછી હું તમને એકબી 'સીટીંગ' આપવાની નથી.'

'અરરરર! મારયા ઠાર!' રૂસ્તમ બોલ્યો. 'આએ ત્રણુ ત્રણુ મહીનાની

મેહનત બધી બરબાદ કરવા માંગોછ કે શું ? હવે કંઇ ઘણું કામ બાકી રેહયું નથી----

'જા, બા હીલ્લા, તમે રૂસતમબાને નકામો એમ પજવો ના.' સીલ્લા વચમાં બોલી ઉઠી. 'એકઝીબીશનમાં' આપણી સબીઓ મોકલી એવણુ મોટાં ઇનામની આશા રાખોછ, તેનો તો જરા વીચાર કરો ?'

'સીલ્લા ! સીલ્લા ! ! તારો દરજી આયોછ.' હેઠલથી સુમાનાયે બુમ પાડી.

'અરે માયજી હું આવી આવી. રૂસતમબા હું આવુંછ હં'--સીલ્લા એ ઉડીને જતાં જતાં કહયું. 'મારાં બદીઆન દરજી લાયોછ, તે હું જોઇ આઉં.'

સીલ્લા ઉઠી પોતાના દરજીને મલવા હેઠલ ગઇ, અને હીલ્લા રૂસ્તમની સાંથે એકલી બેસી રહી.

નિરદોશ હીલ્લા. રૂસતમના દીલની વાત તેણીને જરાબી ખબર નહી હતી. રૂસતમ તેણીના પ્યારમાં પડેલો છે, તેનું તેણીને ધ્યાનબી નહી હતું, અને સીલ્લા તેણીને મુકી હેઠલ પોતાના દરજી પાસે ગઇ, તે છતાં હીલ્લા પોતાની સબી ચીત્રાવવા માટે ગુપચુપ પોતાની બેઠક ઉપર બેસીજ રેહી.

પણ રૂસતમ પોતાની હુશીઆરીમાં હતો. સીલ્લાં જરાબી હીલ્લાને એકલી નહી મુકતી હોવાથી, આજ સુધી રૂસતમને હીલ્લા સાથ વાત કરવાને જરાબી તક મલી નહી હતી. આજે મલેલી આએ તક જતી નહી મેલવાનો રૂસતમે પુરો અને પકકો વિચાર કીધો.

'હીલ્લા આએ પીકચરો કેવાં થશે વારૂ ?' રૂસતમે શરૂઆત કીધી.

'હું શું જાણું !' હીલ્લા બોલી. 'હું કંઇ અનુભવી નથી, કે મારો વિચાર તમુને કામે લાગે રૂસતમબા.'

'કોઇબી રીતે પઇસા કમાવા એ મારો વિચાર છે હીલ્લા.' રૂસતમ બોલ્યો.' પઇસાને વાસ્તે શું શું કરવું પડેછ, તે તમે જાણોછ ? પઇસાને ખાતર આજે લોકો ખુન કરવાબી ચુકતાં નથી ! ખુદ દુનિયા પઇસાને આધારે છે. હીલ્લા આએ જગમાં જીવતો 'ને જાગતો ખુદા જોવો હોય, તો પઇસા છે. મારે ખાતર 'ને મારી બઇરીને ખાતર મને પઇસા મેલવવાજ જોઇએ હીલ્લા. હું જો ચાહું તો કોઇ પઇસાવાલી છોકરી સાથ પરણી શકું ખરો, પણ પઇસા સાથ પરણવા હું રાજી નથી. પ્યારને ખાતર કોઇ ગરીબની છોકરી સાથ પરણવું હું પસંદ કરૂંછ હીલ્લા. હીલ્લા, હું જે છોકરીને ચાહુછ, તે મારૂં કેહયું સાંભલશે કે નહી ? વારૂ તમે શું ધારો છ ? હું તો તમારો વિચાર પુછુંછ હીલ્લા ?'

રૂસતમે ઘણા પાકકા અને દરઢ અવાજે ઉપલી વાત હીલ્લાને કહી સંભલાવી, અને નિરદોશ હીલ્લા રૂસતમનું બોલવું ધ્યાનથી સાંભલી

પોતાની બેઠક ઉપરથી એકદમ ઉઠી ઉભી થઇ. ગભરાટમાં પડેલી હીલ્લાનો હાલ રૂસતમે જોઇ તેનો લાભ લેઇ લેવા આનાકાની કરી નહી, અને એકદમ હીલ્લાની આગલ જઇ ધીમે આવાજે તેણીને કહયું.

'હીલ્લા, તમે મને ચાહોછ. હું જાણુંછ કે તમે મને ચાહોછ, પણ મારાં માયથી બીહને તમો કંઇ બોલી શકતાં નથી. તમે એમ સમજોછ કે મારાં માય આપણાં લગનની વિરૂધ થશે! પણ તમે મને ઓલખતાં નથી. તમારી સાથે પરણવા, તમારી સાથે લગનનાં ગાંઠથી જોડાવા હું દરેક ચીજનો ભોગ આપવા તઇયાર છેઉં. બસ તમે મને એટલીજ આશા આપો, કે તમે મને પરણવા રાજી છો, 'ને તમે———

રૂસતમે તુરતજ હીલ્લાના બંને હાથ પોતાના હાથમાં પકડી તરેહવાર લાંબા બાહુતી બાશાંણોના ફકરાઓ તેણીને કહી સંભલાવ્યા, અને હીલ્લા તે બધું ધ્યાનથી સાંભલી વિચારમાં પડી, રૂસતમની ખુબસુરત કાલી આંખોમાં ટીકી ટીકી જોવા લાગી.

એકાએક તેવામાં હીલ્લાના મગજમાં કાંઇ નવોજ ખ્યાલ આવી ગયો. તુરતજ તે પાછલ હટી, પોતાના બંને હાથ રૂસતમના હાથમાંથી છોડવવા માટે ખેંચવા લાગી. પણ રૂસતમે તેણીના હાથ છોડી દેવાને બદલે હીલ્લાને તે પોતા તરફ જોરથી ખેંચવા લાગ્યો, અને હીલ્લા તેના હાથમાંથી છુટવાની તજવિજ કરવા લાગી, પણ———

પણ તેટલાં શું બન્યું?

રૂસતમ અને હીલ્લા વચ્ચે ખેચ તાન હજી થતી હતી, હજી તો રૂસતમે પોતાના હાથમાં હીલ્લાના હાથ પકડેલા હતા, હજી તો રૂસતમ પોતાના પ્રિતભરયાં બાશાંણોના ફકરા બોલતો હતો, અને હીલ્લા પોતાનાં વિખરાયલા વિચારો એકઠા કરતી હતી, તેટલાં એકાએક હલવેથી બારણાં ઉઘડી ગયાં, અને સુનામાય ઓરડામાં દાખલ થઇ આ તમારો જોતાં ઉભાં.

---

# પ્રકરણ ૧૪ મું.

——:o:——

## "તે એ માહેલો એક પારસી એ હતો!"

સુનામાયના અચબુચ આવી લાગ્યાથી હીલ્લા તેમજ રૂસતમ એકદમ ખસિઆંણા પડી ગયાં. તેમાં હીલ્લા તો ઘણીજ લજવાઇ ગઇ, અને સુનામાય તરફ જોવાની તેણીએ સેહજબી હિંમત કીધી નહી.. આ મામલો સુનામાયે જોઇ લીધો, અને તુરતજ સરવે વાત ભુલી જઇ, તેવણ અંનજાણા થઇ બોલ્યાં: 'સીલ્લા હિયાં છે કે રૂસતમ?'

'ક ક કોણ, કોણ માયજી! સીલ્લા? નહી! હા હા!! નહી! નહી!! તે હિંયા હતી ખરી પણ પણ------

'પણ શું રૂસતમ?'

પણ તેનો દરજી આયાથી તે-------

રૂસતમનો ગભરાટ અને તેની હાલત સુનામાયે જોઇ લીધી, અને તેવણ ભપકામાંજ બોલ્યાં:—

'ચાલ રૂસતમ, તું જરા નીચે જા. મને હિયાં હીલ્લા સાથે કંઇ વાત કરવીછ.' સુનામાયે નેન ફેરવી કેહયું.

'વલી એવી તે શું વાત હીલ્લા સાથ કરવીછ, કે મને નીચે મોકલોછ?' રૂસતમ પોતાની માયની મતલબ પામી જઇ બબ્બુદ થયો. 'મારા દેખતાંજ વાત કરોની?'

ગમે એવા પ્યારથી સુનામાય પોતાના લાડકા દીકરાને ચાહતાં હતાં ખરાં, પણ જ્યારે તેવણનો મીજાજ જતો હતો, ત્યારે પાવ પલકમાં તેવણ તેના છાલ છોલતાં એવાં તો કાહડી નાખતાં હતાં, કે રૂસતમને બાજે વખત તો ભોંયમાં ભરાઇ જવું પડતું હતું. રૂસતમ પોતાની માયનો ખવાસ બરોબર જાણતો હોવાથી, મુગો મુગો તે નીચે ઉતરી જતો હતો, તેટલાં પાછું સુનામાયે બોલવા માંડયું.

'મને હીલ્લા સાથ ઘણી અગતની વાત કરવીછ. જો તું નીચે નહી જશે, તો હું હીલ્લાને મારી સાથ નીચે લેઇ જવશ.'

હીલ્લા સુનામાયના આ સખુનો સાંભલી ખસિઆણી પડી ગઇ, પણ તુરતજ હિંમત રાખી બોલી.

'સુનામાય, તમે જાંહ કેહતાં હોવો તાંહ હું તમારી સાથે આવવા તઇયાર છઉં.'

'ચાલ હીલ્લા મારી સાથ.'

સુનામાય ગુસ્સામાં હીલ્લાને પોતા સાથે લેઇ ઉપરથી નીચે ઉતરી

પડયાં, અને રૂસતમને કાંઇબી વધારે બોલવાની તેવણે તક આપી નહી. હીલ્લાને સુનામાય પોતાના ઓરડામાં લેઇ દાખલ થયાં, અને દાખલ થતાંજ ઓરડાના દરવાજા બંધ કરી, હીલ્લાને પોતાની સાંમે બેસવાની તેવણે ઇશારત કીધી.

પાસે પડેલી એક ખુરસી ઉપર હીલ્લા બેઠી, અને સુનામાય પોતાને કપાલે હાથ દઇ કાંઇબી બોલ્યા વગર ગુપચુપ વિચારમાં બેસી રેહયાં.

'માય હીલ્લા, હું તારે પગે લાગુંછ! હું તારી આગલ હાથ જોડુંછ! હું તારી પાસે માફ માગુછ!' સુનામાય એકદમ બોલવા લાગ્યાં. 'તું મને માફ કર! હવે હું તુને શું બીજું કેહું!'

'પણ સુનામાય——'

'મુઇ તારી સુનામાય! પણબી નહી 'ને બણબી નહી.' સુનામાય હીલ્લાને બોલતી અટકાવી બોલ્યાં 'મેં બધી વાત સાંભલીછ. રૂસતમે તુને શું શું કેહયું, તે મેં સાંભલીયુંછ. હવે તું મને નવું શું કેહશે?'

હીલ્લાના ચેહરા ઉપર તરેહવાર રંગ બદલાવા લાગ્યા. સુનામાય હીલ્લાને જરાબી બોલવાની તક આપતાં નહી હતાં. અને જેવી તે કાંઇ બોલવા જતી, કે તુરતજ પોતે પાછું બોલવા માંડતાં. સુનામાય શું કેહવા માંગતાં હતાં, તે અત્યાર આગમજ હીલ્લા સમજી ગઇ હતી, અને તે પોતાનો બચાવ કરવા ઘણીજ ખંતી હતી.

"તારા મનમાં તુને ગમે તો મને પાંચ ગાર દેજે." સુનામાય પાછું બોલવા લાગ્યાં. 'પણ પેટની આગ એવીજ હોયછ હીલ્લા. તારે પેટે જાહરે છોકરાં થશે, તાહરે તુને માલમ પડશે, કે પેટની આગ કેવી હોયછ! રૂસતમની મને મોટી ફીકર છે. બોલતી ઓવારૂં સતાવીસ વરશનો થયો, પણ હજી કંઇ ઠેકાણે પડયો નથી. એ કદીબી પાંચ પઇસા મેલવી પોતાનું ગુજરાન કરે, એમ મને લાગતું નથી. બમનશાહ મામા ઉપર જે આસા હતી, તેમાંબી ખતરો પડેલો છે, સબબ ધનજીશાહ કેહછ, કે બમનશાહ ઘણું કરીને તાલેવંતાવાલાંઓને પોતાની પુંજી આપી જશે. તાહરે કોઇ પાંચ પઈસે સુખી છોકરી સાથ હું એને પરણાવવાની ગોઠવણ કરૂં કે નહી કરૂં? હીલ્લા ખરૂં કેહ, તેં કંઇ એ દુકટાને વચન બચન આપીયુંછ કે શું?'

'બાઇજી—સુનામાય મેં——

'મને બીજું કંઇ જોઇતું નથી હીલ્લા.' સુનામાયે પાછું બોલવા માંડયું. 'એ પોરીયાનું બધું સુખ, તારા જવાબને આધારે છે. હું જાણુંછ કે એ જો તારી સાથ પરણવાનો ઠેડાવ કરી ચુકો હોશે, તો જરૂર પરણ્યા વગર રેહવાનો નથી. વાસ્તે મારી માય કરૂં, મારી ઉપર એટલી મેહરબાની તું કર. તું મને એટલુંજ કહે, કે તું રૂસ્તમ સાથ પરણવા શું રાજી છે?'

'બીલકુલ નહી.' હીલ્લાએ એકદમ જવાબ દીધો. 'તમે શું આધારે એટલું બધું બોલીવાં બાઇજી.'

'સુગરાના, પરવરદેગાર!' સુનામાય એક નિરાંતનો દમ ભરી બોલ્યાં. 'દીકરા હીલ્લા, અગર જો તું પરણુવા કબુલબી થઇ હોતે, તોબી હું તુંને તારો વિચાર ફેરવવાની અરજ કરતે. હવે હું તુને પગે લાગી એટલુંજ કેહુંછ હીલ્લા, કે મારી ઉપર મેહુરબાની કરી, મારે ખાતર, મારા ગરીબ ગાય જેવા દીકરાને ખાતર, તું હવે હિયાંથી જા! તારા જવા વગર એ છોકરો મને બદવાનો નથી. તું જો વધારે વખત હવે હિયાં રેહશે, તો તેથી મારી 'ને એની મોટી ખરાબી થશે.'

'હું મોટી ખુશીથી જાઉંછ સુનામાય.' હીલ્લાએ એકદમ જવાબ દીધો. મેં કદીબી તમારા છોકરાને ચાહવા માટે ઉતેજન આપીયું નથી, ને મેં કદીબી તમારા છોકરાને ચાહયો નથી, 'ને હું તેને ચાહતીબી નથી. તમારૂં મકાન છોડી જવામાં હું મારી સલામતી સમજુંછ. આએજ ઘડીએ હું જવા માગુંછ. મુંબઇ જઇ હું સીલ્લા 'ને રૂસતમ ઉપર લખી મોકલશ, કે હું મારી રાજીખુશીથી મુંબઇ આવીછ. 'મુંબઇની બીજી ગાડી હવે કયારે જશે સુનામાય?'

'બપોરના દોહડ વાગે ઉપડશે, તે સાંજના છ, સાડા છ વાગે બોરી બનદર પુગશે દીકરા.' સુનામાયે જવાબ દીધો. 'તું જરૂર મુંબઇ જઇ રૂસતમ તેમજ સીલ્લા ઉપર 'ને ધનજીશાહ ઉપરબી ખુલાસો લખજે દીકરા. નહીં તો તે લોક મારી ઉપર શક લેઇ જશે.'

'હું આજે બપોરની ગાડીમાંજ જવા માગુંછ.' હીલ્લા બોલી. 'હું સીલ્લાને કે ધનજીશાહને મલવા માગતીજ નથી. મને મોકલવાની તઇયારી કરશો સુનામાય?"

'હું પોતે તુને સ્ટેશન ઉપર મુકવા આવુછ દીકરી.' સુનામાય ખુશી થઇ બોલ્યાં. 'ને હું પોતે તારા સામનનો બંદોબસ્ત કરશ.'

'કેવે કમનસીબ ચોઘડીએ મેં જનમ લીધો હોશે, કે મને ધરતી જંપી રેહવા દેતીજ નથી.' હીલ્લા મનમાં બોલી. 'મારા નસીબમાં નિરાંતે રેહવાનું નહી, તેથી આવો બનાવ બનીયો.'

સુનામાયે બપોરના એક વાગવા આગમજ હીલ્લાને મુંબઇ મોકલવા બાબેની સરવે સામગ્રી ગુપચુપ તઇયાર કીધી. સીલ્લાનું ધ્યાન બીલકુલ તે ઉપર ખેંચાયું નહી, સબબ પેલા હુનમ જેવા તેણીના દરજીએ તેણીનાં બધાં નવાં બદીઆનો બગાડી નાખ્યાથી, દરજી સાથ સીલ્લાને જબરી પંચાત થઇ હતી, અને તેથી તેણીનો જીવ ખાટો થઇ ગયો હતો, અને પંચાત કરતાં તે થાકીને સુઇ ગઇ હતી. રૂસતમબા અગીઆર વાગેનો પોતાની

માય ઉપર ગુસ્સે થાઇ, ગામમાં ગયો હતો. સુનામાય આવું એકાંત જોઇ ઘણુાંજ ખુશી થયાં, અને બપોરે એકનો ટકોરો થતાંજ પોતાના ટાંગામાં હીલ્લાને પોતાની સાથે બેસાડી તેવણુ સ્ટેશન ઉપર તેણીને મુકવા ચાલ્યાં.

ગરીબ બીચારી હીલ્લા! ફરીથી એકવાર તે પાછી રખડતી થઇ પડી!

ટાંગો પારબતીમાંથી નીકલી સ્ટેશન તરફ ચાલ્યો. બંને જન વચ્ચે કાંઇબી વાતચીત થઇ નહી. સુનામાય પોતાના મનમાં મગન થતાં ગાડીમાં ગુપચુપ બેસીજ રેહયાં હતાં, અને હીલ્લા પોતાના વિચારમાં પડી હતી.

સુનામાયનો ટાંગો પુના સ્ટેશનથી થોડે દુર આવેલાં એક મોટાં હોટેલ સાંમેથી પસાર થતો હતો, તેવામાં તેવણુની નજર હોટેલના કમપાઉન્ડમાં પડવાથી તુરતજ તેવણુ બોલી પડયાં:—

'એ કોણુ! રૂસતમ! રખે તારી ઉપર તેની નજર પડે હીલ્લા?' 'રૂસ્તમનું નામ સાંભલી હીલ્લાએ તે હોટેલના કંમ્પાઉન્ડ તરફ જોયું.

હા હોટેલના કમપાઉન્ડ અંદર રૂસતમ કોઇ બે દોસ્તો સાથ વાતે ઉભો હતો. રૂસતમની અરધી પીઠ ટાંગા તરફ અને અરધી તેના દોસ્તો તરફ હોવાથી સુનામાય કે હીલ્લા ઉપર તેની નજર પડે તેમ નહી હતું, પણુ હીલ્લાને દુરથી રૂસતમની અરધી સીકલ બરાબર દેખાતી હતી. રૂસતમને જેતાંજ હીલ્લા એકાએક ચમકી! તે ચમકીનેજ રેહી નહી, પણુ તુરતજ એકાએક બોલી પડી. 'એ કોણુ?—'

એક પલમાં, એક ઘડીમાં રૂસતમ ઉપર નજર પડતાંજ હીલ્લાના મગજમાથી કાંઇ અજાએબ વિચાર પસાર થઇ ગયો. રૂસતમનો 'સાઇડ-ફેસ' દુરથી જેઇ, હીલ્લાની સુસ્ત પડેલી યાદદાસ્ત એકાએક તાજી થાઇ ખાલી નિકલી હોય, અને તેથી તેણીએ કોઇ આદમીને ઓલખી કહાડયો હોય, તેમ એકાએક ચમકી બોલી.

'એ કોણુ! એ તો—'

પણુ તેટલાં પોતાની પાસે સુનામાયને બેઠેલાં જેઇ, તે એકદમ મુગી રહી ગઇ. હીલ્લાને એવી રીતે ચમકતી જેઇ સુનામાય તેણીને પુછવા જતાં હતાં, પણુ તેવણુથી કાંઇ બોલાયુંજ નહી. હીલ્લાનો ચેહેરો સફેદ રૂના જેવો ફીકકો, લોહી વગરનો જેઇ સુનામાય ગભરાઇ જઇ બોલ્યાં:—

'શું છે માય હીલ્લા? તું ધ્રુજેછ કાંય માય?'

'નહી કંઇ નહી. પેલા કમપાઉન્ડમાં કોણુ ઉતું સુનામાય?'

'જીભરાયો રૂસતમબા! મારો રૂસતમ!'

હીલ્લા રૂસતમને જેઇ ચમકી કાંય?

તેનું કારણુ હતું.

હીલ્લાની નજર રૂસતમના 'સાઇડ-ફેસ' ઉપર પડતાંજ, અને તેના

ઉભા રેહવાની ઢબ છબ ઉપરથી તેણીને એવું લાગ્યું, કે આ રૂસતમ, તે કોઇજ નહી, પણ જે બે શખસો મુંબઇમાં રાતને સમે રસ્તા ઉપર તેણીના બાપને મલ્યા હતા, અને જેની સાથે વીકાજી તાલેવંતા હીલ્લાને રાત પડી રસ્તામાં એકલી મુકી ગયા હતા, તે બે માહેલો એક પારસી એ રૂસતમ હતો!

શું હીલ્લાની અટકલ ખરી હતી? તેમ બનતું તો મુશકેલ લાગેછ.

જેબી હશે તે માલમ પડયા કરશે, પણ હીલ્લાને હાલ તુરત તો રૂસતમ ઉપર કાંઇ શક ગયો હતો, એટલું તો નક્કીજ હતું.

---

# પ્રકરણ ૧૫ મું.

—:o:—

## ઓલખાઇ આવેલું આદમી.

'જીભરાયો મારો રૂસતમબા?'

શું સુનામાય ખરૂ બોલ્યાં હતાં?

હોટેલના કમપાઉન્ડમાં ઉભેલો પારસી ખરેખર સુનામાયનો રૂસતમજ હતો કે કોઇ બીજો, તેનો પુરેપુરો ખ્યાલ હીલ્લા કરી શકીજ નહી. જો તે રૂસતમ હતો, તો શું હીલ્લા તેને ઓલખી શકી નહી! અને જો તે કોઇ બીજોજ પારસી હતે, તો સુનામાય તેને રૂસતમ તરીકે કદીબી ઓલખતે નહી.

'કંઇ ભુલ હોવી જોઇએ.' હીલ્લાએ તેજ વખતે મનમાં વમાસ્યું. 'પણ મારી ભુલ હોય નહી. મને આબાદ તેજ પારસીના જેવો ચેહરો લાગો. જો હોટેલના કમપાઉન્ડમાં ઉભા રહેલો શખસ ખરેખર રૂસતમ હોય, તો ધનજીશાહ સોલીસીટરની અટકલબી ખરીજ હોવી જોઇએ. તેવણે એક નહી પણ એક દજન વખત મને કહયું'તું' કે રૂસતમની કરાંચીની મુસાફરીમાં કાંઇ ભેદ છે!'

ટાંગો સ્ટેશન ઉપર આવી પુગ્યો. સુનામાય તુરતજ નીચે ઉતરી પડયાં, અને હીલ્લાબી તેવણ પાછલ ઉતરી. પોર્ટરે હીલ્લાની ત્રંક પ્લાટફોર્મ ઉપર લાવી મેલી, અને સુનામાયે હીલ્લાને સારૂ સેકન્ડ કલાસની ટીકીટ કહડાવી મંગાવી.

મુંબઇની ત્રેન ઉપડવાને હજી દસ મીનીટ હતી.

પણ હીલ્લાનું ધ્યાન હવે કાંઇ જુદીજ બાબદ ઉપર ભમતું હતું. તે હજી રૂસ્તમ, અને પોતાના બાપને લલચાવી લેઇ જનાર પારસી, એ બંને જનના ચેહરા વચ્ચે મુકાબલો કરતી હતી. સ્ટેશન ઉપર આવ્યા પછી શું

ગયું, અને તે ક્યારે આવી પુગી, તેનું તેણીને કાંઇબી ધ્યાન રેહયું નહી.

હીલ્લાની આવી હાલત ઉપરથી સુનામાયે નક્કી ધારયું, કે રૂસ્તમના પ્યારમાં હીલ્લા પડેલી હોવાથીજ તે પારબતી છોડી જતાં આવી બેચેન અને બેધ્યાન બની છે.

પણ તેનું ખરૂં કારણ તો ફક્ત હીલ્લાના જીવનેજ ખબર હતું, અને તે કોઇને નહી, પણ હીલ્લા અને ફક્ત તેણીના ખુદાનેજ ખબર હતું.

પણ સવાલ એ હતો, કે પોતાના બાપને ફસાવનાર તરીકે રૂસ્તમને ગળે પડવાનું હીલ્લાને કયું મોતેબર કારણ હતું?

હીલ્લા પાસે તેનો એકજ જવાબ હતો, અને તે એજ, કે તે પારસીબી રૂસ્તમના જેટલોજ ઉંચો હતો, અને તેની ઉભાં રેહવાની ઢબબી રૂસ્તમના જેવીજ હતી, અને તેનો 'સાઇડ-ફેસ' દુરથી રૂસ્તમના જેવોજ લાગતો હતો.

અને એ કારણ ઉપર હીલ્લા રૂસ્તમને પોતાના બાપના ખુની તરીકે ગલે પડવા માગે છે. પણ એ કારણ કાંઇ વજનદાર ગણાય નહી, અને ફક્ત એ કારણને આધારે રૂસ્તમને કોઇ આંગલી દેખાડી શકે નહી.

'હીલ્લા તું કંઇ ફિકર ના કર.' સુનામાય દલગીર અવાજે બોલ્યાં. 'તુંને મોકલવા મને બીલકુલ ગમતું નથી, પણ દીકરા હું બીલકુલ લાચાર થઇ ગઇછ. હું તારી પાસે માફ માગુછ હીલ્લા.!'

સુનામાયની આ દલગીરી ખરાં અંતઃકરણની હતી. હીલ્લાથી છુટું પડતાં તેવણને હવે ગમતું નહી હતું, પણ છુટું પડવા વગર છુટકોજ નહી હોવાથી તેવણ હવે દલગીર થવા લાગ્યાં હતાં.

'તારો આખખાં વરસનો ને નોટીસ સાથનો પગાર, આએ પરબીડાંમાં છે હીલ્લાં.' સુનામાય, હીલ્લાને એક પરબીડું આપી બોલ્યાં. 'ચાલ માય ગાડીમાં બેસ, 'ને મુંબઇ જતાં વાર જરૂર કાગજ લખજે હોકે.'

ત્રેન આવી પુગી. હીલ્લા પોતાના વિચારમાં 'ને વિચારમાં ગાડીમાં બેઠી. પોર્ટરે તેણીની ત્રંક બ્રેકમાં નાખી, અને ત્રેન ઉપડવાની તઇયારી હતી, તેટલાં સુનામાય દલગીર ચેહરે પોતાનો હાથ લંબાવી હીલ્લાને કાંઇ કેહવા જતાં હતાં, તેટલાં હીલ્લાં રડી પડી બોલી:—

'નહી, નહી, મને હાથ ના લગાડો સુનામાય. હું દુખી–હું અભાગની.'

પણ સુનામાય હીલ્લાને કાંઇબી પુછે, અને કાંઇબી કેહ, તે આગમજ ગાડી સ્ટેશન ઉપરથી ઉપડી ચાલી. સુનામાય ડાચું વકાસી હીલ્લાનુ મોહડું જોતાં ઉભાં, અને હીલ્લા તેજ વખતે ગાડીમાં પોતાની બેઠક ઉપર પડી ચોકોફ રડવા લાગી.

'ઘણીજ ડાહી અને ઘણીજ સ્યાની છોકરી.' સુનામાય ઘેર તરફ પાછાં ફરતાં મનમાં બોલ્યાં.

સુનામાયના જીવને હવે તાહડક પડી. હીલ્લાના જવાથી તેવણુ સમજ્યાં કે પીડા પતી, પણ પીડા કાંઇ પતી નહી હતી, પીડા તો હજી સુનામાયને પગે વલગેલીજ હતી.

હીલ્લાને મુંબઇ પુગતાં લગભગ રાતના સાત વાગ્યા. ભાયખલાના સ્ટેશન ઉપર હીલ્લા ઉતરી પડી, અને ત્યાંથી તે પાધરી ચાયપોગલી મીઠાંમાસીને ઘેર ગઇ.

'હીલ્લા! ઓ બેહન હીલ્લા!' પેસુ પેન્ટરની નજર જેવી હીલ્લા ઉપર પડી તેવોજ તે બોલ્યો. 'હીલ્લા' તું એકાએક કાંહથી નિકલી આવી!'

'ઓ હું મરૂરે મારી માય!!' મીઠાંમાસી કોટી કરી બોલ્યાં. 'કાંહથી ભુલી પરી?'

'માસીમાય હું પુનેથી આવી.' હીલ્લા બોલી.

'પણ એમ એકાએક?' મીઠાંમાસીએ પુછ્યું.

'હા માસીમાય, મને એકાએક આવવાની ફરજ પડી.' હીલ્લા દલગીર થઇ બોલી. 'નહી ધારેલાં કારણને લીધે મને નોકરી છોડી મુંબઇ આવવું પડયુંછ.'

'મનેબી એમજ લાગેછ, દીકરા.' મીઠાંમાસી હીલ્લાનું મોહડું જોઇ બોલ્યાં. 'તારો ચેહરો જોઇ હું પામી ગેઇ કે કંઇ બનિયુંછ ખરૂં.'

'પણ માસીમાય, જે કંઇ બનિયુંછ, તેથી હું બીલકુલ દલગીર થતી નથી.' હીલ્લાએ જવાબ દીધો. 'સુનામાયે એવું ધારયું કે હું જો પારબતીમાં વધારે વખત રેહવશ, તો તેથી તેવણુને ઘણું નુકસાન થશે. સુનામાયનો છોકરો રૂસતમબા કરાંચીથી પાછો ફરયોછ, ને 'તેને કોઇ પઇસાદાર બઇરી સાથ પરણાવવાની તેવણુ તજવિજમાં ફરેછ. પણ તે—

'ને તે ગોટી નિકલિયો તારી સાથ પરણુવા નિકલિયો કે શું?' મીઠાંમાસી ખરી વાતની અટકલ કરવા લાગ્યાં. 'પણ હીલ્લા તેથી તુને શરમાવાનું શું છે? તું ચાકરી મુકી આવી, તેથી તુને દલગીર થવાની કાંઇ જરૂર નથી.'

'નહી. મને પુનામા હજુ રેહવા ગમતું'તું.' હીલ્લા બોલી. 'મને તાંહ રેહવાની ઘણીજ જરૂર ઉતી. મને તાંહ રેહવાને ઘણા કારણો ઉતાં.'

'તારી સહી સીલ્લાને કદાચ તુને છાડવા ગમી નહી હોશે' મીઠાંમાસી બોલ્યાં.

'તેબી ખરૂંજતો.' હીલ્લાએ જવાબ દીધો. 'પણ એ ઉપરાંત મને

બીજું એક અગતનું કામબી હતું. હજીબી જો હું પુને જઇ શકતી હોઉં, તો કેવું સારૂં? પણ તે બનેજ કેમ!'

હીલ્લા આગલ બોલતાં એકાએક અટકી પડી, અને પેસુ હીલ્લા તરફ નજર કરી જુદાજ વિચારમાં પડયો.

પુનેથી મુંબઇ આવ્યા છતાં, હીલ્લાના છેડાયલા વિચારો હજી શાંત પડયાં નહી. રૂસતમ સતથાને જોઇ તેને પોતાના બાપના ખુની તરીકે ગલે પડવાની હીલ્લા હવે ગણત્રી કરવા લાગી, અને અંતે એવું તેણીએ નકકી કીધું, કે આએ રૂસતમ સતથો તેણીના બાપને જુગાર રમાડવા લઇ ગયો હતો.

'હું જયારે મુંબઇ છોડી પુને જતી'તી, તાહરે એવું ધારતી'તી, કે મારા બાપનું વેર હું પુનામાં કદીબી લઇ શકસ નહી, ને મારા બાપના ખુનીને હું મારી પાછલ મુંબઇમાં મુકી જાઉંછ.' હીલ્લા મનમાં બોલી. 'પણ હવે જાહરે હું પુનુ છોડી મુંબઇ આવી, તાહરે મારા બાપના ખુનીને હું પુનામા મુકી આવીછ.' એ કેવું અજાએબ જેવું!! કુદરત શું શું કરેછ, તેની કંઇ ખબર પડતી નથી. આએ પોરીયા રૂસતમને હું મારા બાપના ખુની તરીકે ગણુંછ! પણ મેં તેને તેના ખરા રૂપમાં ઓલખિયો તેની આગમજ તો હું તેની સાથે એકજ ઘરમાં વસી, 'ને એકજ ટેબલ ઉપર મેં તેની સાથ ખાધું! હું તેની સાથે હસી, બોલી; 'તે મારા પ્યારમાં પડીયો, 'ને મારા બંને હાથો પોતાના હાથમાં દાબી મને પોતાની બઇરી કરવા તે તઇયાર થયો! જો હું તેને પેહલેથીજ ઓલખતે તો આવો બનાવ કદી બનતે નહીં. જો હું ધનજીશાહને મારી ખરી હાલતથી વાકેફ કરતે, 'ને તેવણ જો મારો ખરો હાલ જાણતે, તો ખચીત મને તેવણની મદદ ઘણીજ કામની થઇ પડતે. હવે તે ઉપર વિચાર કરવો ફોકટ છે. એકજ વાત મને નકકી કરવીછ, 'ને તે એજ કે મારા બાપનું ખુન જે વખતે થયું, તે વખતે રૂસતમ જો કરાંચીમાં હોય, તોજ મારી ખાતરી થાય કે, રૂસતમ મારા બાપનો ખુની નથી.'

મીઠાંમાસી. જમવાની કાંઇ તજવિજ કરવા પડયાં, અને પેસુએ હીલ્લાને ઉંડા વિચારમાં પડેલી જોઇ પુછ્યું. 'બેહેન હીલ્લા, વલી શું વિચાર કરોછ?'

'પેસુબા હિયાં આવો કંઇ વાત કેહું.' હીલ્લાએ મીઠાંમાસી સાંભલે નહીં તેમ ધીમે અવાજે કેહયું. 'મીઠાંમાસી જાણે નહી' હો!'

'મીઠાંમાસી શું જાણે નહી?' પેસુએ પુછ્યું.

'પેલા શખસને મેં શોધી કાહડયો?'
'કીયા શખસને?'
'બાવાના ખુનીને?'

---

# પ્રકરણ ૧૬ મું.

—:o:—

## એક નવો ઠેડાવ.

મુંબઇ આવી બીજે દિવસે હીલ્લાએ સીલ્લા ઉપર એક કાગજ લખી તેમાં પોતે શું કારણુસંર એકાએક મુંબઇ આવતી રહી, તેનું લાબું પણ લંગડું જેવું કારણ આપ્યા પછી, હીલ્લાએ કાગજ પુરૂં કરતાં તેમાં નીચલો ફકરો લખ્યો.

'વાહલી સીલ્લા, મેહરબાની કરી પસગવત ખબર કાહડી મને જણાવજે, કે સુનામાયના રૂસતમબા કરાંચી જવા કયારે મુંબઇથી ઉપડયા હતા, અને કેઇ સ્ટીમરમાં તેવણે મુસાફરી કીધી હતી. કોઇબી રીતે એટલી ખબર તમે મને જો જણાવશો, તો તમારી મોટી મેહરબાની મારી ઉપર થશે.'

'મારા બાપ મરી ગીયા, તે વખતે જો રૂસતમ કરાંચીમાં હોય એમ જણાય, તોજ એ પારસીપરથી મારો શક દુર થાય.' હીલ્લાએ કાગજ ઉપર સરનામુ કરતાં વિચાર કીધો.

'કેમ પેસુબા હવે તમે શુ ધારીયું?' હીલ્લાએ પુછ્યું.

'શું ધારૂં.' પેસુએ જવાબ દીધો. 'એટલુંજ કે તમે જબરી ઠાપ ખાધીછ. મારી સલાહ તો એ છે હીલ્લા, કે હવે તમે એ વાત ભુલી જાઉ, કામ ઉપર ધ્યાન આપો.'

'ભાઇ પેસુબા, જેવી રીતે મારા બાપનું કવખતે મોત થયુંછ, તેવી રીતે જો તમારા બાપનું મોત થયું હોતે, તોજ તમે મારી લાગણીની ખરી કદર બુજતે.' હીલ્લાએ ભાર મુકી કહયું. 'કાંય નહી પરવરદેગારે આએ માનસને મારી સાંમે તેના પાપની સજા કરવા મોકલીયો હોય?'

'કદાચ હોયબી.' પેસુએ જવાબ દીધો. 'પણ રૂસતમ એવું કામ કરે નહી.'

'કાંય નહી કરે?' હીલ્લાએ પુછ્યું.

'સબબ, તમારાજ કેહવા પરમાણે રૂસતમતો કરાંચીમાં હતો?' પેસુએ સમજ પાડી.

'હા એમ બોલાયછ ખરૂ કે તે કરાંચી હતો?' હીલ્લા બોલી.

'તમુને એ વાત ઉપર કાંઇ શક જાયછ વારૂં? પેસુએ પુછ્યું.

'હા પેસુબા.' હીલ્લા બોલી. 'તેના બોલવા ચાલવાની રીતભાત રથી, તેમજ સીલ્લાએ તેને કરાંચી વિશે પુછેલા કેટલાક સવાલોના સ જવાબ આપવાને બદલે તેણે કરેલી આનાકાની, 'ને તે વાત ઉડાવવાની કરેલી તજવિજ ઉપરથી, મને મોટો શક ગીયોછ, કે રૂસતમ કરાંચી ગી નથી! સીલ્લા જ્યારેબી તેને કરાંચી 'ને કુવેટાની મુસાફરીનુ બયાન કેહતી'તી, તાહરે તે ઘણુંજ ગુચવાડામાં પડતો હોય, એમ મને દેખાતું એટલુંજ નહી, પણ ધનજીશાહ સોલીસીટર પણ રૂસતમની વાતચીત ઉપ એવાંજ મત ઉપર આયા'તા. પેસુબા, રૂસતમના બાબમાં ગણત્રી કદાચ મેં ભુલ કીધી હોય, પણ ધનજીશાહ કદીબી ભુલ કરે નહી. તે કોઇથીબી ઠગાય તેવા નથી પેસુબા.'

'ધનજીશાહે શું ગણત્રી કીધી?' પેસુએ પુછ્યું.

'તેવણુ બોલિયા કે, રૂસતમની કરાંચીની મુસાફરીમાં ભેદ છે.' હીલ્લ જવાબ દીધો. 'તે વખતે ધનજીશાહના એ બોલોની મને કંઇબી સ પડી નહી, પણ હવે મને બરાબર તેવણના બોલોની મતલબ સમજ પ પેસુબા તમે આપેલા વચન પરમાણે હવે તમે મને એ વાતમાં કરો. મેં સીલ્લા ઉપર કાગજ લખી રૂસતમ કીયાં વરસમાં કરાંચી ગ 'તો, 'ને કેઇ સ્ટીમરમાં તેણે મુસાફરી કીધી'તી, તેની વિગત ખાનગી મંગાવીછ, તે આજકાલ આવી લાગે એટલે—

'મારાથી જેટલુંબી બનશે, તેટલું તમારે વાસ્તે કરવા હું બં ચુકોછ, પેસુએ ભરૂસો આપ્યો.

વાત કરતાં એક અઠવાડયું વહી ગયું. હીલ્લાંનો તેટલો વખત ઘણે ઇનતેજારીમાં પસાર થયો. કેવી રીતે રૂસતમ વિશે ખાતરી કરવી, તેના વાર વિચારો તે કરવા લાગી, તેવામાં તેણીને સીલ્લા તરફથી એક લં કાગજ પોસ્ટ મારફતે મલ્યું.

એ કાગજમાં બીજી ત્રીજી વાતો લખ્યા પછી ખાસ પુછાવેલી બ દના સંબંધમાં નીચલો ખુલાસો તેણીએ લખ્યો હતો—

"૧૮૯–ના વરસમાં નાતાલ ટાંકણે રૂસતમ કરાંચી જવા મુંબઇ ગ 'તો 'ને બ્રીટીશ ઇંનડીઆની સ્ટીમર 'કલીઓપેત્રા' માં ફર્સ્ટ કલાસની આગમજથી ટીકીટ લીધી'તી એમ સુનામાયે મને કહયુ."

'એટલી ખબર સુંના કરતાબી વધારે કિમતી છે,' હીલ્લાએ પેસુ કાગજ વાંચી સંભલાવી કેહયું.

'ખરેખર. ખબરતો ઘણીજ પાકકી 'ને પુરેપુરી મોકલીછ.' પે

બાલ્યો. 'હવે મેહન હીલ્લા, તમુને જોઇતી વધુ ખબર આજે રાતનાજ હું તમુને લાવી આપશ.'

'તમે કેવી રીતે ખબર લાવશો પેસુબા.' હીલ્લાએ જાણુવા માગ્યું.

'એ રૂસતમબા કરાંચી ગીયોતો કે નહી, તે ખબર હવે હું સેહલાઇથી મેલવી શકસ. બ્રીટીશ ઇનડીઆની ઓફીસમાં કોઇ કારકુનને બે પાંચ રૂપ્યા આપી, ૧૮૯–ના સાલના દફતરમાંથી કલીઓપેત્રામાં કોણુ કોણુ ઉતારૂ કરાંચી જવા ઉપડયાં હતાં, તેમના નામની ટીપમાંથી રૂસતમબાનું નામ હું મેળવી શકસ.'

પેસુબાએ મેહનત કરવામાં કાંઇ બાકી રાખ્યું નહી. બ્રીટીશ ઇનડીઆની આફીસના કલાર્કને સમજાવી, પેસુએ, ૧૮૯–ના ડીસેંબર માસથી ૧૮૯–ના જુલાઇ માસ સુધીમાં કરાંચી ગયેલા સઘલાં ઉતારૂના નામની ટીપની તપાસ કરવા માંડી, અને તેમ કરતાં ફેબરવારી માસમાં સ્ટીમર કલીઓપેત્રામાં રૂસતમ સત્થાએ ફર્સ્ટ કલાસની એક ટીકીટ લીધેલી માલમ પડી ખરી, પણુ તેજ ટીકીટ પાછલથી તેણે રદ કરાવેલી હતી, એવી રીતની રૂસતમના નામ ઉપર નોંધ કરેલી પેસુએ દફતરમાં વાંચી.

'કાંય નહી રૂસતમ મારચ કે એપ્રેલમાં કરાંચી ગીયો હોય? પેસુએ નામ તપાસતાં વિચાર કીધો. વીકાજી ૧૮૯–ના મે માસમાં ગુજરીગીયા, વાસ્તે મે માસ સુધીના ઉતારૂઓના નામ તપાસવાં જોઇએ.'

ફરીથી પેસુએ પોતાની તપાસ આગલ ચલાવી, અને ફેબરવારીથી જુન માસ સુધીના સરવે કરાંચી ગયલાં ઉતારૂઓના નામમાં રૂસતમ સત્થાનું નામ તેણે ઘણી બારીકીથી શોધી કાહડવાની તજવિજ કીધી, પણુ ફોકટ! રૂસતમ સત્થાનું નામ પેસુને મલ્યુંજ નહી.

ફકત એકજ વખત રૂસતમ સત્થાનુ નામ મજકુર કંમપનીના દફતરમાં નોંધાએલું પેસુ પેનટરને મલ્યું હતું, અને તે નામ નોંધાયા પછી રૂસતમે પોતાની ટીકીટ રદ કરાવ્યાથી તેના નામ ઉપર છેકો મારેલો હતો, અને સ્ટીમર કલીયોપેત્રા રૂસતમ સત્થાને લીધા વગર કરાંચી ઉપડી ગઇ હતી.

ત્યારે હવે એ શોધનુ સેવટ શું?

સેવટ એજ કે રૂસતમ સત્થો કરાંચી ગયોજ નહી હતો.

ત્યારે તે કયાં હતો?

હીલ્લાને આએ હકિકત કાંઇ ઘણી અજબ જેવી લાગી નહી, પણુ પેસુબા તેથી ઘણોજ અજબ થયો હતો.

હીલ્લાનો શક પેસુબાએ મેળવેલી ઉપલી ખબર જાણ્યા પછી વધારે મજબુત થયો, અને તે પોતાની ગણુત્રીમાં ખરી હતી, એવું સમજી પોતે મનમાં ખુશી થવા લાગી. પેસુથી હવે વધારે તકરાર થઇ શકીજ નહી.

'મેં તમુને પેહલેથીજ કહયું'તું'ની પેસુબા, કે રૂસતમ કરાંચી ગીયો તોજ નહી.' હીલ્લાએ પેસુબાને કહયું. 'રૂસતમે પોતાની માય અને મામા બંનેને ઠગીયાંછ. બમનશાહ બંગાલીએ તેને વેપાર વનજમાં પડવા રૂપીયા આપીયા, 'ને કરાંચી જવાની કબુલાતે તે પુનેથી મુંબઇ આયો. મુંબઇમાં તેણે તે બધું નાણું ખાવાપીવામાં 'ને જુગારમાં ગુમાવી દીધું', 'ને પાસે જે કંઇ હશે, તે પુરૂ કીધું. પોતાનું ખરૂં નામ બદલી ખોટું નામ ધારણ કરી, મુંબઇમાજ કોઇ એકાંત ઠેકાણે વસ્તીથી તે દુર રહયો, કે પુનેથી કોઇ આવતાં જતાં તેને ઓલખે નહી. જોયું ભાઇ તે મુંબઇમાંજ હતો ! તે તેજ હતો! તે તહાંજ હતો! હું 'ને મારા બાપ જાહરે હમો એન્ડસ્ટેન્ડ ઉપરથી ઘેર જતાં'તાં, તાહરે જે બે પારસીઓ હમુને મલીયા 'તા, તે માહેલો એક એજ રૂસતમ હતો. તે એજ રૂસતમ હતો, કે જેને મારા બાપે સોહરાબ પઠાન તરીકે પોતાના કાગજમાં મરતી વખતે ઓલખાવીયોછ.'

'પણુ બેહન હીલ્લા, તકરાર ખાતર હું કબુલ કરૂછ, કે તમારા બાપને લલચાવી લેઇ જનાર એજ શખસ હતો.' પેસુએ સવાલ કીઓ. 'તો હવે તમે તેને શું કરવા માગોછ? તમારી તેમજ સરકારની પાસે એ શખસને સજા કરાવવા સારૂ શું સત્તા છે? જુગાર રમવાના વાંક માટે તમે તેને કેટલી સજા કરાવી શકશો? તે જુગાર રમિયો, તમારા બાપેબી તેની સાથે રમવા માંડયું. બેમાંથી એક હારયો. જે હારયો તેણે જીવ આપીયો? હવે આગલ શું?'

'રૂસ્તમેજ મારા બાપનો જીવ લીધોછ એવી મારી પુરી ખાતરી થયા પછી, તેને કેવી સજા કરવી, તે હું બરોબર સમજુછ પેસુબા, હીલ્લા બોલી. 'એને પઇસાને ખાતર એ કામ કીધું'તું. તમે જાણોછ કે મારા બાપ બમનશાહ બંગાલીના કેવા દોસ્ત હતા! આએ રૂસ્તમ, બમનશાહનો ફાલો લેવા નિકલેલો છે. પણ જો એજ બમનશાહની હું ખાતરી કરી આપું, કે વીકાજી તાલેવંતાનુ મોત રૂસ્તમને હાથે થયુંછ, ને રૂસ્તમનીજ ઠગાઇ ને લુચ્છાઇથી મારા બાપનો જીવ ગીયોછ, તો રૂસ્તમને એક ફુટી બદામબી બમનશાહ આપી જાય નહી, ને એક અરધી અરધીને બી તવલતો રેહ.'

'તાહરે એવી રીતે તમે રૂસ્તમને સજા કરવા ધારોછ.' પેસુ વિચાર કરી અજબ થઇ બોલ્યો.

'હું મારા બાપનું વેર લીધા વગર રેહનાર નથી.' હીલ્લા ભાર મુકી બોલી. 'હું મારા કસમ પાલીયા વગર રેહનાર નથી. હું મારા બાપનુ ફરમાન બજાવીયા વગર રેહનાર નથી. હવે મને વિચાર કરતાં બધું માલમ

પડેછ, કે તે શખસ રૂસ્તમજ હોવો જોઇએ. વીકાજી તાલેવંતા સાથ બમનશાહને થએલા આગલા કોલકરારની વાત રૂસ્તમને ખબર હોવાથી, કાંય નહી તેણે જાણી જોઇ ઠગાઇથી મારા બાપને લુટી લીધો હોય, એવું ધારીને કે તેથી વીકાજી આપઘાત કરે તો બમનશાહનો ફાલો પછી તેનેજ મલે. હાં એમજ, એમજ. એજ વીચારથી તેણે એ કામ કીધું હતું. અરે મારા બાપ !!!"

'બેહન હીલ્લા, પાપી તેના પાપે હમેશ મરે છે.' પેસુબા બોલ્યો. 'કેહવત યાદ કરો કે: કરો તેવું ભરો. મારૂં માની એ વીચાર મુકી દેઓ. એક વાત તમે બીલકુલ ભુલી ગયલાં લાગોછ હીલ્લા ?'

'એક વાત! તે શું પેસુબા!'

'રૂસ્તમને ગુનેહગાર ઠેડવવા સારૂ તમે જે સાબેતી મેલવવા માંગોછ, તે મેલવતાં તમોને ઘણો વખત લાગશે. બમનશાહ બંગાલીની તબીયતનો કંઇ ભરૂસો નથી. તમે રૂસ્તમને ઉઘાડો પાડવા તઇયાર થાવો, તે આગમજ જો બમનશાહ રૂસ્તમનુ નામ વીલમાં લખી મરણ પામે તો પછી.'

હીલ્લાના ધ્યાનમાં આએ વાત ઉતરવાથી, તે વિચારમાં પડી, અને આવા સંજોગ વચ્ચે કેવી રીતે કામ લેવું તેનો ખ્યાલ કરી તે બોલી:

'હું બરાબર સમજી. મારે પાછું પારબતી જવું જોઇએ. પેસુબા. તમારૂં કેહવું બરાબર છે. મારે વખત ખોવો નહી જોઇએ. પારબતી જવા વગર છુટકો નથી, 'ને તાંહા ગીયા વગર એ કામ બને તેમ નથી.'

'હીલ્લા, બેહન તમે વલી હુલડાઇ કરોછ.' પેસુ બોલ્યો. 'પારબતી હવે તમારેથી કેમ જવાય ?'

'પારબતી નહી તો પુનામાં કોઇ બીજે ઠેકાણે. પણ કોઇબી રીતે પુને જઇ રૂસ્તમની હીલચાલ ખાનગી રીતે મને તપાસવી જોઇએ. પુને જવા વગર છુટક નથી પેસુબા.'

---

# પ્રકરણ ૧૭ મું.

——:०:——

## ધનજીશાહના ધણીઆણી.

હીલ્લાને હિંમત તો હતી, પણ હિકમતથી તે બીલકુલ બેખબર હતી. પુને જઇ રૂસ્તમ સત્થાની દરેક હીલચાલ બારીકીથી તપાસવાનો તેણીએ ઠેડાવ કીધો, પણ કેવી રીતે અને કેઇ હીકમતે કામ લેવું તેની તેણીને સમજ પડી નહી.

પારબતીમા સુનામાયને ત્યાં તો હીલ્લાથી હવે જવાય તેમ હતુંજ નહી, એટલે પુને જો જવુંજ હોય, તો કોઇ જુદા મકાનમાં જઇ તેણીએ રેહવું જોઇએ. પણ પુને જઇ જુદું ઘરબાર માંડવા જેટલી હીલ્લાની જોગવાઇ હતી નહી. વલી પુનામાં હાલ તુરત હીલ્લાને નવી નોકરી મલે એબી અશક્ય હતું. સામતી રીતે જોતાં હીલ્લા પોતાની મરજી મુજબ પુને જઇ વસે, એ નહી બને તેવું તેણીને લાગ્યું.

'મે માર! સેહતા જીવને સંતાપીયો.' હીલ્લા એક દિવસ વિચાર કરતી મનમા બોલી. 'પેસુબા કેહ. તેમાં જરાબી શક નથી, કે રૂસતમને ઉંઘાડો પાડવાનું કામ ઘણુંજ બીહ્ક છે.'

પણ એવામાં હીલ્લાના ઓરડાના બારણાં કોઇએ બાહરથી ઠોકીને પુછ્યું:

'હીલ્લા અરદેસર અર્હાં હિયાં રેહછ?'

આએ અવાજ હીલ્લાના કાનને ઓલખીતો લાગ્યો. તેણીએ તુરતજ બારણું ઉંઘાડયું, તો દરવાજામાં પોતાની સામે તેણીએ પુનેવાલા સોલીસીટર ધનજીશાહને ઉભેલા જોયા.

ધનજીશાહને પોતાની સામે ઉભેલો જોઇ, હીલ્લા બીલકુલ ગભરાઇ ગઇ. ધનજીશાહે હીલ્લાનો ગભરાટ જોઇ લીધો, અને હીલ્લા કાંઇબી બોલે તે આગમજ તેવણ બેધડક ઓરડામાં દાખલ થઇ આસપાસ નજર કરી તે મકાનની હાલત તપાસવા લાગ્યા.

'આવોજી! આવો ધનજીશાહ. બેસો.' હીલ્લા શરમાઇ જઇ હિંમતથી બોલી.

હીલ્લા પુનેથી મુંબઇ ગયા પછી ધનજીશાહ આગલ સુનામાયે પોતાના બચાવમાં લુલો લંગડો ખુલાસો કીધો ખરો, પણ ધનજીશાહના ધ્યાનમાં તે ખુલાસો ઉતર્યો નહી, અને તેવણને શક પડયો.

અને એ ઉપરથી, સીલ્લા પાસ હીલ્લાનું ઠેકાણું મેલવી ધનજીશાહ હીલ્લાને મલવા, અને ખરી બીના જાણવા મુંબઇ આવ્યા હતા.

'હીલ્લા' ધનજીશાહે હીલ્લાને પુછયું. 'મને જોઇને તમે ક્હાંચ વિચારમાં પડયાં હોશો?'

'નહીજી' હીલ્લા બોલી. 'હું તમુને જોઇ ઘણીજ ખુશી થઇછ.'

'પુનેથી મને મલીયા વગર, કે મને કંઇબી કેહયા કે જણાવ્યા વગર એમ એકાએક તમે મુંબઇ આવતાં રેહવામાં ઘણીજ ઉતાવલ કીધી.' ધનજીશાહે કહયું. 'મેં તમારા ચાર્જમાં મારો 'ચાર્જ' આપીયો હતો, તે તમે ભુલી ગીયાં હીલ્લા.'

'તમારો 'ચાર્જ'. હીલ્લા અજબ થઇ બોલી.

'હા.' ધનજીશાહે જવાબ દીધો. 'તમે મને વચન આપ્યું 'તું કે સીલ્લાને તમે પેલા ચીબાવલા રૂસતમથી હમેંશ દુર રાખશો, 'ને તેણીને તેના પ્યારમાં પડવા નહી દેશો.'

'મેં સરવે કંઇ તમારા કેહયા પ્રમાણે 'ને તમારી મરજી પ્રમાણેજ કીધુંછ.' હીલ્લાએ જવાબ દીધો. 'પણ હું લાચાર થઇ. મને લાગેછ કે સીલ્લાની નજર રૂસતમમાં ભરાઇછ. સીલ્લાના ખરા વિચાર શું છે, તેની મને જરાબી સમજ પડી નહી ધનજીશાહ.'

ધનજીશાહે ઓરડાની આસપાસ નજર કરી પુછયું. 'હીલ્લા તમે શું આએજ ઘેરમાં રેહોછ?'

'હાજી, આએજ ઘેરમાં' હીલ્લાએ જવાબ દીધો. 'હું પુને આવી તેની આગમજ હું હિયાંજ મારાં ઓલખીતાંઓ સાથ રેહતી'તી. તેવણ મને ઘણાજ ચાહેછ ધનજીશાહ. મીઠાંમાસી સહવારનાં કોટમાં ગીયાંછ, ને તેવણનો પેઅુખા ચાકરીએ સધાવીયોછ.'

અગાઉ તમે ઘણી સારી હાલતમાં રેહતાં હોશો હીલ્લા?' ધનજીસાહે ફરીથી પુછયું.

'નહીજી. ઘણી સારી હાલતમાં તો નહીજ.' હીલ્લાએ જવાબ દીધો. 'મારા બેહસ્તી બાવા હઇયાત ઉતા, તાહરે હમો કોટમાં રેહતાં 'તાં.'

પોતાના બાપની વાત નિકલતાંજ હીલ્લાના ચેહરા ઉપર તરેહવાર ગુસ્સાના ફેરફાર થવા લાગ્યા, પણ તુરતજ હીલ્લાને ધ્યાન આવ્યું, કે તેણીએ પોતાના બાપનું ખરૂં નાંમ ધનજીશાહથી છુપાવેલું છે, એટલે લાચાર થઇ તેણીએ પોતાના દીલમાં ઉભરી નિકલેલા ગુસ્સાને જબરીથી દાબી દીધો.

'માફ કરજો હીલ્લા. મારા પુછવાથી કંઇ અપમાન ના લેતાં.' ધનજી શાહ બોલ્યા. 'મને તમારી ઘણીજ દયા લાગે છે. જયારથી તમે પારબતીમાં આવી વસ્યાં, ત્યારથી મને તમારી ઉપર દયા આવેછ.'

'તમારી પેહલેથીજ મારી ઉપર મેહરબાની છે ધનજીશાહ." હીલ્લા બોલી.

'માફ કરજો હીલ્લા. હું તમુને કંઇ પુછવા માગુછ.' ધનજીશાહે ફરીથી

સવાલ કીધો. 'મારી ઉપર તમે વિસ્વાસ રાખો. હું તમુને જરાબી નુકસાન થવા દેનાર નથી. સુનામાયના કેહવાથી તમે પારબતી છોડી આયાં નહી?'

'હાજી. તેવણુની મરજી રાખવા હું મુંબઇ આવી.'

'સુનામાયના રૂસતમે તમારી સાથ પરણવા માગ્યું નહી?'

'હાજી.' હીલ્લાએ શરમાઇ જઇ નીચી નજર કરી જવાબ દીધો.

'ને તમે તે વાત ના પાડી.'

'નહીજી. મેં તેને કંઇબી જવાબ દીધો નહી.' હીલ્લાએ જવાબ દીધો. 'પણુ તમે તો રૂસતમને સારી રવેસે ઓલખતાં હશો. ધનજીશાહ? એવા છોકરાને કોણુ પરણે! એક તો આલસુ, બીજું તો જુઠો. વલી તે સાથ હથેલીમાં ચાંદ દેખાડનાર ને સાથે જુગારી, અને મોહડે પીપયું:--

'જુગાર!' રૂસતમ વિશે આ નવી વાત સાંભલી ધનજીશાહ અજબ થઇ બોલ્યા.

'હા ધનજીશાહ!' હીલ્લાએ જવાબ દીધો.

'રૂસતમ જુગાર રમેછ એ વાત મેં કોઇને મોહડેથી આજ સુધી સાંભલી નથી હીલ્લા.' ધનજીશાહે જવાબ દીધો. 'પણુ હીલ્લા, એ પોરીયા રૂસતમની વાત કરવા હું હિંયાં નથી આયો. હું તમારી વાત કરવા ખાસ પુનેથી હિયાં આવ્યોછ. હીલ્લા હવે તમે શું કરવા માગોછ?'

'હવે મારે શું કરવું તેનો જરાબી વિચાર મેં હજી સુધી કીધો નથી ધનજીશાહ.' હીલ્લાએ દલગીર થઇ જવાબ દીધો.

'મને આસા છે, કે હું જો તમુને કંઇ સલ્લાહ આપું, તો તે પ્રમાણે તમે ચાલશો.' ધનજીશાહે હીલ્લા તરફ જોઇને કહયું 'તમે ઘણા જવાન છઓ. તમારી ઉમર ઘણી નાહલ્લી છે, ને આએ દુનીયાનો તમુને જરાબી અનુભવ નથી. પારબતીમાં તમે ઠીક ઠેકાણુ પડેલાં ઉતાં, ને તાંહ તમે હંમેશ સુખથી નચીંત પડી રેહતે, પણુ રૂસતમ સત્થાના આવાયાથી, તમુને મોટું નુકસાન ગયુંછ. તમે પારબતીમાં રેહયાં, તે વખતમાં મેં તમારી હીલચાલ બરોબર તપાસીછ, ને તમારા ભલા ગુણો, ને રૂડી ખાસીયતો વીશે મેં મારી ખાતરી કરી લીધીછ, ને મને તમારી દરેક રીતભાત ને તમારો સ્વભાવ પસંદ પડયોછ.'

ધનજીશાહ સોલીસીટરના આ લંબાણુ ભાશાંણુની મતલબ હીલ્લા જરાબી સમજી શકી નહી. તેવણુ શું કેહવા માગતા હતા, તેનો હીલ્લાને જરાબી ખ્યાલ આવ્યો નહી, અને તેટલાં માટે હીલ્લાએ ધનજીશાહનું બોલવું ગુપચુપ બસી સાંભલ્યા કીધું.

'હીલ્લા,' ધનજીશાહે લાંબો વિચાર કરી પાછું બોલવા માંડયું 'નિંન્દાખોર લોકોને ખાવાના કરતાં નિંન્દા કરવાનુ ઘણુંજ ગમેછ. પારબતીમાં તમે મારે વાસ્તે કાંઇ ગપસપ સાંભલી હશોની?'

'હાજી.' હીલ્લા બોલી. 'તમારી જીંદગીના આગલા દાહડામાં બનેલા બનાવ વિશે મેં કંઇ સાંભલીયું'તું ખરૂં ધનજીશાહ.' સુનામાયેજ તે વાત મને કેહી હતી.'

'ને મારી મુશકેલીનું કારણ નોશીરવાનજીની છોકરી બીખુનું નામબી તમે જાણ્યું હોશે હીલ્લા?' ધનજીશાહે ફરીથી સવાલ કીધો.

'હાજી. પુનામાં મેં તે વાતબી સાંભલી'તી:

'હીલ્લા,' ધનજીશાહે કહયું. 'દુનીયાનો મને અનુભવ બીલકુલ હતો નહી 'ને તેથી હું ઠગાયો! પુનેથી મુંબઇ હું એટલુંજ તમુને કેહવા આયોછ હીલ્લા, કે હું તમુને લાંબા વખતથી ચાહુછ. જ્યાં સુધી તમે પારબતીમાં હતાં, ત્યાં સુધી મને ધીરજ હતી, પણ તમે પુનેથી મુંબઇ આયાં, એટલે મારી ધીરજ રેહી નહી, ને અંતે મને મુંબઇ તમારા હાથની માંગણી કરવા આવવું પડયુંછ હીલ્લા. અગર જો તમે મને ચાહતાં હોવો, અથવા હવે પછી જો તમે મને ચાહી શકો એવું તમુને લાગતું હોય, તોજ મને તમે હા કેહજો.'

ધનજીશાહનાં આ સખુનો સાંભલી હીલ્લા ફીકકી પડી ગઇ, પણ રફતે રફતે જેમ જેમ તે ધનજીશાહનું બોલવું સાંભલતી ગઇ, તેમ તેમ તેણીને હિંમત આવવાથી, તે પોતાના મન ઉપર કાબુ મેલવવા લાગી. ધનજીશાહ સોલીસીટર હીલ્લાને પોતાની ધણીઆણી કરવાના ઇરાદાથી મુંબઇ શેર આવ્યા છે, એ વાત પ્રથમમાં હીલ્લાની અકલે કબુલ કરવાજ •ના પાડી, તે મનમાં તરેહવાર કલ્પના કરવા લાગી:—

'શું ખરેખર ધનજીશાહ મને પોતાની ધણીઆણી કરવા માંગેછ! શું તેવણ લગનના ગાંઠથી ખરેખર મારી સાથ જોડાવા તઇયાર થયાછ!! અરે ખુદા! તે દાહડો કાંહ છે!! ત્યારે તો 'ધી લીલીની' હું હકદાર માલેક થવશ. ને સહુથી વધારે સરસ તો એ થશે કે પુને જઇ હું રૂસતમના દરેક કામ, ને તેની દરેક હીલચાલ ઉપર હું મારી નજર રાખશ.'

'હીલ્લા હું ધારૂંછ કે તમે આપઅખત્યાર છેઓ.' ધનજીશાહ હીલ્લાને વિચારમાં પડેલી જોઇ બોલ્યા. 'તમે તમારી મરજીના ધણી છેઓ. વિચાર કરો હીલ્લા, કે મારો હાથ કબુલ કીધાથી તમો એક મોટી મીલકત સાથ આબરૂ અને ઇજ્જતના માલેક થશો. તમો ધી લીલીના માલેક થશો, ને પારબતીની પડોસમાંજ રેહી શકશો.'

પારબતીની પડોસમાં! ધનજીશાહના એ સખુનોએ હીલ્લાના દીલમાં નવી આસા પેદા કીધી. ધનજીશાહની માંગણી બીજો કાંઇબી વિચાર કીધા વગર એકદમ કબુલ કરવાની તેની મરજી થઇ. તે સેવટના ઠેડાવ ઉપર આવી મનમાં બોલી: 'હું પુને જવા માંગુછ. મારા બાપનું વેર લેવા મને

પુને જવુંજ જોઇએ. હું ધનજીશાહની ધણીઆણી તરીકે પુને જો જવશ, તો મારૂં કામ વધારે જલદીથી સુધરશે.'

'હીલ્લા તમે ઘણો વિચાર કરોછો. તમે ઘણાજ ગુંચવાયા કરાછ' ધનજીશાહે હીલ્લાની ચુપકીદી અને ગુચવણ જોઇ કહ્યું.

'તમે મને ખરા દીલથી ચાહોછો એમ હું માનુંછ.' હીલ્લા ધીમે આવાજે શરમાઇ નીચું જોઇ બોલી. 'હું તમારો હાથ કબુલ કરૂછ ધનજી સાહ. હું તમારી સાથ ધી ·લીલીમાં આવવા તઇયાર છેકે.'

---

## પ્રકરણ ૧૮ મું.

:o:

### હીલ્લાએ ખોલેલો ભેદ.

'હું તમારી ધણીઆણી થવા રાજી છેઉ ધનજીશાહ.' હીલ્લા બોલી.

અને ધનજીશાહ તેજ વખત હીલ્લાના બંને હાથ પોતાનાં હાથમાં પકડી, તેણીના સુંદર ચેહરા તરફ નજર કરી, પોતાની ખાતરી કરી તેવણ મનમાં બોલ્યાઃ—

'નહી. આએ છોકરીને પઇસાની દરકાર હોય એમ મને લાગતું નથી. એ બીલકુલ નીરદોશ છે. જેના ધન ભાયગ હોશે તેજ એનો ધણી થશે.'

' એવા વિચાર ઉપર આવી ધનજીશાહે હીલ્લાના સુંદર બરફ જેવા સફેદ કપાલ ઉપર પ્યારથી ચુંબન કરી, પોતાની બવીશની મોહબ્બદારને પરણુવાનું વચન આપ્યું.

'ડીયર હીલ્લા,' ધનજીશાહે કહ્યું. 'આજે તેં મને સુખી કીધોછ. તેં મને આજે પાછો હસાવીયોછ. હું ખુદા પાસ દુવા ગુજારૂંછ' કે હવે તે સાહેબ મારી ઉપર મેહરબાન થાય, ને તું મારી વફાદાર ને નીમકહલાલ ધણીઆણી બને. પરણવાનો વિચાર વરીક ફરીથી નહી કરવાનો મેં ઠેરાવ કીધો 'તો. પણ જે દિવસથી તું મારી નજરે પડી, તે દિવસથી મેં મારા તે ઠેરાવ ઉપર પાણી ફેરવીયું. તું જો પુનામાંજ રહી હોતે તો એ વાત હજી હું છેડતેજ નહી. પણ પુનેથી તું જ્યારે મુંબઇ આવી, ત્યારેજ મેં મારી ધીરજ ખોઇ દીધી, ને તારી શોધમાં હું તારી પાછલ આયો.'

હીલ્લા ધનજીશાહની વાત ધ્યાનથી સાંભલતી, અને ઘણાજ થોડા જવાબ તેવણને આપતી હતી. તેણીનું ધ્યાન આજ સુધી જે એકજ બાબદમાં રોકાયું હતું, તે હવે બે બાબદમાં રોકાયું. આજ સુધી તેણીને ફક્ત પોતાના બાપનું વેર લેવાની ફિકર હતી, પણ આજ પછી તે ફિકર ઉપરાંત તેણીને માથે જે નવી ફરજ આવી પડી હતી, તે પોતાના ધણી તરફની

પોતાની ફરજો બજાવવાની હતી. એ બે વિચારોએ તેના મગજમાં જબરો ગુંચવાડો ઉભો કીધો. કેઇ ફરજ પેહલાં બજાવવી અને કેઇ પાછલથી બજાવવી તેના નિવેડા ઉપર હીલ્લા આવી શકી નહી.

ધનજીશાહ સોલીસીટર પોતાની પ્યારની પુતલી આગલ પોતાના દીલના તરેહવાર ઉભરા કાહડતા હતા, તેવામાં મીઠાંમાસી બાહરથી આવી લાગ્યાં, અને આએ બ'ને વર વહુની વાતમાં ખલલ પડી. મીઠાં માસીની પાક્કી અને દાહપણભરી અનુભવી નજરે ઓરડામાં દાખલ થતાંજ હીલ્લાના ચેહરા અને ધનજીશાહની ઢબછબ ઉપરથી જોઇ, જાણી લીધું, કે હીલ્લા પોતાની રાજી ખુશીથી પેલા પારસીના બોલો સાભલતી હતી, પણ તે પારસી કોણ હતો તેનું તેવણને જરાબી ધ્યાન હતું નહી!

ધનજીશાહ સાથ મીઠાંમાસીને કાંઇબી ઓલખાન નહી હોવાથી, હીલ્લાની નજર જેવી મીઠાંમાસી ઉપર પડી, તેવીજ તે મીઠાંમાસી સાથ ધનજીશાહની ઓલખ કરાવવા બોલી:—

'મીઠાંમાસી, હું પુનેથી તમારી ઉપર જે ધનજીશાહ વિશે હંમેશ લખતીતી, તે ધનજીશાહ એવણજ છે. હું પુનેથી એવણને વગર કેહવે મુંબઇ આવતી રેહી, તેથી એવણને મારી પાછલ આવવું પડયું.'

'મરૂં મરૂં જી ભરૂં બધા.' મીઠાંમાસીએ પોતાની રીત પ્રમાણે અલઇયાં બલઇયાં લઇ કહયું. 'મારી જી ભરાઇ હીલ્લા તમારી ઘણીજ તારીફ કરતીતી.'

'હીલ્લા ઘણીજ દાહી અને કેહયાગરી છે મીઠાંમાસી.' ધનજીશાહે જવાબ દીધો. 'અરદેશર અરધાના ખાનદાનને ખરેખર જેબ આપે એવો એ એક હીરો છે.'

ધનજીશાહની બોલવાની ઢબ, તેવણની નજરમાં ચમકતું તેજ અને હીલ્લાના ચેહરા ઉપર થયેલો ફેરફાર જોઇ મીઠાંમાસીએ જરા આગલ પગલા ભરવા માંડયાં.

'જેના ધનભાયેગ હોશે, તેને એ હીરો મલશે બા. હીલ્લા તે ખરેખર એક હીરોજ છે ધનજીશાહ.'

'ખરી વાત છે મીઠાંમાસી.' સોલીસીટર ધનજીશાહે જનાબ દીધો. 'તમે તેમાં જરાબી સહરાગાત કરતાં નથી તે હું જાણુંછ. એ હીરો મેલવવા હું નસીબવાન થયોછ. હીલ્લા તે મારો હીરો છે, ને મારો જીવ હીલ્લાના સુખ માટે હું ગીરવી મુકી ચુકયોછ.'

તે દિવસેજ ધનજીશાહે મીઠાંમાસી આગલ પોતાના સરવે વિચારો જણાવી દીધા. હીલ્લાને પોતાની ધણીઆણી તરીકે તેવણે પસંદ કરી છે, અને હીલ્લાએ તેવણની તે વાત મંજુર કરી છે, એ વાત જાણી મીઠાં-

માસી ઘણુંજ હરખાઇ ગયાં, અને હીલ્લાના નસીબનો પાસો એવી રી
એકાએક ફરેલો જોઇ, તેવણ ખુદાનો શુકરાનો કરી, હીલ્લાને મુબારકબા
આપવા લાગ્યાં. ધનજીશાહે પોતાના લગન કાંઇ પણ ધીલ અને ધામધુ
વગર કરવાનો હેડાવ મીઠાંમાસી અને હીલ્લાને જણાવી દીધો, અને આવ
કાલે પાછા ફરવાની હીલ્લાંને તેવણ કબુલાત આપી ગયા.

લગન એટલાં જલદી થનાર છે તેનું તો કાંઇ નહી, પણ મીઠાંમાસી
પેટમાં એક બીજીજ વાતનો ધસકો પડયો. ધનજીશાહના સીધારયા પ
તેવણ લાલ પીળાં થઇ હીલ્લાને કેહવા લાગ્યાં:--

'એ તેં શું કીધું હીલ્લા! તેં તેવણને હા કેહયું ખરૂં, પણ
આગમજ તેં કંઇ આગલ પાછલનો વિચાર કીધો! તેં તારૂં ખરૂં ન
નિશાન તો છુપાવેલું છે, ને ધનજીશાહને હજી તેનો તો કંઇ ખ્યાલબી નં
ત્યારે હવે લગન શું તું ખોટે નામે કરશે કે? એ કેમ બનશે?'

'હું બીલકુલ ગભરાંઇ ગેઇ 'તી.' હીલ્લા બોલી. 'મને એ વાતનો જ
બી ખ્યાલ આયો નહી મીઠાંમાસી.'

હીલ્લાને મીઠાંમાસીની તકરાર ઘણીજ તકલીફી લાગી. ધનજીશ
સાથ પરણવા માટે હીલ્લા પોતનું ખરૂં નામ જાહેર કરવાની આનાક
કરવા લાગી, અને મીઠાંમાસી ખોટાં નામે પરણવાથી થતા ગેરફાએદા
દાખલા ઉપર દાખલા હીલ્લાને આપવા લાગ્યાં.

પણ હીલ્લા હજી અનજાંણુ હતી. ખોટાં નામથી એક વખત પર
ગયા પછી, અગરજો ધનજીશાહને તેણીનું ખરૂં નામ માલમ પડે, તો તે
શું પોતાના લગન રદ કરાવવા નિકલશે? ધનજીશાહ, જે તેણીને એ
બધા પ્યારથી ચાહવાની કબુલાત આપી ચુકયા છે, તે શું તેણીને તરછ
જશે? પુનામા પોતાનું ખરૂં નામ હીલ્લા બેજ જણાઓથી છુપાવવા માંગ
હતી. પારબતી અને ખલકનુમાવાલાંઓ હીલ્લાને તાલેવંતા તરીકે
પીછાણે, એટલુંજ તે ચાહતી હતી. મીઠાંમાસીએ હીલ્લાનો એ વિ
જાણી, એક નવી તદબીર તેણીને દેખરડી, અને તે એજ, કે લગન થવા આ
મજ ધનજીશાહને હીલ્લાએ પોતાના ખરાં નામથી જાણીતા કરી, તે
છુપાવવાનું તેવણ પાસથી વચન લેવું.

હીલ્લાનેબી એ વાત પસંદ પડી, અને પેસુ પેન્ટરબી તે જાણ
ઘણોજ ખુશી થયો.

લગનનો દાહડો નક્કી કરી ધનજીશાહે મીઠાંમાસીને જણાવ્યું,
હીલ્લાએ પોતાના ભેદની વાત કેહવા અંતે ધપકતી છાતીએ ધનજીશા
હાથ પકડયો.

'ધનજીશાહ, મને તમારી સાથ એક ખાનગી વાત કરવીછ.' હી
અચકાતી અચકાતી બોલી.

'હિયાં કોઇ નથી ડીયર.' ધનજીશાહ હીલ્લાના બંને હાથ પોતાના હાથમાં પકડી, તેણીના ચેહરા વરફ જોઇ બોલ્યા. 'હીલ્લા તારા હાથ ધ્રુજેછ કેમ!! શું છે ડીયર!'

'તમે મને લગનના કપડાં અપાવવા લેઇ જવા આયાંછ.' હીલ્લા બોલી. 'પણ તે આગમજ મારે કંઇ તમુને બીજી વાત કેહછ!'

'તુને જેબી વાત કેહવી હોય તે બેલાશક કેહ હીલ્લા.'

'હું એટલુંજ કેહવા માંગુછ ધનજીશાહ, કે મેં એક કામ ઘણુંજ ખોટું કીધુંછ.' હીલ્લા જેમ તેમ બોલી. 'મેં તમુને ઠગીયાછ?'

હીલ્લાએ પોતાને ઠગ્યો છે એ વાત સાંભલી ધનજીશાહ ફીકકા પડી ગયા. પોતે ફરીથી બીજી વાર એક ઓરતને હાથ ઠગાયા છે, એમ સાંભલી તેવણની સુધ ઠેકાણે રહી નહી, અને હીલ્લાના ચેહરા તરફ જોઇ તેવણ અજબ થઇ બોલ્યા:—

મને તેં ઠગીયા! હીલ્લા!!

'હા ધનજીશાહ, મે તમુને ખોટું કેહયુંછ.' હીલ્લાને રફતે રફતે બોલવાની હિંમત આવતી ગઇ. 'મેં તમારીથી એક વાત છુપાવીછ, ને તે વાત એકજ કબુલાતે હું તમુને કેહવા માંગુંછ.'

'ને તે કબુલાત!!'

'એટલીજ, કે ખલકનુમાવાલાઓ તેમજ પારબતીવાલાંઓને મારી રજા વગર તમોએ તે વાત કદીબી જણાવવી નહી, એવું તમે મને વચન આપો.'

'તે વાત કંઇબી હોય, પણ વાહલી હીલ્લા, તારાં સુખ અને સખુનને ખાતર હું તે લોકને તારી વાત કદીબી નહીં જણાવશ.' ધનજીશાહે હીલ્લાનો હાથ પકડી કહયું. 'જે વાત તારે લગતી હોય, તે વાત બીજાઓને કેહવાની શું જરૂર છે?'

'ત્યારે તમે તેમ કરવાને વચનથી બંધાવોછ ધનજીશાહ.'

'ખચીત! તેમા જરાબી શક નહી!'

'ત્યારે સાંભલો. જ્યારે મને પારબતીમાં નોકરી મલી, ત્યારે હું મારૂં ખરૂં નામ બદલી ખોટે નામે ત્યાં આવીતી. મારૂં ખરૂં નામ બદલવાની મારી જરાબી મરજી નહી ઉતી, પણ મારાં બેહને મારૂં નામ બદલવાની મને ફરજ પાડીતી! પોતાના ખાનદાનને એબ નહીં લાગે એમ સમજી મારાં બેહને મારૂં નામ બદલવા મને જણાવીયુંતું!'

'ત્યારે તારૂં ખરૂં નામ શું છે?' ધનજીશાહે અજબ થઇ અધીરાઇથી પુછયું.

'અરદેશર અરધાની છોકરી નથી. હું બમનશાહ બંગાલીના દોસ્ત વીકાજી મેહરજી તાલેવંતાની દીકરી હીલ્લા છેઉં.'

આ સખુનો સાંભલી ધનજીશાહની અનઓખીનો પાર રહયો નહી.

તેવણુની અજાએબી સાથ તેવણુની ખુશાલીબી તેટલીજ વધી ગઇ. વીકાજી મેહરજી તાલેવંતાની તમામ હકિકત તેવણે સુનામાય તરફથી સાંભલી હતી ખરી, પણ સુનામાયે વીકાજીની નાંહની છોકરી હીલ્લા વીશે કાંઇબી વાત ધનજીશાહ આગલ કહી નહી હતી.

'હીલ્લા!' ધનજીશાહ બોલ્યા. 'ત્યારે મુલતાનવાલાં નાજામાય તારાં બેહન થાય ?'

'તેવણ મારાં સાવકાં બેહન થાય ધનજીશાહ.' હીલ્લા બોલી. 'તેવણ-નીજ ખાએશથી હું 'ગવરનેસ' તરીકે પારબતીમાં ખોટે નામે ગેઇતી!'

'હીલ્લા હીલ્લા!!' ધનજીશાહ બોલ્યા. 'એમાં તેં મને જોકે ઠગીયોછ ખરો, પણ ખરી વાત જાણ્યા પછી હું વધારે ખુશી થયોછ. ખાનદાની આદમીનો ચેહરો કદીબી છુપ્યો રેહતો નથી. જોકે હું તો તુને અરદેશર અરધાની દીકરી તરીકે ચાહતોતો, પણ તાહરા ચેહરા ઉપર દીપકતું નુર, મને કોઇ જુદીજ આગાહી બતાવતુંતું. હીલ્લા તું અરદેશર અરધાની દીકરી નહી, પણ વીકાજીની દીકરી છે એમ જાણી હું પોતાંને વધારે ભાગ્યશાલી સમજુંછ. પણ હીલ્લા, હવે તું વધારે વાર શા માટે છુપે નામે પુનામા રેહવા માગેછ ? વીકાજી તાલેવંતાના નામથી તુને શું શરમ લાગેછ ?'

'તાલેવંતાના નામથી હું શરમાઉ ? નહી! નહી!! એમ તમે શું બોલોછ ધનશાહ!!'

'ત્યારે પારબતીવાલાંઓથી તારૂં નામ છુપાવવાની શું મતલબ ડીયર!!'

'તે હું તમુને હમના કેહી શકતી નથી. એટલી વાત તમે મને માફ કરો, ને મને આપેલો વચન તમે પાલો. મારી ખાતરી છે, કે મારા ખાવીંદનો વચન કદીબી ફોકત જનાર નથી.'

'ખચીત નહી. જીંદગીને ખાતરબી નહી. જો તારી મરજી તારૂં નાંમ છુપાવવાનીજ છે, તો લે મારૂં વચન. એ બાબદ વિશે હવે આપણ ફરીથી વાતબી નહી કરશું. એક વખત તું ધનજીશાહની ધણીઆણી તરીકે પુનામાં ઓલખઇ, એટલે તારે સારૂં ઝાઝી ચકચાર થતી બંધ પડશે.'

*     *     *     *

# પ્રકરણ ૧૯ મું.

—:o:—

## વેહમાયલો વર-સંસારમાં સડો! ધનજીશાહનો ધુખરાટ!

હીલ્લાના લગન થયાને લગભગ એક માસ થાઇ ગયો.

લગન કાયદા સર થયાં હતાં, અને તેમ કરાવવા માટે પેસુબા તથા મીઠાંમાસીએ ચાંપતી નજર રાખી હતી.

પરણી જીંદગીનું ખરૂં સુખ અરસપરસના પ્યાર અને પ્રીતને આધીન રેહ છે. એ ખાલેસ પ્રીતમાં સેહજબી શકનો વસવસો પડયાથી, સાચી પ્રીતમાં નાશકારક સડો લાગુ પડે છે, એ બીના સંસારના અનુભવીઓથી અનજાણી રહી નથી.

હીલ્લાના લગન મુંબઇમાં થયાને આજે લગભગ એક માસ વહી ગયો છે. એ અરસામાં હીલ્લા મુંબઇ છોડી પોતાના ધણી ધનજીશાહ સાથે પુને ગઇ છે, અને ત્યાં મના જાણીતાં મકાન 'ધી લીલી'ની તે ધણીઆણી થાઇ વસી છે. હીલ્લા ધનજીશાહની ધણીઆણી તરીકે લીલીમાં આવી વસ્યા પછી, ધનજીશાહના આએ અચબુચ અને નહી ધારેલા લગનની ખબર પાડપડોસીના બંગલામાં આપોઆપ ફેલાઇ ગઇ. સુનામાય સત્થાને કાને એ ખબર પડવાથી તેવણ બેહદ અજાએબ થાઇ ધનજીશાહની અકકલ ઉપર હસવા લાગ્યાં, પણ બાતેનમાં પોતાના દીલમાં બેહદ ખુશી થયાં, સબબ, હીલ્લાના પરણી જવાથી રૂસતમનું કાજ હવે સીલ્લા સાથ ગોઠવતાં તેવણને ઘણી અડચણ પડશે નહી.

હીલ્લા પુના મધ્યે જઇ વસી.

ધી. લીલીવાલા મકાનની હવે હીલ્લા માલેક ગણાતી હતી, અને ધનજીશાહના સંસારનો તે સુકાની બની હતી. ધનજીશાહે પોતાની જીંદગીની લગામ હીલ્લાને સ્વાધીન કરી હતી. હીલ્લાને સુખી રાખવામાં અને ખુશી કરવામાં ધનજીશાહ પોતાને સુખી અને ખુશી સમજતા હતા.

પણ એટલું બધું હોવા છતાં, હીલ્લા પોતાના ખાવીંદની આ બધી પ્રીત અને જાનફેશાની તરફ બીલકુલ બેદરકાર રેહતી હોય, યા તો ધનજીશાહ તરફ તેણીનો પ્યાર ધીકકારમાં બદલાઇ જતો હોય, એમ ધનજીશાહને દીન જતે લાગતું હતું.

ગરીબ બીચારી હીલ્લા!!!

પણ શું ધનજીશાહને એમ માનવાને ખરેખરૂં કારણ મળ્યું હતું? શું હીલ્લા ખરેખર ધનજીશાહ તરફ બેદીલ અને બેદરકાર બની ગઇ હતી? શું હીલ્લાનો પોતાના પતી તરફનો પ્યાર એટલો જલદી ધીકકાર અને બેદરકારીમાં બદલાઇ ગયો હતો?

કાંઇબી હોય, પણ હીલ્લાએ પોતાના ધણીને શક લેઇ જવાનું કા આપ્યું હતું, એ વાત તો ખરી હતી.

અને તે કારણ શું હતું ?

હીલ્લાએ પોતાના મરનાર બાપનું વેર લેવા માટે લીધેલા કસમની બધી મોહકાણ હતી. ધનજીશાહને હીલ્લા ઉપર શક લેઇ જવાને શું કા હતું, તે વાંચનારથી હવે છુપું રેહનાર નથી.

ધી લીલીમાં આવી વસ્યા પછી, પોતાના બાપનું વેર લેવા મ હીલ્લા હવે ઘણીજ અધીરી થતી જતી હતી. જેમ જેમ દાહડા જતા હ તેમ તેમ ખાકનુમાવાલા બમનશાહ બંગાલીની તબીયત વધારે અને વધ બગડતી જતી હતી, અને હીલ્લા તેથી વધારે ફીકરમંદ થતી હતી. પરણ પુને આવવામાં હીલ્લાની મુખ્ય નેમ રૂસતમને બમનશાહ આગલ ઉંધા પાડી, તેવણના વીલમાથી તેનું નામ છેકાવી નખાવવાની હતી. પણ હ સુધી તેવી એકબી તક હીલ્લાને નહી મલવાથી, તે ઘણીજ દલગીર થ લાગી, અને કેવી રીતે રૂસતમને ઉંધાડો પાડવો, તેના વિચારમાં અને વિ રમાં આખો વખત તે ઉદાસી બની પડી રેહવા લાગી. કોઇબી રીતે રૂ તમને ઉંધાડો પાડી પોતાના મરનાર બાપનું વેર લેવું, એજ હીલ્લા મુખ્ય નેમ અને મનની મોટી મકસદ હતી. ધનજીશાહ હીલ્લાની આ ઉદાસી હાલતનું ખરૂં કારણ શોધી કાહાડવા બારીકીથી તપાસ કરવા લાગ

પોતાની વાહલી મોહરદારને એવી રીતે દરરોજ વિચારમાં પડેલી જો શરૂઆતમાં ધનજીશાહે તેની ઘણી દરકાર કરી નહી, પણ પાછલથી હીલ્લા સ્વભાવમાં આવી પ્રકારનો ફેરફાર થયલો જોઇ, તેવણે ઘણીવાર હીલ્લા તેનું કારણ જાણવા માંગ્યું, અને હીલ્લાએ તેના ઉડાવનારા જવા આપ્યાથી, ધનજીશાહને શક ગયો ! તે દિવસથી તેવણ પોતાની મોહર ઉપર શકની નજરથી જોવા લાગ્યા. હીલ્લા પોતાના વિચારમાં એટલી લીન થવા લાગી, કે ધનજીશાહ તરફ તે બેદરકાર થઇ ગઇ, અને પોતા વેરભરયા વિચારોની ગણત્રી કરવા પડી.

હીલ્લાની હાલતમાં થયેલો આ ફેરફાર ધનજીશાહને ભડકાવવા બ હતો. તેવણ હીલ્લાને પોતા તરફ આવી રીતે બેદરકાર, અને નફકરી બને જોઇ શકમંદ થયા, અને હીલ્લાની બેદરકારીને ધનજીશાહ બેવફાઇ, ચ તેણીના નફકરાંપણાને તેવણ ધીકકાર સમજવા લાગ્યા.

ધનજીશાહને આથી એક જબરો ફટકો પડયો હતો. તેવણ બીલ નાસીપાસ અને નિરાસ બની–પોતાના આ નવા લગન માટે તેવણ પો નેજ ઠપકો દેવા લાગ્યા. તેવણે પોતાની પરણેતરનો કાંઇ ભેદ શોધી કા ડયો ખરો, પણ તે ભેદના ભરમને તેવણ પોંહચી શકતા નહી હતા. તેવ હીલ્લાને બેવફા થાયલી સમજી, પોતાના ભવિશનો નાશ થાયલો સમજ

પણ જાણવા જેવું હતું, કે હીલ્લાને આ બધી મોહકાણ વિશે જરાબી ધ્યાન હતુંજ નહી. તે પોતાના ધણી તરફ સેહજબી નીમકહરામ બની નહી હતી. ધનજીશાહ તરફ તેણીનો પ્યાર જેવો ને તેવોજ હતો.

'ધન, બમનશાહ બંગાલી કેમ છે?' હીલ્લાએ એક વખત ધનજીશાહને બાહરથી આવતાં વાર પુછયું.

'એ બધા ઠાકાના ગાઉ ગણવા બરાબર છે.' ધનજીશાહે જવાબ દીધો. 'એવણ એમના એમ સીકજ ચાલ્યા કરેછ, પણ જ્યારે હોશે ત્યારે એવણ એકાએક મરવાના એટલું તો નકકી છે.'

'તમે શું ધારોછ ધન? બમનશાહ પોતાના વારેસ તરીકે શું રૂસતમને ઠેડવી જશે?'

હીલ્લા સવાલ કરી ધનજીશાહ તરફ જોવા લાગી, અને રૂસતમનુ નામ સાંભલી ધનજીશાહ હીલ્લા તરફ શકની નજરથી જોવા લાગ્યા. ધનજીશાહને આજે કાંઇ નવોજ શક પડયો.

'હું નથી જાણતો' ધનજીશાહે જવાબ દીધો. 'પણ રૂસતમને સારૂ તું એટલી ઇનતેજાર કેમ છે હીલ્લા?'

'હું રૂસતમને સારૂ ઇનતેજાર બીલકુલ નથી ધન.' હીલ્લા બોલી. 'હું તો ફકત તમારો વિચાર જાણવા માંગુછ.'

'હું ધારૂછ કે બમનશાહ પોતાની દોલત રૂસતમને આપી જવાના.' ધનજીશાહે જવાબ દીધો. 'પેલી દુકતીઓને ઘણું થશે, તો કંઇ સેહજ સાજ વરસાન મલશે, જોકે રૂસતમને ખેરવવાના કારસ્તાન તો તે લોકે ઘણા કીધાંતાં.'

રૂસતમ વિશે હીલ્લાને અવારનવાર પુછતાં અને તલાશ કરતાં જોઇ, હવે ધનજીશાહને હીલ્લાની દયાનત વિશે વેહમ પડવા લાગ્યો. એ વેહમ પડયા પછી ધનજીશાહનો શક મજબુત થતો ગયો, અને પોતાનો શક મજબુત થયા પછીજ હીલ્લાના દરેક કામકાજ અને હીલચાલ ઉપર વેહમાયલા ધનજીશાહ બારીક દેખરેખ રાખવા લાગ્યા.

કોઇનાબી સંસાર સુખમાં સડાનું બીજ વાવનારનુ સત્યાનાશ થજો. હીલ્લાના લગન ધનજીશાહ સાથ થયા બાદ, તરેહવાર નવા નવા ગપાટા જે પડોસના ગપ-હાઉસમાંથી નીકલતા હતા, તેમાં ફકત બે ગપાટા ધનજીશાહને વાજબી લાગતા હતા. એક તો હીલ્લા જેવી એક મીસકીન અને કંગાલ છોકરી ધનજીશાહની ધણીઆણી થઇ કદીબી ધનજીશાહને સુખી કરનાર નથી! અને બીજું, ધનજીશાહ અને હીલ્લાની ઉમર વચ્ચે મોટા તફાવત હોવાથી, ધનજીશાહને હીલ્લા જરૂર હાથ તાલી આપ્યા વગર રેહનાર નથી! આ બે ગપાટા ધનજીશાહના કાન ઉપર અવારનવાર આવતા

તો હતાજ, પણ આજે તે ગપાટાને તેવણ ખરા માની, પોતાની મોટી ઉમરે એક જવાન બાયડી પરણી લાવવા માટે તેવણ સંતાપમાં પડયા હતા.

'તે રૂસતમને ચાહતી હોય એમાં જરાબી શક નથી'. ધનજીશાહે પોતાના દીલમા વિચાર કીધો. 'રૂસતમના લાભ માટે એ કેટલી બધી કાલજી રાખેછ! કેટલી વાર તેને વાસ્તે એ મને પુછી ચુકી! એ હમેશાં રૂસતમનાજ વિચારમાં રેહતી હોય, એમ હું ધારૂંછ. હું કેવો મુરખ!! આએ છોકરીના દેખાવ ઉપર હું ભોલવાઇ ભુલીયો. ફકત મને મારા પઇસા ખાતર એ પરણેલી હોય, એમ હું માનુછ. ઘડપણમાં જવાન બઇરી કરવાથી કોઇબી ઘણી સુખી થતો નથી. મને જુવાન બઇરી કરવાનો કંઇ હક હતોજ નહી. જે ચીજ મેં મારી હુલટાઇથી કાધીછ, તેનું પરીણામ ધીરજ અને હિંમતથી હવે મને ખમવુંજ જોઇએ.'

બીજા હાથ ઉપર પોતાની તરફ ધનજીશાહની બદલાયલી ચાલ, અને પોતા તરફ તેવણની ઓછી થએલી પ્રીતની હીલ્લાએ ઘણી દરકાર કીધી નહી. પોતાના ધણીને આવી રીતે મુંજાતો જોઇ હીલ્લા તેનું ખરૂં કારણ સોહધી કાહડવા જરાબી ખંતી થઇ નહી, અને તેની તેવી હાલત વિશે તે મનમાં હમેશ બોલતી:-

'વલી કોઇનો 'કેસ' કોરટમાં હારી ગીયા હોશે, નહી તો, કોઇ કુલે દીવાલું કાહડયું હોશે ને તેથી કંઇ રૂપીયા ડુબી ગીયા હોશે.'

એવોજ વિચાર હમેશ હીલ્લા ધનજીશાહને પોતા તરફ બેદરકાર જોઇ કરતી હતી, અને ધનજીશાહને તે વિશે પુછવાની, કે સધીઆરો આપવાની તે જરાબી તજવિજ કરતી નહી હતી. તોપણ ધનજીશાહની ચુપકીદી હીલ્લાથી હવે વધારે વાર સંખાઇ નહી શકાવાથી, તે ધનજીશાહને કોઇ કોઇ વખત મનાવવા જતી હતી, પણ વેહમાયલા ધનજીશાહે હીલ્લાના દરેક બોલ ઉપર શકની નજરથી જોવાનો ઠેડાવ કીધેલો હોવાથી, તેવણ હમેશ હીલ્લાને હા-અને-ના, તથા હશે-અને-જોઇશું એવા ટુંકા જવાબો આપતા હતા.

એવી રીતે શરૂઆતથીજ ધનજીશાહની પરણી જીંદગીને સડો લાગ્યો. બે માસ તો હજી પુરા પાધરા થયા નહી હતા, તેટલાંજ ધણી ધણીઆણી એક બીજાથી કંટાલવા લાગ્યાં.

કેવું સાટક! હીલ્લા જ્યારે મુગી હતી, ત્યારે ધનજીશાહે તેણીને બોલાવવાની દરેક તજવિજ કરી હતી. હવે ધનજીશાહે જ્યારે ચુપકીદી પકડી છે, ત્યારે હીલ્લા પોતાના ધણીને બોલાવવા બોલતી થઇ છે, અને તોપણ ધનજીશાહ બોલતા કે સમજતા નથી.

* * *

'આવો! આવો!! ધનજીશાહ આવો.' પારબતીવાલાં સુનામાયે ધનજીશાહને આવતા જોઇ આવકાર દીધો. 'કેમ છઓ?

'સારીકાની સુનામાય.' ધનજીશાહે જવાબ દીધો. 'તમે છેઓ ! સીલ્લા કેમ છે ?'

'ધનજીશાહ તમે તો હવે મોટા લોક થયા.' સીલ્લા બોલી. 'અગાઉ તો તમે આંઠ આંઠ દાહડે મારી ખબર લેવા આવતાતા, પણ હવે તો મહીને દાહડે બે ફેરાબી ખાવાની તમુને યાદ આવતી નથી. કદાચ હીલ્લા હવે તમુને હિયાં આવવા ના કેહતાં હોશે.'

'ગાંડી છે સીલ્લા.' ધનજીશાહે સીલ્લાને ઠપકો આપ્યો. 'હીલ્લા ના કાંય કેહ ?'

હીલ્લાને ના કેહવાનું શું કારણ હોય ?' સુનામાય બોલ્યાં. 'તે બીચારીને કાંય ગલે પડતી હોશે સીલ્લા ?'

'તમારો રૂસતમબા કાંહ છે સુનામાય ?' ધનજીશાહે વાત ફેરવવા બીજી વાત કાહડી.

'ઉપર સબી પાડેછ બા.' સુનામાયે જવાબ દીધો. 'જવોની ઉપર જાવોની."

'નહી સુનામાય. આરટીસ્ટોને ઘડી ઘડી છેડવાથી તે લોકનાં મગજ ખીસી જાયછ ! અરે ભુલ્યો, તે લોકનાં મગજમાં કાંઇ વિચાર આવેલો હોય, તે ખીસી જયછ.' ધનજીશાહે મજાકમાં કહયું.

'ઓવારૂ રે ! ! ખીસે કોઇ દુશમનનુ !' સુનામાય ભોંય ઉપર સપાટ ઘસડી બોલ્યાં. 'જા બા ધનજીશાહ. જી ભરાયા મારા દીકરાના તમેબી હેતના કટકાજ છેઓ જો ?'

' કવીઓ અને વકીલ-બારીસ્ટરોની હાલતબી એવીજ હોયછ, ધનજીશાહે જવાબ દીધો. 'એવું કેહછ, કે મરનાર એનેસ્ટી બારીસ્ટર એક દિવસે પોતાની ગાડીમાં વાચતાં વાંચતાં વિચારમાં પડયોતો, તેવામાં એક બીચારા ભાડીયાએ તેને સલામ કીધી. પણ એનેસ્ટી પેલા ભાડીયા ઉપર છેરાઇ પડયો. તેણે પેલા ભાડીયાનું નામ નિશાન મેલવી તરતજ તેની ઉપર નોટીસ મોકલી, જણાવ્યું કે 'તેં મને સલામ કીધાથી તારી તરફ મારૂં ધ્યાન ખેંચાયું અને તેથી મારા ધ્યાનમાંથી કોઇ યાદ આવેલી ચીજ જતી રહી' વાસ્તે તેની નુકશાની ભરી આપવી.'

'મરેરે, જુલમજ તો' સુનામાય બોલ્યાં.

'પછી ધનજીશાહ,' સીલ્લા બોલી 'પેલા મુવા ભાડીયાનું શું થયું ?

'ભાડીયો શું આપી મરતોતો.' ધનજીશાહ બોલ્યા. 'પણ એવી અફવા છે, કે પેલા ભાડીયાએ એનેસ્ટી પાસે જઇ માફ માગીતી. તેમ હું જો ઉપર જાઉ અને તમારા રૂસતમનાં ધ્યાનમાંથી કોઇ યાદ આવેલી ચીજ જતી રેહતો----

'જાઓ જાઓ ! તમેબી બીચારાની મશકરી ના કરો.' સુનામાયે જવાબ દીધો.

'વારૂં ચાલો હવે હું રજા લેઉછ સુનામાય. કાલે સીલ્લાને સારૂ હું મારી ગારી મોકલનાર છેઉ, તેમાં એને મારે તાંહ મોકલજો.' ધનજીશાહે જતાં જતાં કહયું. 'સીલ્લા તું હીલ્લા પાસે આવશે કે ?'

સીલ્લા ધનજીશાહનો હાથ પકડી વાત કરતી બાગના દરવાજા આગલ આવી.

'ધનજીશાહ ગુસ્સો ના કરતા, હું એક વાત પુછુછ ?' ચીબાવલી સીલ્લા બોલી. 'હીલ્લા શું ખરેખર તમુને ચાહેછ ધનજીશાહ !'

'એ શું બકેછ' ગાંડી.' ધનજીશાહ આ સવાલથી ચમકીને બોલ્યા. 'વલી ચાહે નહી તો પરણે શું માથું ફોડવા ?'

'હું તેને વાસ્તે નથી બોલતી' સીલ્લાએ ભમરડો ઘુંમાવવા માંડયો. 'આજ કાલ જવાન છોકરીઓ પઇસા ખાતર બુઢા વર સાથ જાણી જોઇ પરણેછ, તે વિશે હું બોલુછ. મુંબઇના ન્યુસમાંબી તે દાહડે છપાયું'તું, કે એક મોટી ઉંમરના સાઠ વરસના પારસી વેપારીએ વીસ હજારનું ટ્રસ્ટ અને દસ હજારના ઘરેણા આપી, માણકજી મરધીચોરની બેહન મેહરી મકકાઇ બુઠઠા સાથ લગન કીધાં.'

'ઘરડા વરો જવાન બઇરી સાથ પરણેછ, તે તો ફકત તેમની ખુબ-સુરતી ઉપર મોહી પડી પરણેછ.' ધનજીશાહે જવાબ દીધો. 'પણ હવે તો જવાન છોકરાઓ ગરીબની કુમારી છોકરીઓ સાથ પરણવાનું મુકી દેઇ, છાંડાવાલી મોટી ઉમરની વીધવાઓને શોધતા ફરેછ, તે વાત તું કેમ ભુલી જાયછ સીલ્લા.'

'પણ હું નહી ધારતી કે હીલ્લા—

'સીલ્લા, તું તેની શું કામ ફિકર કરેછ દીકરા.' ધનજીશાહ બોલ્યા. 'આવતી કાલે તું હીલ્લા પાસે જજે. તુને હીલ્લા સાથે રેહવા ગમેછ કે નહી.'

'નહી કાય ?' સીલ્લા બોલી. 'હીલ્લાની સાથે મને ઘણું રેહવા ગમેછ. પણ હું ત્યાં રેહવશ તે તમુને ગમશે કે ધનજીશાહ ?'

'મને નહી કાંય ગમે ?' ધનજીશાહે જવાબ દીધો. 'હું કેવો કમન-સીબ કે મારે વાસ્તે તુને એવો વિચાર મેં બાંધવા દીધો.'

'પણ તમે શું કરવા મારે વાસ્તે એટલા દલગીર થાવોછ ધનજીશાહ ?' સીલ્લાએ હાથ પકડી પુછયું.

'તારા જેવાંજ ચીબાવાલાં અને ચબીત્રાં તારાં માયબી ઉતાં સીલ્લા.' ધનજીશાહે જવાબ દીધો.

'મારી માય ? તમે તેવણુને સાઝ મને હજુ સુધી કંઇભી જણાવતા નથી ધનજીશાહ ?' સીલ્લા આંખમાં પાણી લાવી બોલી.

'ફીકર નહી દીકરા. એક દાહડો હું તુને તે બધી વાત જણાવશ.' ધનજીશાહે ધીરજ આપી. 'તું કાલે આવશેની સીલ્લા ?'

'હા. હું જરૂર આવશ ધનજીશાહ ?' સીલ્લા બોલી. 'પણ સુનામાયને એકદમ મુકી જવા મારૂં દીલ થતું નથી. મને હિંયાં રાખવા સારૂ તમે જે રકમ સુનામાયને આપોછ, તે જો બંધ થાય, તો સુનામાયને તેથી ઘણુંજ નુકસાન થાય ! વલી હમના હમના તેવણુનો ખરચભી વધીયોછ. ને રૂસ-તમબાના આવીયા પછી—

રૂસતમબાનુ નામ દેતાં સીલ્લાના ચેહરા તરફ ધનજીશાહે નજર કીધી, અને સીલ્લા શરમાઇ જઇ નીચું જોવા લાગી. ધનજીશાહ સીલ્લાના ચહેરા ઉપર થયલો ફેરફાર જોઇ મનમાં બોલ્યાં. 'થઇ ચુકું. આએ છોકરી રૂસ-તમના પ્યારમાં પડી ચુકીછ ! ! વલી મોહકાન !'

'રૂસતમ વિશે તું ઘણી ઇંતેજાર છે સીલ્લા ?' ધનજીશાહે પુછયું. 'કંઇ ફીકર નહી. તું કાલે હીલ્લા પાસે આવજે, પછી જોઇ લેઇશું ?'

'જરૂર. જરૂર ધનજીશાહ.' સીલ્લાએ જવાબ દીધો.

'મારૂં ધાર્યું ખોટું પડયું નહી !' ધનજીશાહે ઘેર જતાં મનમાં વિચાર્યું. 'અંતે સીલ્લા રૂસતમના પ્યારમાં પડી ખરી. મેં તેણીના ચેહરા પરથીજ પારખ્યું, ને સવાલ કરતાંજ તે છોકરીએ પોતાની નબળાઇ દેખાડી મુગે મોહડે કબુલ કીધું. રૂસતમ દેખાવલો છે, તેમાં તો જરાભી શક નહી, અને તેમ હોવાથીજ જવાન છોકરીઓના દીલ તેની તરફ ખેંચાયછ. છોકરો હુશીઆર તો છે, ને વલી ખાનદાનેબી ઠીક છે. કંઇ રેજીપેંજી ખાનદાનનો નથી, પણ જરા હુલ્લડ અને ચીબાવલો છે. અગર જો સીલ્લા સાથ એને પરણાવી પુણામાંથી એ બંનેને બાહર કાહડું, તો ઠીક પડે. સીલ્લા રૂસ-તમને ચાહેછ, અને રૂસતમને હીલ્લા ચાહેછ. વાસ્તે એજ રસ્તો પક-ડયાથી હું મારો સંસાર સુધારી શકશ.'

'ધનજીશાહ વલી તમે ધુખરાયલા જેવા કાંહથી આયા ?' ધનજીશાહને હીલ્લાએ ગાડીમાંથી ઉતરતાંજ પુછયું.

'પારબતીમાંથી ?'

'ત્યારે તમે રૂસ્તમને—

ધનજીશાહના ચેહરા ઉપર હીલ્લાની નજર પડતાંજ તે બોલતી અચકી ગઇ, અને ધનજીશાહે હીલ્લાનો ચેહરો જોતાંજ પોતાની ખાતરી કીધી, કે હીલ્લા રૂસ્તમનું નામ બોલતી અટકી ગઇ.

'ત્યારે તમે સીલ્લાને મલીયા હોશો ?' હીલ્લાએ વાત ફેરવવાની વજવિજ કીધી. 'સુનામાયનેભી મલીયા હોશો ધન ?'

'હા. હા.' ધનજીશાહ હીલ્લાના બોલવા ઉપર હસવાનું ખોટું ડોલ ઘાલી બોલ્યા. 'હા. હા. સીલ્લાનેબી મલીયો, ને સુનામાયનેબી મલીયો. પણ રૂસ્તમને નહી મલીયો.'

હીલ્લા ધનજીશાહની હસવાની મતલબ સમજી જઇ બોલી. 'ત્યારે તમે રૂસ્તમબાને નહી મલીયા?'

'હા.' ધનજીશાહે કડક જવાબ દીધો.' હું નથી મલીયો.'

ધનજીશાહ ગુપચુપ વિચારમાં બેઠા, અને હીલ્લાબી મુગીમુગી બેસી રેહી, અંતે ધનજીશાહે ફરાગતથી બોલવા માંડયું :—

'હીલ્લા,' રૂસ્તમનો એક ભેદ મેં શોધી કાહડયોછ !'

'એક ભેદ ?'

હીલ્લા એકદમ ચમકીને બોલી ઉઠી, અને ધનજીશાહ તે જોઇ જબરા વેહમાવા લાગ્યા.

'હા. એક ભેદ!' ધનજીશાહ બોલ્યા. 'હું ધારૂંછ કે સીલ્લા રૂસ્તમના પ્યારમાં પડીછ!'

આ નવી ખબર સાંભલી હીલ્લા ફિક્કી પડી ગઇ.

'એજ કે કંઇ બીજું ધન?' હીલ્લા બોલી. 'તેની કંઇ ફિકર નહી. હું સીલ્લાને તેની ચાલચલન વિશે સમજાવશ, તો તે જરૂર પોતાનો વિચાર ફેરવશે.'

'નહી. તેમ કરવાની કંઇ જરૂર નથી.' ધનજીશાહે હીલ્લા તરફ જોઇ પાછું બોલવા માંડયું. 'જો એ બંને જન એકબીજાંને ચાહતાં હોય, તો એ લોકના લગન કરી આપવાનો મારો વિચાર છે.'

આ અજબ વિચાર સાંભલી હીલ્લા પોતાની બેડક ઉપરથી ઉઠી ગભરાટમાં પડી બોલી:—

'નહી. નહી. નહી. નહી. એ વાત બનશેજ નહી, ધનજીશાહ. ધન એ તમે શું બોલોછ. સીલ્લાના લગન રૂસ્તમ સાથે——

'કાય! નહી કાંય વારૂં!' ધનજીશાહે ધીમે અને ઠંડે પેટે સવાલ કીધો. 'સીલ્લાને રૂસ્તમ સાથ નહી કાંય પરણાઉ!'

'રૂસતમ સારૂ આદમી નથી તેટલાજ વાસ્તે' હીલ્લાએ જણાવ્યું. 'હું જ્યારે બારબતીમાં ઉતી, ને રૂસતમ જ્યારે મુસાફરીથી પાછો ફરયો, ત્યારે તમે મને શું કહયું'તું ધન? તેની મુસાફરીમાં કંઇ ભેદ છે, એમ તમે બોલીયાતાં, તે હજી મને યાદ છે.'

'હા. મને તે વખતે તેવું લાગુંતું ખરૂં.'

'ને હવે તમારો તે વિચાર બદલાયોછ કે શું?'

'હું એમ ધારૂંછ.'

'નહી, નહી, ધન. તમે એમ ના ધારો. રૂસતમ સારૂ માનસ નથી. સીલ્લાને તેની સાથ પરણાવી જનમની દુઃખી કરતા ના.'

ધનજીશાહ પાછા વિચારમાં પડયા, અને જરા ગુસ્સે થઇ બોલ્યા:— 'પણ તેમાં તુને શું છે, કે તું ના પાડેછ હીલ્લા ?'

'મને શું છે? એટલે! તમે એ શું બોલોછ ધન! સીલ્લા પરણીને દુઃખી થાય તેનું મને કંઇ નહી ?'

'સીલ્લા રૂસતમ સાથ પરણીને દુખીજ થશે એવું કંઇ નથી?'

તે જરૂર દુખી થશે. તે બીચારીનો આખો ભવ તમે ખરાબ કરશો ધનજીશાહ. રૂસતમ ઘણોજ ખરાબ માનસ છે."

'એમ શા આ આધારે તું કેહછ કે રૂસતમ ખરાબ છે?'

'એમ કેહવાનું મને ખાસ કારણ છે.'

'ને તે કારણ?'

'તે હું તમને હમણા કેહી શકતી નથી.'

'નહી, હું તે જાણવા માગુંછ' ધનજીશાહ બજીદ થઇ બોલ્યા 'બોલ તે કારણ શું છે?'

'હું તે હાલ તુરત કેહી શકતી નથી.'

આ જવાબ સાંભલી ધનજીશાહના દીલમાં છુપાઇ બેઠેલી અદેખાઇ એકદમ ઉભરી નીકલી, અને તેવણે એકદમ ઉઠી ઉભા થઇ હીલ્લાને કહયું:

'હીલ્લા, આએ તારી ચાલ મને બીલકુલ પસંદ નથી, ને હું કેહુંછ કે એમાંથી કાંઇ સારૂ સેવટ આવનાર નથી. પરણુયા પછી ધણી અને ધણીઆણી વચ્ચે ભેદ અને ભરમ જેવું કંઇબી રેહવું નહીં જોઇએ.'

ધનજીશાહે એથી વધારે કાંઇ કહયું નહી, અને હીલ્લાનો કાંઇબી જવાબ તેવણ સાંભલવા નહી માંગતા હોય એવું દેખાડી, પોતે પોતાના ઓરડામાં ચાલી ગયા.

---

# પ્રકરણ ૨૦ મું.

—:o:—

## નાસા-ગોસામાં સપડાયલું 'વેહમનું જાલું'!

ધી લીલીમાં સીલ્લા રેહવા આવી હતી.

હીલ્લાની સાથે રેહવા સીલ્લા જોકે ઘણીજ રાજી હતી, પણ પારબતીમાંથી નિકળી લીલીમાં જઇ રેહતાં, રૂસતમથી તેણીને દૂર રેહવું પડે, એમ હોવાથીજ તે દલગીર થતી હતી. રૂસતમની હાજરીથી સીલ્લા, હીલ્લાની ગેરહાજરી ભુલી ગઇ હતી ખરી, પણ હીલ્લાની હાજરીથી રૂસતમની ગેરહાજરી તેણીથી ભુલાય તેમ નહી હતું. સબબ? સબબ, પ્રીતનું પંજરણ પજરી ચુક્યું હતું.

સીલ્લા લીલીમાં આવ્યા પછી હીલ્લાએ જોઇ લીધું, કે રૂસતમને સીલ્લા ચાહતી હતી, અને તેની કાંઇબી વાત નિકલતાં સીલ્લાના ચેહરા ઉપર તરેહવાર રંગ ચહડ ઉતર થતા હતા.

'પારબતીમાં મારો વખત રૂસતમ સાથ વાતચીતમાં નિકલી જતો 'તો.' હીલ્લાએ પુછેલા સવાલના જવાબમાં સીલ્લાએ કહયું. 'પણ હમેશ હું રૂસતમબાને કાંઇ વિચારમાં ને વિચારમાંજ પડેલો જોતી'તી. કોઇ દાહડોબી મેં રૂસતમને હસ્તો કે ખુશાથી બોલતો જોયો નથી હીલ્લા. જાણે કેટલાક મોટા વિચારમાં પડેલો હોય, તેમ જ્યારેબી હું જોઉં ત્યારે તે મને માલમ પડતો'તો. અધુરામાં પુરૂં, તમારા મુંબઇ ગીયા પછી તો તે ઘણોજ ફીકરો બની ગીયોછ. મારી ખાતરી છે હીલ્લા કે રૂસતમ તમારી ઉપર મોહી પડાયોછ! પણ સુનામાય કેહછ કે રૂસતમ તો એક જુદીજ છોકરીને ચાહેછ? તે છોકરી કોણ હોશે હીલ્લા? મને જો રૂસતમ ચાહે તો કેવું સારૂં?'

સીલ્લા આ બોલો બોલી શરમાઇ ગઇ, અને હીલ્લાએ તેજ વખતે જવાબ દીધો:—

'તે તુંને નહી ચાહે તો ઘણું સારૂં સીલ્લા. રૂસતમ સાથે તું જો પરણશે તો ખરેખર હું ઘણીજ દલગીર થવશ.'

'ને તેનો સબબ?'

'સબબ, રૂસતમ કંઇ સારો છોકરો નથી.'

'મને તો તે ઘણોજ ભલો ને ઘણોજ સારો છોકરો લાગેછ હીલ્લા.' સીલ્લાએ જવાબ દીધો. 'કદાચ તે સારો છોકરો હાલ નહી હોશે, તો મારી સાથ પરણ્યા પછી તે સુધરી જશે. સુનામાય કેહતાં'તાં કે, ઘણા સારા 'ને ભલા ખવાસના છોકરાઓ પરણ્યા પછી બગડી ગીયાછ, ને ઘણા બગડેલા છોકરાઓ પરણ્યા પછી સુધરીબી ગીયાછ!!'

સીલ્લાની તકરાર ઉપર હીલ્લાનું ધ્યાન બીલકુલ હતુંજ નહી. સીલ્લા રૂસતમ ઉપર મોહી પડી છે, એમ જાણતાંજ હીલ્લા રૂસતમને એક લુચ્છા અને જુગારી તરીકે ઉંઘાડો પાડવા અધીરી પડવા લાગી.

'એ નાપાક ખલકનુમાનો કેમ માલેક થાયછ, 'ને આએ છોકરીને કેવી રીતે પરણેછ તે હું જોઉછ.' હીલ્લા મનમાં બડબડવા લાગી.

સીલ્લાને 'લીલીમાં' આવી રેહવાને એક અઠવાડીયું થયું, પણ હજી રૂસતમ સાથે હીલ્લાને એક વખતબી મેલાપ થયો નહી. હીલ્લા ઉપર ધનજીશાહ શકની નજરથી જોતા હોવાથી, જયારેબી તે પારખતી જવા નીકલતી હતી, ત્યારે ધનજીશાહ કાંઇ નહી ને કાંઇ બાંહણે હીલ્લાને અટકાવતા હતા, અને સીલ્લા તેથી મનમાં ને મનમાં બહુજ મુંજાતી હતી. પોતાનું પુનામાં આવેલું હીલ્લાને બીલકુલ નકકામું લાગ્યું.

'હવે હું શું કરૂં' હીલ્લા મનમાં વિચાર કરવા લાગી. 'વખત પાણીના રેલાની કાની વહી જાયછ, 'ને હજુ મારાથી કંઇ બનિયું નથી. બમનશાહ બંગાલીની જીંદગીનો જરાબી ભરૂસો નથી, 'ને તેવણ જો રૂસતમને પોતાનો વારસ ઠેરવી જાય, તો-

પણ અંતે એક દાહડો હીલ્લા સાથ રૂસતમને મેલાપ થયો. એ મેલાપ ખુદરતની મેહરબાનીથી આપોઆપ થયો. ઉનાલાની એક સુંદર સમી સાંજના સીલ્લા ધી લીલીના બાગમાં હીલ્લા સાથ ફરતી હતી, તેવામાં સીલ્લાની નજર બાગના દરવાજા ઉપર એકાએક પડવાથી તે ખુશીથી ચમકી બોલી:-

'કોણ રૂસતમબા ! !'

હીલ્લા આ નામ સાંભલી ચમકી, અને તુરતજ તેણીએ પોતાની સામે રૂસતમને ઉભેલો જોયો.

'હું મારી તરફથી તમુને મુબારકબાદી આપવા આયોછ હીલ્લાં.' રૂસતમ અનકાભરયા અવાજે બોલ્યો. 'હું સુનામાય સાથે તે દાહડે આવનાર હતો, પણ, પણ—

રૂસતમ કાંઇ આગલ બોલતો હતો, પણ સીલ્લાને પાસે ઉભેલી જોઇ તે મુંગો રેહી ગયો.

'સીલ્લા મને જરા હીલ્લા સાથ તનાહીમાં ખાનગી વાત કરવા દેશો?' રૂસતમે સીલ્લાને કહયું. 'મને એવણ સાથ કંઇ ખાસ વાત કરવીછ.'

'રૂસતમ, તમને જેબી કેહવુ હોય તે સીલ્લાની રૂબરૂ કેહતા કાંય નહી ? એમાં શું છે ?' હીલ્લાએ કહયું.

'મારી ખાતરી છે કે એ હજી હીલ્લાને ચાહેછ.' સીલ્લા મનમાં બલાપો કરવા લાગી.

'મારી વાત જરા ખાનગી છે હીલ્લા.' રૂસતમે કહ્યું. 'સીલ્લા હિયાં બાગમાં ફરેછ, તેટલાં ચાલો આપણે સાંમેના 'ફુટપાથ' ઉપર ઝાડોની ઘટામાં જઇ ફરીયે.'

'સીલ્લા હું હમના આવી.' સીલ્લાએ રૂસતમ સાથ જવા હા પાડી કહ્યું. 'ચાલો રૂસતમબા.'

બંગલાની સાંમે આવેલા 'ફુટ-પાથ' ઉપર સીલ્લા રૂસતમ સાથે ફરવા લાગી, અને સીલ્લા બાગમાંથી તે લોકને ફરતાં અને વાતો કરતાં જોઇ અદેખાઇથી બાવરી બની ગઇ.

'મારે કંઇ ખાનગી વાત કરવીછ!' સીલ્લા રડમસ થઇ હીલ્લાના ગયા પછી બોલી. 'એ બે જન વચ્ચે ખાનગી વાત શું હોશે? સીલ્લાને રૂસતમ સાથ એટલી બધી શું ઓલખાણ પડી ગેઇ, કે વલી ખાનગી વાત કેહવા ચાલી ચલાવી હિયાં સુધી તે આયો?'

સીલ્લાની નજરમાં જેહર આવ્યું હતું.

'હીલ્લા, તમુને એવી નાલાયક ચાલ નહીં ચલાવવી ઉતી!' રૂસતમે ફુટ-પાથ ઉપર જઇ પુગતાંજ કહ્યું. 'તમે ઘણુંજ ખરાબ કીધું!'

'એટલે?' હીલ્લાએ આવા નાલાયક સખુનો સાંભલી ડોલા ફેરવી વાત કરવા માંડી.

'એટલે તમે મને બનાવી ગીયાં! તમે મને 'હથેલીમાં ચાન' દેખાડી ગીયાં.' રૂસતમે જવાબ દીધો. 'તમે મને આસ આપી નિરાસ કીધો!'

'રૂસતમબા———'

'સાંભલો હીલ્લા.' રૂસતમ વચમાં બોલી ઉઠયો. 'તમે મને ચાહતાં'તાં. તમે મને ચાહયો'તો. તમે ધનજીશાહના ધણીઆણી થવા તેની સાથ પરણયાં! તમારીથી બેવડી ઉંમરના મોહટા શખસ સાથ તમે પરણયાં! શું કરવા? ફક્ત આએ ધી. લીલી જેવા ઉમદા મકાનના ધણીઆણી થવા! ફક્ત પઇસા ઉપર પરણયાં! પઇસા પુંજવા માટે પરણયાં મારૂં મકાંન છોડી જવાની તમુને કંઇ જરૂર ઉતી નહી. હીલ્લા, તમે મારાં માય સાથ પરણવાના ઉતાં કે મારી સાથ? પારબતી તમે એકાએક છોડી ગીયાં તો ખેર, પણ જવા આગમજ મને ખુલાસો કરી જવો ઉતો. તે ખુલાસો તમે કીધો નહી. તમે મને દગો દીધો,'ને પઇસાને ખાતર તમે તમારી ખીલતી જવાનીનો ભોગ આપીયો.'

'રૂસતમબા, તમારે જોઇએ તે મારે વાસ્તે ધારવા તમે મુખત્યાર છેઓ.' હીલ્લા બોલી. 'તમારે જોઇએ તો તમે એમબી ધારો, કે હું તમારા પ્યારમાં પડી'તી.'

'હું કંઇ સદા ગરીબ રેહવાનો નહી ઉતો.' રૂસતમ બોલ્યો. 'જો તેમ વિચાર કરી તમે આએ પગલું ભરીયું હોય, તો તમારી મુરખાઇથી તમોએ

મોહટી ભુલ કીધીછ. હું તવંગર થયા વિના રેહનાર નથી. ખલકનુમાનો એખલો વારેસ હું પોતે થવશ હીલ્લા, ને તે ઉપરાંત બમનશાહની બીજી મીલકતબી મારીજ છે.'

'હું નહીં ધારતી કે બમનશાહની કોઇબી મીલકત તમુને મલે.' હીલ્લાને બોલ્યા વગર ચાલ્યું નહીં. 'હું પઇસાને ખાતર ધનજીશાહને પરણીછ એમ તમે ધારોછ, તો તમે શું પઇસાને ધીક્કારોછ? તમે તમારી કુસ્તી અને ગીરેબાન હાથમાં પકડી કસમ ઉપર કેહશો રૂસતમ, કે પઇસાને ખાતર તમે આજ સુધી કંઇબી બુરૂં કામ કીધું નથી?'

રૂસતમ સત્થાનો ચેહરો હીલ્લાના આ છેલ્લા સખુનો સાંભલી બીલકુલ ફીક્કો પડી ગયો.

'આદમી માતર ભુલને લાયક છે.' રૂસતમે પોતાના કપાલ ઉપર ફુટી નિકલેલો પરસેવો લુછી નાખી, પોતાનો ગભરાટ ઓછો કરવાની તજવીજ કીધી.

હીલ્લાએ રૂસતમની ખરી હાલત જોઇ લીધી, અને પોતાના બાપનું વેર લેવા માટે હવે કેવી રીતે રૂસતમ સાથ કામ લેવું, તેના ઠેડાવ ઉપર તે આવી, મનમાં બોલી: 'આએ માનસ એવી રીતે છટકાંમા પકડાવો મુશકેલ છે. જેવી રીતે એને મારા બાપને દગો દીધો'તો, તેવીજ રીતે મારે એને દગા અને ફરેબથી પકડવો જોઇએ.'

હીલ્લાએ પોતાનો જમનો હાથ ફરેબથી લાંબો કરી કહયું, અને રૂસતમે તે હાથ પોતાના હાથમાં પકડયો.

'રૂસતમ, ગેઇ ગુજરી ભુલી જાઓ. આજથી આપણુ વચ્ચેની દુશમની નિકલી ગેઇછ.'

ધી. લીલીના બાગની સાંમેના 'ફુટ-પાથ' ઉપર, સમી સાજને વખતે ઉપલી વાતચીત દરમ્યાન જયારે રૂસતમ હીલ્લાનો હાથ પોતાના હાથમાં પકડી ઉભો હતો, ત્યારે બાગની અંદર શું થતું હતું.!'

ધી. લીલીના કમપાઉન્ડમાં બાગની અંદર બે જન છુપાઇને આ નાસાગોસાના દાવમાં ભાગ લેતાં હતાં!

રૂસતમ અને હીલ્લા ઝાડને ઓથે 'ફુટ-પાથ' ઉપર શું કરતાં હતાં તે સીલ્લા, ધનજીશાહને ધી લીલીના કમપાઉન્ડમાંથી દેખાડતી હતી.

'એ બેઉ જન મને ખરતી કરી 'ફુટ-પાથ' ઉપર ગીયાં.' સીલ્લાએ ધનજીશાહને કહયું. 'રૂસતમને કાંઇ ખાનગી વાત હીલ્લાની સાથ કરવાની હોવાથી, મારી રૂબરૂ તે બોલી શકયો નહી. પણ ધનજીશાહ તમે રૂસતમને જમવા બેસાડશો કે?'

'નહી?' ધનજીશાહે ગુસ્સામાં કહયું.

'આવતી કાલે હું પારખતી આવશ ત્યારે જરૂર તમુને મલશ રૂસતમ.' હીલ્લા બોલી. 'મારી સખી તમે કેવી રંગીછ તે હું જોવા માંગુંછ.'

બાગમાં છુપાઇ ધનજીશાહે જે કાંઇ જોયું હતું, તે ઉપરથી હવે તેવણ પોતાનો શક પુરેપુરો ખરો પડેલો સમજ્યા!

'મારીજ ભુલ થઇ.' ધનજીશાહ પોતાના ઓરડામાં જઇ ખુરસી ઉપર અઢેલાઇ પડી મનમાં બોલ્યા. 'ચાલીસ વરસની ઉમરે અઘાર વરશની એક જુવાન છોકરીને પરણી, પ્યારને પ્રીતની આસા રાખવી, એના જેવી મુરખાઇ બીજી શું હોય?'

ધનજીશાહ આગલના જેવા નથી રેહયા, એમ હવે હીલ્લા પોતાના મનમાં સમજવા લાગી. અગરજો હીલ્લાએ પોતાના બાપનું વેર લેવાનુ કામ માથે લીધું નહી હોતે, તો ધનજીશાહનાં સંસાર સુખમા જે સડો હાલ પડતો જાય છે, તે કદી પડતે નહી, અને હીલ્લાથી તેનો ભવ સુખી થતે. પણ જેમ જેમ વખત વહેતો ગયો' તેમ તેમ ધણી ધણીઆણી એક બીજાંની અનગમતી ચાલથી બેદીલ થતાં ગયાં, અને ધનજીશાહનો શક મજબુત થવાથી તેવણ વેહમી બની ગયા. એ વેહમના વધવાથી બંને જન વચ્ચે પ્રીત ઓછી થતી ગઇ, જુદાઇ વધતી ગઇ, અને જુદાઇના વધવાથી અંતે અદેખાઇનો અંગાર ભડકુ લેઇ ઉઠયો.

ધનજીશાહની મરજી ઉપરાંત હીલ્લા ઘણી વખત પારખતી ગઇ ખરી, પણ તેવો કાંઇભી ભેદ રૂસતમના બાબમાં તે મેલવી શકી નહી, કે જેથી બમનશાહ આગલ તેણીને ઉઘાડો પાડવાને બની આવે.

હીલ્લાને પારખતી તરફ પોતાની મરજી ઉપરાંત જતી આવતી જાણી, ધનજીશાહે એક બીજીજ હિકમત હીલ્લાને રૂસતમથી દુર રાખવા શોધી કાહડી. સીલ્લાને લીલીમાંજ રાખી, રૂસતમને તેવણ દરરોજ પોતાને ત્યાં ખાવાપીવા બોલાવવા લાગ્યા, અને એમ કરી સીલ્લાની પ્રીતમાં રૂસતમને નાખવાનું એક નવું છટકું તેવણે ગોઠવ્યું. એમ કીધાથી હીલ્લા પારખતી જતી અટકી ખરી, પણ તેને બદલે રૂસતમ લીલીમાં આવતો જતો થયો. મુવા નહી ને ભુત! હીલ્લા પારખતીમાં ગઇ નહી, એટલે રૂસતમ લીલીમાં આવતો જતો થયો, એ બધું એકનુ એકજ હતું.

એ રીતે રૂસતમનો ધી લીલીમાં પગપેસારો થયો, અને હીલ્લા તેથી વધુ સંતોશ પામી. પણ ધનજીશાહ કાંઇ બેદરકાર બન્યા નહી હતા. તેવણ રૂસતમ અને હીલ્લા ઉપર ઘણીજ બારીક નજરથી જોતા હતા.

દેખતી આંખે ધનજીશાહ આંધલા બનવા રાજી નહી હતા. હીલ્લાના રસ્તામાંથી રૂસતમને દુર કરવા ધનજીશાહે સીલ્લાને રૂસતમ સાથ અહરાવાની એકદમ રજા આપી. હીલ્લા તેથી નારાજ થઇ, જેમ જેમ ધનજીશાહ સાથ

જીકર કરવા લાગી, તેમ તેમ તેવણુ વધારે અદેખા બનતા ગયા. અંતે વાત એટલાં સુધી વધી ગઇ કે હુજતના મારયા ધનજીશાહે રૂસતમ સાથ સીલ્લાને એક દાહડે અદરાવી, અને લગનનો દાહડોબી નકકી કરી નાખયો.

સુનામાયના હરખનો પાર રહયો નહી. તેવણુના દીલની મોહટામાં મોહટી મુરાદ જે સીલ્લા જેવી દોલતમંદ વહુ મેલવવાની હતી, તે અંતે પાર પડી. રૂસતમે પોતાની માયનું કેહયુ કબુલ કરી, સીલ્લાને પોતાની ધણીઆણી તરીકે કબુલ કીધી ખરી, પણુ હજી તે હીલ્લાને અંદરખાનેથી ચાહતો હતો.

લગનનો દિવસ દીવાલી પછી બેસતી ચાંદરાતનો નકકી કીધો હતો. ધનજીશાહે એવુંબી નકકી કીધું, કે લગન થયા પછી રૂસતમે પોતાની મોહરદારને લેઇ કોઇ લાંબી મુસાફરીએ નિકલી જવું, અને લગભગ બાર માસ સુધી પુને પાછું ફરવું નહી.

સીલ્લાના લગનની વાત ધનજીશાહને મોહડેથી સાંભલી હીલ્લા ધણીજ દલગીર થઇ ગઇ.

'એટલાં જલદી લગન થીઆં?' હીલ્લાએ નાસીપાસીભરીએ અવાજે ધનજીશાહને પુછયું. 'ચોમાસું તો બેસી ચુકયું, અને દીવાલીને કંઇ ઘણો વખત રેહયો નથી?'

ધનજીશાહે હીલ્લાની નાસીપાસી જોઇ જવાબ દીધો.

'ઢીલ કરવાની શું જરૂર છે.'

હીલ્લા પાછી ગુપચુપ થઇ ગઇ. તે શું કેહ? સીલ્લાના લગન વચ્ચે તે કેવી રીતે પડી શકે?

એકજ ઇલાજ હીલ્લાને આવે સમે સુજ પડયો, અને તે એજ કે ધનજીશાહને પોતાના ખરા ભેદથી જાણીતા કરવા, અને રૂસતમનું પાપ પકડવામાં તેવણુની મદદ લેવી. પણુ તેમ કરવું તેણીને દાહપણુભર્યું લાગ્યું નહી. પોતાના ધણીનો સ્વભાવ અને તેવણુની બદલાયલી ચાલચલન જોઇ, તેવણુ તેણીના વિચારને કદાચ હસી કાહડશે, અને જેમ પેસુ પેન્ટરે તેણીને રૂસતમ વિશે શક દેખાડયો હતો, તેમ ધનજીશાહબી તેણીની મુરખાઇ સાંભલી તેણીને ઠપકો આપશે, એમ સમજી હીલ્લાએ પોતાના ધણીને પોતાનો ભેદ જણાવી દેવાનો વિચાર ફેરવી નાખ્યો, અને કોઇબી જોખમે પોતેજ એકલે હાથે એ કાંમનુ સેવટ લાવવું, એવા ઠેડાવ ઉપર આવી.

સીલ્લાના લગનનો દિવસ નકકી કીધા પછી, ધનજીશાહ કાગને ડોલે તે દિવસની રાહ જોતા બેઠા, સબબ તેવણે નકકી માન્યું કે, સીલ્લાને લેઇ રૂસતમ કોઇ લાંબી મુસાફરીએ નિકલી જશે, એટલે હીલ્લા જરૂર તેવણુને ચાહશે!

---

# પ્રકરણ ૨૧ મું.

———:o:———

## હીલ્લાનો નવો હિમાયતી.

હીલ્લા કોઇ નવા ઠેડાવ ઉપર આવી. હવે તે જુદીજ રીતે કાંમ લેવા લાગી.

બમનશાહ બંગાલી જેવણુ આજ વરશો થયાં પોતાની લથડતી તંનદરોસ્તીને લીધે કુંજરા અને બરીએલ બની ગયા હતા, તેવણ ધનજીશાહનાં ધણીઆણી તરફ દીકરી સમાન વાહલથી જોવા લાગ્યા હતા.

હીલ્લાને પેહલવેહલી જોયા પછી બમનશાહનું અરધું દુઃખ દફે થાઇ ગયું હોય, એમ તેવણુને લાગ્યું. પારબતી છોડી હીલ્લા મુંબઇ જતી રેહી છે, અને તે હવે પાછી ફરનાર નથી, એવી ખબર જયારે બમનશાહે જાણી, ત્યારે તેવણ ઘણાજ દલગીર થયા હતા. પણ જયારે તેજ હીલ્લા ધી લીલીવાલા ધનજીશાહની ધણીઆણી થઇને પાછી પુને આવી તેવણુની પડોસમાંજ વસી છે, એમ જાણતાંજ તેવણુનાં આંગમાં જાણે નવું લોહી આવ્યું હોય, એવા તેવણ દેખાવા લાગ્યા.

પણ ધના અને ગુલીની આંખોથી એ કેમ દેખી શકાય ! હીલ્લા, બમનશાહ કાકા આગલ આવી રોજ કલાકના કલાક બેસી વાતો કરે, અને બમનશાહ હીલ્લાનો હાથ પકડી. પોતાના મરનાંર દોસ્ત વીકાજી તાલેવંતાને યાદ કરી પોતાની આંખમાંથી બોર બોર જેવાં આંસુ પાડે, એ સઘલું આ એકલપેતી છોકરીઓથી કેમ સાંખી શકાય ! ધનાએ હીલ્લાને ઘણુંબી અપમાન કીધાં, અને ગુલીએ અસેમસે ઘણુંબી તેણીને કેહી સંભલાવ્યું, પણ હીલ્લાએ બમનશાહનો પીછો મુકયોજ નહી.

હીલ્લાની હાજરી બમનશાહની તબીયત ઉપર કાંઇ અજાએબ અસ કરતી હતી, અને તેટલાં માટેજ બમનશાહે ગુલી અને ધનાને ખાસ તાકીદ કીધી હતી, કે દરરોજ સાંજના ચાર વાગ્યા પછી, હીલ્લાને તેડી લાવવા સારૂ તેવણુની ગાડી 'લીલીમા' મોકલી આપવી. બમનશાહના એ હુકમથી ખલકનુમામા હીલ્લા તેમજ ધનજીશાહ કોઇબી વખતે આવતાં જતાં હતાં.

હીલ્લાને ખલકનુમામા આવવા જવાનો આવી રીતનો હક મલ્યા પછી, ગુલી અને ધનાના પેટમાં ઉદરડાં દોડવા લાગ્યાં. તે લોકની ફીકરમાં ફિકર એ હતી, કે રખે બમનશાહ હીલ્લાને, વીકાજી તાલેવંતાની છોકરી સમજી, પોતાની બધી દોલત આપી જાય.બમનશાહને ઉંધાં ચ-તાં સમજાવી રૂસતમને પુનેથી બાહાર કાહડી, હવે તે લોક પસ્તાવા લાગ્યા, સબબ, બમનશાહની દોલત જો રૂસતમને મલે, તો ગુલી તેમજ ધનાનો કાંઇબી લાભ સચવાય, એવી તે લોક હવે આશા કરવા લાગ્યાં. પણ આએ અરદેશર

અરધાની હીલ્લાને જો બમનશાહ પોતાની દોલત આપે, તો જરૂર સઘળે જન રખડી જાય, એમ તે લોક ધાસ્તાં હતાં.

બમનશાહને સેહજબી વેહમ હીલ્લાના ખોટાં નામ વાસ્તે ગયો નહી. વીકાજી તાલેવંતાના ચેહરા સાથ તેણીનો ચેહરો મલતો જોઇ, તેવણ ફક્ત અજબ થાઇ કુદરતની કારીગરીનાં વખાન કરવા લાગ્યા, અને હીલ્લાની સીકલ જોઇ પોતાની જીંદગીના આગલા બનાવોને પાછા યાદ કરી, વીકાજી અને પોતા વચ્ચે બાઝેલી દોસ્તીનો હેવાલ અને હકિકત કોઇ કોઇ વાર હીલ્લાને લંબાણથી સંભલાવી તેવણ મનમાં મોજ મેલવતા હતા.

હીલ્લા તે હેવાલ અને હકિકત હિંમત રાખી ધ્યાનથી સાંભલતી હતી, બાજે વખત તે દલગીર થતી, અને બાજે વખત તે પોતાની આંખમાં આંસુ લાવી રડતી હતી.

'ના રડ, દીકરા ના રડ' પોતાની હકિકત સાંભલી હીલ્લાને રડતી જોઇ બમનશાહે કેહયું. 'મારા દુઃખથી તું દુઃખી ના થા. વીકાજી તાલેવંતાની સીકલ તારા જેવીજ ઉતી. હજી મારી પાસે તેની એક સબી છે. હીલ્લા, તે સબી હું તુંને ભેટ કરશ. આજે વીકાજી જો જીવતો હોતે, તો તેની ઉંમર સી-તેર વરસની હોતે. તેનો ચેહરો ને તારો ચેહરો આબાદ મલતો આવેછ. તે સબી હું મારા વીલમાં તારા નામ ઉપર કરી જવશ. જો કે તેની કિંમત કંઇ ઘણી મોહટી નથી, પણ મને તે સબી ઘણીજ પ્યારી છે. દીકરા હીલ્લા, તું જો ગરીબ હોતે, તો હું તુંને કંઇ પઇસા આપી જતે, પણ તું એક માતબર ધણીની ધણીઆણી છે, એટલે હું વધારે શું કેહું ? વલી મેં મારા પઇસાની વેંહચણી બધી કરી નાખીછ, 'ને મારે માથે એક બીજી ગમભીર ફરજ બજાવવાની હોવાથી, હું દીકરા હીલ્લા તારે સારૂ કંઇબી વધારે કરી શકું એમ નથી.'

ઉંધી ખોપરીવાલી ગુલી અને ધના બમનશાહના બોલવાની મતલબ જુદીજ સમજ્યાં. કાકાને મોહડેથી આએ સખુનો સાંભલી તે લોક ખુશી થયાં, અને હીલ્લાને એમ બાહરો બાહરથી બમનશાહે ઉડાવેલી સમજી, નિરાંતે બેસી તે લોક વાત સાંભલવા લાગ્યાં.

તેમજ બમનશાહના બોલવાની મતલબ હીલ્લાબી જુદીજ સમજી. તે બમનશાહને બોલતાં સાંભલી મનમાં બોલી: ' નખ્ખોદ, જે ગમભીર ફરજ બજાવવા એવણ એટલા ઇનતેજાર દેખાયછ, તે રખે રૂસ્તમ સત્થાને પોતાનો વારેસ ઠેડવવા બાબેનીજ ફરજ હોય.'

* * * *

દાહડા પાણીના રેળા મીસાલ નિકલી ગયા.

પુનાની 'સીઝન' પુરી થઇ, અને તે 'સીઝન'ના પુરાં થવા સાથ, ચોમાસુબી પુરૂ થવા આવ્યું, પણ હજી હીલ્લા રૂસતમને ગુનેહગાર ઠેડવવા

માટે કાંઇબી પુરાવો મેલવી શકી નહી. સીલ્લાના લગનનો દાહડોબી નજ-દીક આવતો ગયો. લગનની તઇયારીઓ ધનજીશાહે આગમજથી કરવા માંડી. મુંબઇથી સીલ્લાને સારૂ ધનજીશાહે ખાસ નવા નવા રંગની સાડીઓ, અને કસબી કોરો મંગાવી. વલી પોલકા અને બુટ, તથા લેસ અને રીબન સીલ્લાની મરજી પ્રમાણે આવી લાગ્યાં, અને એ સઘલી ધામ-ધુમ જોઇ, હીલ્લા પોતાની નિશફલતા ઉપર અફસોસ કરી, પેસુ પેન્ટરે કેહલા બોલોને યાદ કરવા લાગી.

હીલ્લાએ આવે સમે પેસુની મદદ અને સલ્લાહ લેવાનો પાછો વિચાર કરી, તેની ઉપર નીચલું કાગજ લખ્યું.

સપટેમ્બર ૩૦ મી ૧૮૯—
ધી લીલી.
પુના.

સદા મેહરબાન ભાઇજી પેસુબા,

મને ઉમેદ છે, કે તમો મુંબઇમાં સારી સુખાકારી ભોગવતા હશો, તેમજ મીઠાંમાસીની તબીયતબી સારી હશે.

ભાઇ પેસુબા, આજે મને તમારા બોલેલા બોલ યાદ આવે છે. પુને આવ્યા પછી હું ધારતી હતી, કે મારૂં ધારેલું કામ હું સેહલાઇથી બનાવી શકશ, પણ હજી હું કાંઇ કરી શકી નથી. રૂસતમ સતથો પુનામાં છે. તે મારી નજરની સાંમે રોજ ફરે છે. પણ મારાથી કાંઇ બની શકતું નથી. હું શું કરૂં? સપટેમબર મહીનો પુરો થયો, અને અકટોબર ચાલુ થશે. દીવાલીબી આવી લાગી, અને અંતે સીલ્લા રૂસ્તમને પરણી જશે. બમન-શાહબી સીકના સીક ચાલ્યા કરે છે. તેવણની તબીયતનો બીલકુલ ભરૂસો નથી, અને મને લાગેછ, કે રૂસતમના નામ ઉપર તેવણ બધી દોલત કરી જશે. હવે કેમ કામ કરવું, તેના વિચારમાં હું પડીછ. વાસ્તે ભાઇ પેસુબા. કાંઇબી કરી તમે થોડા દાહડા હીયાં આવી જાઓ. તમારી મદદ અને સલ્લાહની મને ઘણીજ જરૂર છે. તમે આવશો તો મારૂં કામ જરૂર સુધરશે, એમ હું ધારૂંછ.

થોડે લખવે ઘણું કરી જાણજો.

લા૦ વાહલા ભાઇ
હું છું
તમારી દુવાગીર બેહન

**હીલ્લા ધનજીશાહ સોલીસીટર.**

એજ કાગજ સાથ હીલ્લાએ એક બીજું કાગજ મીઠાંમાસી ઉપર પોતાને ત્યાં પુને મહેમાન તરીકે આવવાને લખ્યું.

ધનજીશાહ ધારતા હતા, અને રૂસ્તમ વિચારતો હતો તેમ અગાઊ જો હીલ્લા પઇસાનેજ પુંજનારી હતે, અને ધનજીશાહ સાથે તેણીએ પઇસા ખાતરજ લગન કીધાં હતે, તો ગરીબીમાં વલગી રેહલાં પોતાના આગલા દોસ્તોને હીલ્લા આજે પોતાની તવંગરીમાં જરૂર ભુલી જતે.

મુંબઇમાં ચોમાસું હજી બરોબર પુરૂં થયેલું નહી હોવાથી, પેસુબાની નાટક કંપની શનિવાર સિવાયના સરવે બીજા ખેલો ખાલી બાંક અને ખુરસીઓ આગલ કરતી હોવાથી, પેસુબાએ બેજનજી બમનજમને સમજાવી એક માસની રજા માગી, મીઠાંમાસી સાથ તે પુને નિકલી ગયો, અને એ બંને માય દીકરાંને હીલ્લાએ પોતાને ત્યાં ખરાં દીલથી આવકાર દઇ ધી લીલીમાં ઉતારો આપ્યો.

હીલ્લાએ પેહલેજ દિવસે ખાનગીમાં પોતાની સરવે હકિકતો જણાવી કેહયું. 'એ કામ રૂસ્તમનુંજ છે, અને જો તેજ શખસ એ રૂસતમ હોય, તો સીલ્લાની સાથ પરણવા તે બીલકુલ નાલાયક છે. બમનશાહ એકાએક મરી જાય એની હાલતમાં છે, અને હજી સુધી હું કાંઇ કરી શકી નથી પેસુબા.'

લાંબી વાતચીત હીલ્લા સાથ કીધા પછી, સેવટે રૂસતમને ઉંધાડો પાડવામાં પેસુબાએ હીલ્લાને પોતાની મદદ આપવાની કબુલાત આપી. તેજ દિવસે સાંજના રૂસતમબા રાબેતા પ્રમાણે સીલ્લાને ધી લીલીમા મળવા આવ્યો ત્યારે હીલ્લાએ પેસુબા સાથે તેની ઓલખાંણ કરાવી.

તે દાહડે રાત્રે પેસુબા, રૂસતમ સાથે ઠીક વાતમાં ઉતરી પડયો. બંને જન પેન્ટર હોવાથી પોત પોતાના ધંધાની વાતચીતમાં તે લોક ને ઠીક ગમત પડી. અધુરાંમા પુરૂં પોહચેલા પેસુએ ટેબલ ઉપર રૂસતમને જરા વધારે, 'બબ્બો' પાઇ તેને લટર-પટર બનાવી આગલ પાછલની વાત કાહડી, અને તે કેટલાં અને કેવાં ઉંડા પાણીમાં ફરતો હતો, તેની મણત્રી કરી લીધી.

'કેમ પેસુબા, ગઇ રાતની વાતચીત ઉપરથી તમે શું અટકલ કીધી?' હીલ્લાએ બીજે દિવસે સહવારના પેસુને પુછ્યું.

'રૂસતમ ઘણોજ ખંઢો, ને બાહોશ પોરીયો છે હીલ્લા.' પેસુએ પોતાનો અનુભવ કહયો. 'એ શખસની હાલ કેવી ચાલચલણ છે, 'ને હાલ એ શું કરેછ, તે ઉપર બારીક નજર રાખવાથી કંઇ શુકરવાર થનાર નથી. પણ એની ચાલચલણ અગાઉ કેવી હતી, 'ને અગાઉ એ શું કરતો'તો, 'ને એના સોબતીઓ કેવા હતા, તે શોધી કાહડવું જોઇએ. હીલ્લા. તમે કોઇ દાહડે એના 'સ્ટુડીયો'મા ગીયાંતાં?'

'હા,' હીલ્લાએ તુરત જવાબ દીધો. 'પારબતીમાં એનો 'સ્ટુડીયો' છે. ત્યાં હું ઘણી વખત ગેહતી.'

'ત્યારે આજે બપોરના આપણ સીલ્લાને લેઇ એનો 'સ્ટુડીયો' જોવા પારબતી જઇએ.' પેસુએ હીલ્લા સાથ મસલત કીધી. 'હું એની આગલી ચાલચલણુનો ભેદ એને ચીતારેલા ચીતારો ઉપરથી કદાચ મેલવી શકસ. એક ચીતારો પોતાના ચીતારમાં પોતાના દીલનો ગુપ્ત ભેદ આપોઆપ વગર પુછવે ખુલ્લો કરેછ. કોઇબી રીતે રૂસતમનો 'સ્ટુડીયો' હું જોવા માગુછ હીલ્લા.'

'એમાં કંઇ મુશકેલી નથી.' હીલ્લા બોલી. 'સીલ્લા તો પારબતીમા ખુશીથી આવવા તઇયાર થશે. હું મારી લેન્ડો ગાડી જોડવાનો બે વાગે હુકમ આપુંછ.'

---

## પ્રકરણ ૨૨ મું.

—:૦:—

### પીળાં ચામડાંનો પોર્ટફોલીયો.

છાંડાવાલી છોકરીને પોતાની વહુ કરવાની નેમમાં સુનામાય અંતે ફાવેલાં હોવાથી, હાલ તુરત તેવણ હીલ્લાંને તાહડી મીઠીજ રાખતાં હતાં, સબબ સીલ્લા હજી હીલ્લાના 'ચાર્જ'માં હશે, એમ તેવણ ધારતાં હતાં.

સીલ્લાને સુનામાય કાંઇ ઓછી ચાહતાં નહી હતાં. પણ ખરૂં પુછાવો, તો સુનામાય સીલ્લાના કરતાં સીલ્લાના પઇસાને વધારે ચાહતાં હતાં.

હીલ્લાની દરખાસ્ત ઉપરથી રૂસતમનો 'સ્ટુડીયો' પેસુબાને દેખાડવાનું સીલ્લાએ તુરતજ પોતાને માથે લીધું. હીલ્લાએ પોતાની ગાડી જોડાવી, અને સીલ્લા પોતાના વાહલા 'રૂસી' (કારણકે સીલ્લા અદરાયા પછી રૂસતમબાને 'રૂસી'ના લાડકા નામથી તે બોલાવતી હતી.) નો 'સ્ટુડીયો' દેખાડવા માટે હરખાતી મલકાતી અને છલકાતી, હીલ્લા અને પેસુબાને પોતાની સાથે લઇ પારબતી આવી.

સીલ્લાને સાસરે આવેલી જોઇ સુનામાય ઓવરાઇ પોવરાઇ થોડાં થોડાં થઇ જવા લાગ્યાં, અને હીલ્લાને પણ નામને ખાતર માન અકરામ આપવાની આનાકાની સાથે તેવણને ફરજ પડી.

સીલ્લાએ પેસુબા સાથ સુનામાયની ઓલખ કરાવ્યા બાદ, હીલ્લા અને પેસુબાને રૂસતમનો 'સ્ટુડીયો' દેખાડવા, સીલ્લા માલ ઉપર પોતા સાથે લેઇ ગઇ.

હીલ્લાને આવેલી જોઇ રૂસતમ મનમાં ઘણોજ ખુશી થયો, અને સીલ્લાની ફરમાસ ઉપરથી તેણે પોતાનો 'સ્ટુડીયો,' પેસુબાને દેખાડવાની જરાબી આનાકાની કીધી નહી.

'મારૂં કામ [illegible] તમુને પસંદ નહી પડશે મી૦ પેસુબા.' [illegible] બોલ્યો. 'અલાદીનનો મેહલ, અલી બંદુગાના લોક, [illegible]દર રાજાની દરબાર, પાણીનાં ધોધ, અને જંગલના મકાનો જેવું કામ [illegible] ચીતારવાની કાંહથી હોય ?'

'નાટકના પરદા ચીતારવામાં [illegible] વધારે ધ્યાન [illegible] ઉપર આપવું પડેછ.' પેસુબા બોલ્યો.

'આએ મારા 'રૂસીની ધોબણ' જોઇ કે પેસુબા ?' સીલ્લાએ [illegible] દેખાડવા પેસુબાને ઉકમાઇથી બોલાવ્યો.

પેસુબા અને હીલ્લા, 'રૂસતમની ધોબણને' જોવા ગયાં, અને હીલ્લા તે ધોબણને જોઇ બોલી:

'એ ધોબણના માથાં ઉપર કપડાંનો ગાંસડો જોયો કે? જાણે [illegible] હાથે કરીને એ કપડાં ઉચકી લેઇએ ?'

'આએ 'અપવિત્ર થાએલી સતી !' રૂસતમ ધોબણના પીકચરપરથી પેસુબાનુ ધ્યાન ખસેડવાની હિકમત કરી બોલ્યો.

'એ આએ કોણ ?' પેસુબાએ બીજું એક પીકચર જોઇ પુછયું.

'એ તો 'ઉઇન કેનવાસવાલા હોરાજી, અને ત્રીજે મારની પીલાઇ, સીલ્લા પીકચર હેઠલ લખેલી લાઇન વાંચી બોલી.

'ઉઇન કેનવાસવાલા હોરાજી ?' પેસુબાએ સવાલ કીધો.

'હાં. ઉઇન કેનવાસવાલો હોરો.' રૂસતમે ખુલાસો કીધો. 'સુંબાના સુધારાવાલાં બઇરાંઓને ફેશનની શોખીની માટે ઉધાર પીરસનાર કરનાર કાપડનો વેપારી ! આએ પાસે ઉભેલી છોકરી તે તેનું ઘરાક ! ત્રીજે મારની 'પીલાઇ !' જોયું કેની ઉધાર માંગવા માટે કેવા કાલાવાલા કરેછ તે ! રૂપીયા એકનો માલ ઉધાર આપી ચાર લેવાની કબુલત કરેછ.'

'પણ આએ જોયા કે? આએ ગાંસડીમાથી ઉનના રંગ કેમ મજેના દુરથી દેખાયછ તે ?' સીલ્લા બોલી. 'ને આએ પેલું પીકચર જોયું કે ?'

'એ શું છે વલી ?' પેસુબો નજર ફેરવી બીજી તરફ જોઇ પુછયું.

'ધરમ ઠગ !' રૂસતમે જવાબ દીધો. ' એ પીચકરનું નામ મે 'ધરમ ઠગ આપીયુંછ !'

'ધરમ ઠગ એટલે કે પગે માળલાં મારી મોહડે સમ પુકારે તે !' હીલ્લાએ અનકા કીધા.

' એ બધાં પીચકરો કરતાં, તમે 'લેન્ડસ્કેપ' ઉપર જો [illegible] તો વધારે સારૂ.' પેસુબાએ કેહયું. 'હું નહી ધારતો કે તમે 'લેન્ડસ્કેપ,' ચીતારતા હોવો રૂસતમબા.'

'મે ઘણી વખત 'લેન્ડસ્કેપ' ચીતારેલા છે.' રૂસતમે જવાબ દીધો. 'મારે [illegible]

ચામડાંના 'પોર્ટફોલીયા'માંથી પેલા કાળા ચામડાંવાળામાંથી કેટલાક નમુના તમને જરૂર પસંદ પડતા નિકળશે. પેલા પીળા ચામડાંવાળો પોર્ટફોલીયો નહી હાં! તેમાં તો મારાં ખાનગી ચીતારો કે ખાનગી નોંધો છે.'

રૂસતમના કાળાં અને પીળાં ચામડાંના બંને પોર્ટફોલીયા એક પરદાની પછવાડે ઓરડાના ખુનામાં ટેબલ ઉપર પડેલા હતા. હીલ્લા અને પેસુબા, તથા સીલ્લા અને રૂસતમ કાળાં ચામડાંવાલા પોર્ટફોલીયામાંથી ચીતારો કાહડી જોવા લાગ્યાં, એવામાં બંગલાના કમ્પાઉન્ડની બાહાર એક મદારી વાંદરાંનો ખેલ કરવા આવી લાગ્યો.

પેસુબાને મન આ મદારીને જાણે ફરેસ્તાએ મોકલ્યો હતો! અત્યાર સુધી રૂસતમના 'સ્ટુડીયો'માં ચલાવેલી તપાસ ઉપરથી પેસુબા ઘણોજ નાસીપાસ થઇ ગયો હતો, સબબ તેની ગણત્રી પ્રમાણે રૂસતમની જીંદગીના આગલા બનાવો સાથ તાલુકો રાખે, એવો એકબી ચીતાર હજી પેસુબાને હાથ લાગ્યો નહી હતો. પેસુબાની નાસીપાસીનો પાર રેહયો નહી. રૂસતમે પોતાના કાળાં ચામડાંવાલા પોર્ટફોલીયા માહેલા ચીતારો જોવાની રજા આપી, પીળાં ચામડાંવાળા પોર્ટફોલીયાની અંદરના ચીતારોને ખાનગી જણાવ્યાથી, પેસુબા વધારે શકમંદ થયો. પણ રૂસ્તમ તથા સીલ્લા તેની આગલ ઉભેલાં હોવાથી, પેસુબા પીળાં ચામડાંવાલા પોર્ટફોલીયાને હાથ લગાડી શકયો નહી, એવામાં મદારીનું રસ્તા ઉપર આવવું થયાથી, સીલ્લાંએ આ ચીતાર જોવાના કરતાં, વાંદરાંનો તમાશો જોવાનું વધારે પસંદ પડ્યું, અને મદારીના ઢોલકાંનો અવાજ સાંભલતાંજ તે બારી આગળ દોડી ગઇ; અને રૂસ્તમને પણ તેણીએ પોતાની આગળ બોલાવી લીધો.

મદારીએ દેવજી ઘસારીયાં અને રતન વહુની નકલ ભજવી બતાવવા પોતાના વાંદર—ખેલાડીઓને કપડાં પેહડાવીને ખેલની શરૂઆત કીધી, અને તેજ વખતે રૂસતમ તથા સીલ્લાને, પોતાથી દુર, બારી આગળ ઉભેલાં જોઇ, પેસુબાએ એક જબરી હિમતથી જોખમ ભરયું પગલું ભરયું.

એ પગલું શું હતું!

પેલો પીળાં ચામડાંવાલો ખાનગી પોર્ટફોલીયો પેસુબાએ ઝટપટ તેજ વખતે ઉઘાડયો, અને તેમાંથી રૂસતમના ખાનગી ચીતારની એક ચોપડી કાહડી, તે ઝડપથી તપાસવા લાગ્યો.

પેસુબાએ તેમાં ઘણા પીકચરો તપાસી જોયાં, પણ તેણે કાંઇબી શોધી કાહડયું નહી.

'લતીફા બેગમ'—અમીર જાન,' પેસુબા તે ચોપડી માહેલા પીકચરો નીચે લખેલાં નામો વાંચી મનમાં બડબડવા લાગ્યો: 'મોતીજાન, હુસેની, મીસ મેરી કેનડન, પારસી મડમ નાટકકાર! જમીલા. વાહ! આમાં તો બધી મુંબઇની નાચવાલીઓ છે! ચેહરાની નકલબી આબેહુબ પડેછ. વાહ બોઇઓ!

આએ શું ? ગેયટી ઠીએટર ! રાજાબાઇ ટાવર, રાતનો દેખાવ ! ! યુનીવરસીટી ગારડન ! આ બધા ચીતારો ઉપરથી એવું માલમ પડેછ હીલ્લા, કે રૂસતમને નાટકનો ઘણોજ શોખ હોવો જોઇએ. અરે પણ સબર સબર ! !' પેસુબા પોતાની તપાસ ચલાવતાં એકાએક અટકી પડી બોલ્યો.

'કેમ પેસુબા ?' હીલ્લાએ ધીમે અવાજે પુછ્યું.

'આપણે જબરી ભુલ ખાધી.' પેસુ બોલ્યો.

'અરે પણ તમે જલદી કરોની.' હીલ્લા બારી તરફ જોઇ બોલી. 'પેલો આવી જશે તો-----

'આએ ચીતારો કાંઇ રૂસતમના નથી ! !' પેસુ બોલ્યો. 'એ તો કોઇ બીજાએ ચીતારેલા હોય એમ લાગેછ.'

'એના નહી તો બીજા કોણના ?' હીલ્લાએ પુછયું.

'એના તો નથીજ.' પેસુ બોલ્યો. 'લતીફા-હુસેની, અને મેરી ફેનટન-વાલાં પીકચરોની હેઠલ રૂસતમે પોતાનું નામ ખુલ્લા હરફે લખેલું છે. એ ચીતાર બીજા ચીતાર કરતાં સારા છે ખરા, પણ આએ બીજા ચીતારોની હેઠલ રૂસતમ નામને બદલે કોઇ બીજાનું નામ છે; અને તેની એક 'મોનો ગામ' અને P. છે ! ! !'

'શું S (એસ) અને P. (પી)' હીલ્લા ચમકીને બોલી. 'સોરાબ પઠાંન ! ! S (એસ) અને P. (પી) એ બે હરફો મારા બાપના જુલ્લાં કાગજમાં જે શખસનું નામ લખાયલું છે, તેના નામના પેહલાં હરફો છે. જલદી કરો પેસુબા. પેલો આવી જશે તો બધી મેહનત----

દેવજી ઘસારયા અને રતની વહુનો વાંદર ખેલ એટલી રમુજ આપતો હતો, કે સીલ્લા અને રૂસતમનું ધ્યાન તે જોવામાં બીલકુલ ગુંટાઇ ગયું હતું, અને હીલ્લા અને પેસુબા વિશે રૂસતમને સેહજબી ધ્યાન નહી રેહવાથી, પેસુબાએ પોતાની તપાસનું કાંમ આગલ ચલાવ્યું.

'એ આએ કોણ ?' પેસુ એક પીકચર જોઇ તેની નીચે લખેલો લેખ વાંચવા લાગ્યો 'મીસ મેરી ફેનટન ! પારસી મડમ નાટકકાર પારસણના લેબાસમાં. સોરાબ પઠાંણ મુંબઇ તા૦ ૩૧ મી મારચ ૧૮૯—આ કાગજ તમારી પાસે રાખો હીલ્લા.' પેસુએ જરાબી આનાકાની કીધા વગર પેલી ચોપડીમાંથી તે ચીતારવાલું કાગજ ફાડી હીલ્લાને આપ્યું. 'એજ તે શખ્સ છે. S. P. તે સોરાબ પઠાંનજ. ૧૮૯-સાલમાં એ કરાંચીમાં નહી, પણ મુંબઇમાં હતો, એમ આ ચીતાર ઉપરથી આપણ સાબેત કરી શકશું.'

પેસુએ તે પીકચર ચોપડીમાંથી ફાડી કાહડયું, અને હીલ્લાએ તે પીકચર પેસુ પાસથી લેઇ, ઝટ પોતાનાં બદીઆનની નીચે સંતાડી દઇ કહયું 'બીજુ કંઇ મલશે પેસુબા ! જરા આગલ જુવો ?'

હીલ્લાના કેહવા આગમજ પેસુએ તે ચોપડીના પાનાં ફેરવવા માંડયાં,

બેને એક બીજાને ચીતાર મોઇ તે અટકી પડયા.

એ ચીતારમાં એક નાહના જેવા ખોરડામાં એક ટેબલની ઉપર બે પારસીઓને સામાસામા બેસી પાસા ફેંકતા ચીતરયા હતા. એકનો ચેહરો સેહજ ઢંકાઇ ગયલો હતો, અને બીજો જે મોટી ઉંમરનો હતો, તે કોઇ ત્રીજા પારસી સાથ મસલત કરી પાસા ફેંકતો હોય, એમ દેખાતો હતો. ટેબલ ઉપર એક સલગેલું લેમ્પ, બ્રેન્ડી અને સોડાની બાટલી, અને ટંબલર તથા થોડાક રૂપીઆ પડેલા હતા.

આ ત્રીજા પારસીનો ચેહરો જોતાંજ હીલ્લાએ તુરતજ તેને પીછાણયો. તે કોઇજ નહી પણ પેલો ભરૂચા-પારસી, જેણે હીલ્લાને પોતાના બાપને મુકી એકલી ઘેર જવા સારૂ સમજાવ્યું હતું, તે હતો.

'મુંબઇ તા૦ ૧૬ મી મે ૧૮૯— સોરાબ પઠાંન.' પેસુ ચીતારની હેઠલ લખેલો લેખ વાંચી મનમાં બોલ્યો.' 'વીકાજી તાલેવંતા ૧૮૯--ના મે માસમાં ગુજરયા હતા, અને ત્યાર પછી આ ચીતારે ચીતારેલો છે, એમ સાબીત થાય છે.'

હીલ્લાએ આ ચીતારમાં પોતાના બાપની સીકલનું મલતાપણું તપાસી પોતાની ખાતરી કીધી. આ ચીતારબી પેસુએ રૂસતમની ચોપડીમાંથી તેજ વખતે ફાડી હીલ્લાને સવાધીન કીધો, અને તેજ વખતે હીલ્લાએ પોતાના બંદીખાનની નીચે તે ચીતારબી છુપાવી દીધો.

રૂસતમ દેવજી ધસારીયાની રમુજમાંથી હજી ફારગ થયો નહી હતો. પેરુબાએ પીળાં ચામડાંવાલો પોર્ટફોલીયો બંધ કરી તેની અસલ જગ્યા ઉપર મુકી દીધો, અને હીલ્લા કાંઇ જાણતી નહી હોય તેવું ડોલ ઘાલી હીલ્લા આગળ આવી ઉભી.

# પ્રકરણ ૨૩ મું.

———:૦:———

## પેસુ પેન્ટરે કાંઇ નવી વાત જાણી.

'હવે હું આજ 'ને આજ ખલકકુમા જાઉછ પેસુબા.'

'શું કરવા ?'

'આ બે ચીતારો બમનશાહને દેખાડી, રૂસતમને ઉઘાડો પાડવા !'

'રૂસતમને ઉઘાડો પાડવા એટલી સાબેતી પુરતી નથી હીલ્લા;' પેસુએ કેહયું. 'બમનશાહ આ ચીતારો જોઇ રૂસતમને ગુનેહગાર ઠેડવવા બે આ કેહશે તો પછી ?'

'તો મારા મરનાર બાપને હાથનું લખેલું કાગજ, હું તેવણને દેખાડશ.' હીલ્લા બોલી.

'તે કાગજમાં મરનાર વીકાજી તાલિબ'લા, સોરાબ પઠાંનનું નામ લખેછ! રૂસતમ સત્થાને સારૂ તેવણ કાંઇબી લખતા નથી.' પેસુએ જવાબ દીધો.

'ને આએ ચીતારોની બીને સોરાબ પઠાંન સહી છ !' હીલ્લાએ તકરાર કીધી. 'ને એ ચીતારો રૂસતમના પોર્ટફોલીઓમાંથી નિકલીઆછ !'

રૂસતમ સત્થાને તેવણ ગુનેહગાર ઠેડવી શકે નહી.' પેસુએ હજુ લેઇ કેહયું. 'રૂસતમ કેહશે, કે એ ચીતારો વિશે હું કંઇબી જાણતો નથી, તો પછી ? બેહન હીલ્લા, તુ ઉતાવલી ના થા. હજી રૂસતમને પુરેપુરો ઉઘાડો પાડવા જેટલી સાબેતી તેં મેલવી નથી.'

આએ વાતચીત પારબતીસાંથી પાછાં ફરયા પછી હીલ્લા અને પેસુ વચ્ચે થી હીલીસા થવા લાગી.

'પણ પેસુબા સીલ્લાના લગનનો દાહડો હવે નજદીક આવતો જાય છ. આપણ વધુ સાબેતીઓ મેલવીસે, તે આગમજ બમનશાહ જો મરી ગીયા, અથવા સીલ્લા રૂસતમ સાથ પરણી ગઇ, તો પછી ? નહી, નહી પેસુબા, બમનશાહ પાસે મને જવા દે, 'ને આએ બધી હકિકત તેવણ આગલ કહી, હું પોતે કોણ છેઉં તે જણાવવા દે. તેવણ મારૂં કેહયું બોલે બોલ માનશે એવી મને આસા છે.'

પણ પેસુને ગલે એ વાત ઉતરી નહી.

'હીલ્લા, તેં મારી મદદ માંગીછ, 'ને તે આપવા હું મુંઝાણી ગુને આવીઓછાં' પેસુએ જવાબ દીધો. 'તારી મરજી પ્રમાણે જો કામ કરવાનો તારો વિચાર હોય, તો તારે ગમે તેમ કરવા તુ મુખત્યાર છે. મને પુછવાની કંઇ જરૂર નથી.'

'નહી નહી પેસુબા.' હીલ્લાએ પોતાનો વિચાર ફેરવ્યો. 'તારી સલ્લાહની વિરૂધ હું કંઇબી કરવા માંગતી નથી. પણ હું એટલુંજ કેહુંછ, કે જો બમનશાહ——

'આંપરે સાબેલી મેલવીને તે આગમજ બમનશાહ જો મરી જાય, તો શું તેનો ઠપકો મારે માથે તુ મુકવા માંગેછ હીલ્લા?' પેસુ હસીને બોલી પડયો. 'એ આંય કાંઇ વગર ખાધાની મોરચી! 'આવ બલા, બોર પકડ ગલા; એ બલાસે ભાગના ભલા!'

હીલ્લા અને પેસુબાની આ વાતચીતમાં ખલલ પડી, સબબ, ધનજીશાહની ગાડી તેટલાં દરવાજામાં દાખલ થઇ, અને હીલ્લા તેવણુને કાંઇબી સવાલ કરે, તે આગમજ ગાડીમાંથી ઉતરતાંજ ધનજીશાહ બોલ્યા. "ખલકનુમામાં ગભરાટ ચાલી રેહોછ હીલ્લા. બમનશાહની તબીયતમાં બપોર પછી એકાએક બગાડ થવાથી ડાકટરોની દોડાદોડ ચાલી રેહીછ. હીલ્લા, બમનશાહ ગુજરી જાય તે આગમજ તું તેવણુને એક વખત મલી આવે, તો સારૂં!'

'તેવણુ ગુજરી જાય!' હીલ્લા અજબ થાઇ બોલી. 'ધન, તમારી ખાતરી છે કે બમનશાહ એટલા જલદી મરી જશે?'

'હું એમ ધારૂંછ.' ધનજીશાહે ખબરદારીથી જવાબ દીધો. 'ડાકટરોનું એવુંજ મત છે.'

'મારે તેવણુને જરૂર મલવું જોઇએ.' હીલ્લા પેસુ તરફ જોઇને બોલી. 'મગર ધન, તેવણુ આયાં ગીયાંને ઓલખેછ કે નહીં?'

'હા. સુધી તો ઠેકાણે છે, પણ ફકત શકતીજ ઓછી થતી જાયછ.' ધનજીશાહે જવાબ દીધો. 'હું હમણા ખલકનુમામાંથીજ આયો. હું આવતો'તો, તેટલાં સીતારામ સોલીસીટરનો મેનેજીંગ કલાર્ક દરવાજામાંજ મને મલીયો.'

'ધન, તમારૂં ત્યાં કેવી રીતે જવું થયું?' હીલ્લાએ અજબ થાઇ પુછયું.

'વીલ ઉપર સાક્ષી તરીકે સહી કરવા મને તેડાવીયો'તો.' ધનજીશાહ બોલ્યા. 'સીતારામ બમનશાહના જુના સોલીસીટર થાયછ. તેવણુ કામમાં રોકાયલા હોવાથી તેવણુનો મેનેજીંગ કલાર્ક રોશનઅલી આયો'તો. પણ અજબ જેવું તો એ છે, કે રેહી રેહીને બમનશાહે પોતાનું વીલ છેક આજે સાંજનાં કીધું!'

'ત્યારે તો તમે જાણતા હોશો, કે તેવણુ પોતાની દોલત કોણના નામ ઉપર કીધીછ?' હીલ્લાએ ઉનતેજારીથી સવાલ કીધો. 'તમે તે સહિ કીધું હોશેની ધન?'

'નહીં'. વીલમાં શું લખ્યું છ, તે સાક્ષી તરીકે સહી કરનારને જાણુવાની જરાબી જરૂર નથી.' ધનજીશાહે કહયું. 'ને તે જાણુવાની મેં દરકાર કીધીબી નહીં. ફકત બમનશાહે પોતાને ધ્રુજતે હાથે વીલ ઉપર પોતાની સહી કીધી, અને મેં તેની સામે મારી સાખ કીધી.'

'શું બમનશાહ બીજું કંઇજ બોલીયા નહીં?'

'બમનશાહને વીલ કીધા પછી નિરાંત થઇ હોય, એમ મને લાગું.' ધનજીશાહએ કહયું. 'પેલો મેનેજીંગ કલાર્ક 'રોશનઅલી વીલ પોતાની સાથે લેઇ જવા માંગતો'તો, પણુ બમનશાહે તે પોતાની પાસેજ રાખ્યું છ. તેવણુ તે વીલ ફરીથી વાંચી જોઇ, પોતાની ખાતરી કરવા માંગેછ, કે તેવણુની મતલબ પ્રમાણે તે વીલ થયું છ કે નહીં.'

'ધન, શું તમે કંઇજ અટકલ કરી શકતા નથી, કે વીલમાં બમનશાહે કોણુના નામ ઉપર પોતાની દોલત લખાવીછ?' હીલ્લાએ ફરીથી સવાલ કીધો, અને તેટલાં સીલ્લા ત્યાં આવી લ.ગી.

'બમનશાહે કોણુના નામ ઉપર દોલત લખી આપીછ, તેની ચીનતા તુંને કરવાની શું જરૂર પડી?' ધનજીશાહે તાંણો મારયો. 'તેની ચીનતા તો સીલ્લાને કરવી જોઇએ.'

'શાની ચીનતા ધનજીશાહ?' સીલ્લા બોલી.

'બમનશાહની દોલતની!' ધનજીશાહે જવાબ દીધો.

'હાજ તો.' સીલ્લા બોલી. 'બમનશાહની દોલત મારા રૂસીનેજ મલવાની. ગુલી 'ને ધનાને ઘણું જો મલે, તો વરસાન મલશે. પેલા લેપડુ ગલેપડુ વીકાજી તાલેવંતા ગુજરી ગીયાથી હવે કોઇનોબી હક બમનશાહની દોલત ઉપર પોંહચતે. હોય, તો તે મારા રૂસીનો છે. પેલી દુકતીઓએ મારા રૂસીને દુર કરવા સારૂં શું શું કીધું! તેને 'કરાંચી' 'ને 'કુવેટા' કહડાવ્યો! ત્યાં મારા રૂસીનું 'નેવર' ખેંચાયું! 'મેલેરીઅલ ફીવર' લાગુ પડી, 'ને તરેહવાર દુઃખ વેઠવાં પડયાં! પણ અંતે ફતેહ તો મારા રૂસીનીજ થઇ.'

'ત્યારે રૂસતમના નામ ઉપર વીલમાં બમનશાહે પોતાની બધી દોલત લખાવીછ નહીં ધનજીશાહ?' હીલ્લાએ ફરીથી સવાલ કીધો.

ધનજીશાહથી હવે વધુ સાંખી નહીં શકાવાથી તેવણે ચીરડાઇને પુછયું:—

'પણુ એ દોલત 'ને રૂસતમ સાથ તુંને શું લાગતું વલગતું છે, કે એટલી બધી તું તેને સારૂ પુછપરછ કરેછ?'

'તે હું તમુને પછી કહેવશ. પણુ તમે મને પેહલાં એટલુંજ કેહવો, કે શું રૂસતમના નામ ઉપર બમનશાહે પોતાની દોલત કીધીછ?'

'રૂસ્તમના કરાંચીથી પાછા ફરયા પછી બમનશાહે પોતાનું આગલું વીલ રદ કરી નવું વીલ કીધું, તેજ દેખાડી આપેછ, કે રૂસ્તમના નામ ઉપર બમનશાહે પોતાની દોલત કીધીછ.'

પેસુબાના કેહયા પ્રમાણે પુરેપુરી સાબેતી મલે ત્યાં સુધી ખોટી થયા વગર બીજો ઇલાજ હીલ્લાને કાંઇબી સુજ પડયો નહી. પણ એવી રીતે હીલ્લાને ખોટી થતાં પાલવ્યું નહી. જેમ જેમ હીલ્લાની ઇન્તેજારી વધતી ગઇ, તેમ તેમ ધનજીશાહને તે અકારી પડતી ગઇ. ધનજીશાહનો વેહમ દીન જતે વધતોજ ગયો, અને વેહમ વધ્યાથી તેનો સંસાર બગડતો ગયો અંતે ધણી ધણીઆંણી વચ્ચે જબરો કુસંપ વધી ગયો.

હીલ્લાની ખરાબી કાંઇ ઓછી નહી થઇ. રાત દહાડો એકજ જાતના વિચાર અને અંદેશામાં ગીરફતાર રેહતાં, તેણીની તબીયત જે લાંબો વખત થઇ લથડતી ચાલતી હતી, તે હવે વધારે લથડી ગઇ. તેણીનો સુંદર રૂપાલો ચેહરો ફિકકો પડી જતો, અને તેણીનું સુંદર બદન તવાઇ જતુ ધનજીશાહને માલમ પડયું, અને બાજે વખત હીલ્લાને કલાકના કલાક એકલી વિચારમાં બેઠેલી જોઇ, પોતાના સંસારની બરબાદી થયેલી સમજી, તેવણ મનમાં બહુજ દુખી થતા હતા.

હીલ્લાને વિચારમાં પડેલી જોઇ તેવણ બોલતા:—એને શું થાયછ, તેની કંઇ સમજ પડતી નથી! એ એમ કાંય કરતી હોશે! એ એટલી દુઃખી કોણુને ખાતર થતી હોશે?'

પણ હીલ્લાના દુઃખનું ખરૂં કારણ તો ફકત હીલ્લાજ જાણતી હતી.

સીલ્લાના લગનનો દાહડો નજદીક આવતો હોવાથી હીલ્લા વધારે દુઃખી થતી હતી. એ લગન અટકાવવા માટે પોતાથી બને તેટલું કરવા છતાં, ધનજીશાહ આગલ તે લાઇલાજ થઇ ગઇ, અને હવે કેવી રીતે કામ લેવું તેના વિચારમાં તે પડી.

બરાબર એક મહીનો સીલ્લાના લગનને હવે રહયો હતો

એજ વિચારમાં હીલ્લા પોતાના ઓરડામાં બેઠી હતી, તેટલાં પેસુબા એકાએક દાખલ થયો.

'કેમ પેસુબા! તું બાહાર કાંહ જાયછ?' હીલ્લાએ સવાલ કીધો.

'હું બાહાર જતો નથી, પણ હું બાહારથી આયો હીલ્લા.' પેસુએ જવાબ દીધો. 'પેલો તારો ધનધનઘોરી મલીયો'તો?'

કોણ!! રૂસ્તમ?' હીલ્લા પેસુનું બોલવું સમજી જઇ બોલી.

'વલી બીજું કોણ?' પેસુએ જવાબ દીધો. 'પણ મેં એક નવી વાત આજે જાણીછ?'

'નવી વાત?' હીલ્લા ખુશી થઇ બોલી 'ધીમે બોલ પેસુબા. પાસેના

ઓરડામાં મારા ધનજીશાહ લખવા બેઠાછ તેવણુ સાંભલે નહી. અરે ખુદા! આએ વાતનું ક્યારે સેવટ આવશે?'

'હવે એ વાતનુ જલ્દી સેવટ આવવું જોઇયે.' પેસુએ મત આપ્યું. 'એક વખત એવો હતો હીલ્લા, કે હું પોતે તુને એ વાતથી હાથ ઉઠાવવા કેહતો'તો. આજે તે વખત બદલાયોછ. હું એ શખસને ઉંધાડો પાડવા ઘણોજ ખંતી થયોછ. રૂસ્તમ એક ઘણો ખરાબ ને જોખમભરેલો આદમી છે. પેલી નીરદોશ છોકરી સીલ્લાનું નખ્ખોદ વલવા દેહું નહી જોઇએ.'

'પણ તેં નવી વાત શું જાણી પેસુબા?'

'તુને યાદ છે, થોડા દાહડાની વાત ઉપર ધનજીશાહ એવી ખબર લાયા'તા કે, બમનશાહે પોતાનું વીલ કીધું?'

'હા. ખલકનુમાંમાં ગભરાટ થયો તે દાહડે.'

'સીલ્લાબી તે વખતે ત્યાં ઉભેલી ઉતી નહી?'

'હા?'

'તે વાત સીલ્લાએ જરૂર રૂસ્તમને કેહી હોશે?'

'કેહવી તો જોઇએજ?'

'હા. 'ને રૂસતમે તે વાત જાણ્યા પછી શું કરવું, તે તેને શાખવવા જહું પડે, એમ હું ધારતો નથી.'

'એટલે?'

'એટલે એટલો!' પેસુબાએ જવાબ દીધો. 'સીલ્લાએ વીલની વાત રૂસતમને કેહી, 'ને રૂસતમનો જીવ ચઠપટમાં પડયો. તે લાગલો સીતારામ સોલીસીટરના કલાર્ક રોશનઅલીને મલીયો 'ને તેને લાલચ આપી વીલમાં શું લખીયુંછ તે જાણવા——

'પણ એ વાત તેં કેમ જાણી!' હીલ્લા વચમાં બોલી ઉઠી.

'કંઇ અજાએબ સંજોગ વચ્ચે એ વાત મેં જાણી.' પેસુબાએ જવાબ દીધો.

'પેસુબા, જરાબી લંબાન કીધા વગર એ વાત તેં કેમ જાણી તે મને કેહી દે.' હીલ્લાએ કરગરી કહયું.

'આજે હું સ્ટેશન ઉપર ફરવા ગીયો'તો. ત્યાંથી પાછો ફરતાં મેં રૂસતમને, એક મુસલમાન સાથ રોયલ ફેમીલી હોટલમાં દાખલ થતાં જોયો.' પેસુબાએ ટુકમાં જણાવ્યું. 'મને શક જવાથી, હું પાછલે દરવાજે હોટલમાં દાખલ થયો, 'ને જે ઓરડામાં રૂસતમ પેલા મુસલમાનને લેઇ બેઠો'તો, તેની પાસેના ઓરડામાં હું દાખલ થયો. હીલ્લા, લંબાન કરી હું તુને ઇનતેજાર કરવા માંગતો નથી. પેલો મુસલમાન તે કોઇજ નહીં, પણ સીતારામ સોલીસીટરનો કલાર્ક રોશનઅલી ઉતો, જેને બમનશાહનું વીલ લખીયું

'તું. મેં તે લોકની થોડી વાત સાંભલી, 'ને થોડી તે લોકે ઘણેજ ધીમે અવાજે કીધી, તે મને નહી સંભલાઇ.'

'ને રોશનઅલીએ વીલને સારૂ શું કેહયું ?'

'તે સખુન મારે કાને પડયા નથી.' પેસુએ કેહયું. 'પણ જેટલી વાત મેં સાંભલી, તે ઉપરથી મેં નકકી ગણત્રી કીધીછ કે-—

'કે બમનશાહનો વારસ રૂસતમ નથી.'

---

## પ્રકરણ ૨૪ મું.

—:o:—

### મુંબઇથી મલવા આવેલો પારસી !

મજકુર બનાવ જે દિવસે બન્યો, તેની બીજે દિવસે ધનજીશાહે સીલ્લાના વર રૂસતમખાને લીલીમાં જમવાનું ખાસ ઇજન કીધું હતું. સબબ લગનનો દિવસ હવે નજદીક આવતો જતો હોવાથી, રૂસતમ સાથે સીલ્લાના 'ટ્રસ્ટ'ના બાબમાં ધનજીશાહ કાંઇક ખાનગી વાત કરવા ધારતા હતા.

ધનજીશાહના ઇજનને માન આપી રૂસતમ, સાંજના ધી લીલી તરફ ફરતો ફરતો જઇ પુગ્યો. સીલ્લા તેને લેવા માટે બાગના દરવાજા ઉપર નવી સાડી પેહડી કયારની ઇનતેજારીથી ઉભી હતી.

સીલ્લાની નજર રૂસ્તમ ઉપર પડતાંજ તેણીએ તેના ચેહરાપરથી જોઇ લીધું, કે આજે કાંઇ નવું જુનું થયું છે ખરૂં !

'હલ્લો સીલ્લા:' રૂસતમે મારકુટ ફરી હસવાનું ડોલ ઘાલી પુછયું 'કેમ ડીયર, હીયાં કાંય ઉભીછ ?'

'તમારેજ સારૂં.' સીલ્લા રૂસતમનો હાથ પકડી બોલી. 'તમે પાંચ વાગતે આવનાર ઉતાની રૂસી ?'

'પાંચ ? હા. પાંચ લખીયા'તા ખરા, પણ બરાબર પાંચ વાગે અવાયું નહી.' રૂસતમે દરકાર વગર જવાબ દેઇ બાગમાં ચાલવા માંડયું.

'આવો જમાઇજી આવો.' પેસુબા રૂસતમ તરફ જોઇ મશકરીમાં બોલ્યો. 'એવાજ વાયદાના સાચ્ચા કે ? પાંચ કેહી સાડા છ થયા તોબી જમાઇજીનું ઠેકાણું મલે નહી ?'

'ભાઇ પેસુબા, હું દલગીર છેઉં કે મારાથી વખતસર અવાયું નહી.' રૂસતમે માફ માંગી કહયું. 'મારૂં નવું પીકચર પુરૂં કરી નાખવાની ઉતાવલમાં વખત થઇ ગીયો, તેની મને બીલકુલ ખબરબી નહી પડી.'

પેસુ અને હીલ્લા બંને રૂસતમના ચેહરામાં અને બોલવા ચાલવામાં અજાએબ જેવો ફેરફાર જોઇ વિચારમાં પડયાં. હીલ્લા ઘડીમાં પેસુ તરફ

અને ઘડીમાં રૂસતમ તરફ નજર કરી અજબ થતી હતી, અને ધનજીશાહ પોતાના ઓરડામાંથી હીલ્લાનો તમાશો પોતાની રાબેતાની રીત પ્રમાણે ઘુપાઇને જોતા હતા.

'મેં કેહયું તેમાં ફેર નહી પડે.' પેસુએ હીલ્લાના કાનમાં ફુંક મારી. 'એનો દેખાવજ કેહી આપેછ કે, એ !! રૂવાન રખડી ગીયાંછ ! બમનશાહે એના નામ ઉપર મીંઠુ મુકેલું છે. એમા જરાબી શક નથી.'

'એ કોણ? રૂસતમબા કે?' ધનજીશાહ ઓરડામાંથી બાહાર નીકલી બોલ્યા.

'હાજી.' રૂસતમે જવાબ દીધો. 'તમારો સેવક પોતે.'

'ઠીક ઠીક.' ધનજીશાહે બાહાર આવી રૂસતમની ખાંઢ ઉપર હાથ મુકી કહયું. 'રૂસતમ. તમારી સાથ સીલ્લાના 'ત્રસ્ટ' સારૂ મારે કંઇ ખાનગી વાત કરવીછ, વાસ્તે જમવા અગાઉ મને જરૂર મલજો.'

'ત્રસ્ટ વીશે વાત કરવીછ ?' ધનજીશાહની ગેરહાજરીમાં હીલ્લા તથા પેસુને સંભલાવવા રૂસતમે ખામખા સીલ્લા સાથ વાત કરવા માંડી. 'એવાં ત્રસ્ટની મને જરાબી દરકાર નથી. બીચારા ધનજીશાહ કદાચ એમ સમજતા હોશે, કે ત્રસ્ટની વાત સાંભલી રૂસતમ ખુશી થશે. પણ તેમ સમજવામાં તેવણ ભુલ કરશે. મારાં ખંભા ઉપર હું પુરેપુરો મુસ્તાક છેઉં સીલ્લા. જ્યાં સુધી મારી પીચ્છી મારે તાબે છે, ત્યાં સુધી પારકાના પઇસાની હું જરાબી આસા રાખતો નથી. બઇરીને પઇસે મોજ મારનાર, સસરાની પુંજી ઉપર ઉમેદ બાંધનારા, અને રાંઢીરાંડ સાસુને માથે પડેલા હરામખોર જમાઇઓને મારાં ફાટેલાં ખાસડાંની કીમત જેટલાબી હું ગણુતો નથી! ધનજીશાહ ત્રસ્ટને નામે મને મોટી ઉમેદ બાંધવા કેહતા હોશે, પણ રૂસતમ એટલો કમઅકલ નથી, કે બઇરીને તેના પઇસા ખાતર પરણી—

'પણ રૂસી, તમે એ તમારા વિચારો ધનજીશાહને જણાવો તો વધારે સારૂ.' સીલ્લા બોલી. 'હું તો જાણુતીબી નથી કે 'ત્રસ્ટ' તે શું છે, અને ત્રસ્ટ તે કેટલું છે ?'

'ને ત્રસ્ટ હશે, તો તે કેટલું હશે સીલ્લા?' રૂસતમે પાછું બોલવા માંડયું. 'પાંચ પંદર કે પચીસ હજાર હશે ઘણા હશે ! તો ચાલીસ પીસતાલીસ કે પચાસ હજાર હશે? પણ મને તેનુ શું કરવુંછ ?'

'હુંબી તેને શું કરવાની છેઉં.' સીલ્લા રૂસતમનો વિચાર પસંદ કરી બોલી. 'જેબી હોશે તે તમારૂંજ રૂસી ?'

રૂસતમની તમામ મતલબ પોતાને એક પાકકા ધરમ ઠમમા ખપાવવાની, અને પેસુ તથા હીલ્લાની નજરમાં પ્રમાણીક દેખાવ કરવાની હોવાથીજ, આવાં દાહપણભર્યાં ભાશણ તે લખતો હતો.

'બરાબર છ સીલ્લા. રૂસતમબાના વિચાર મને પસંદ છે.' પેસુબાએ વચમાં તાપસી પુરી. 'બઇરીના પઇસા ઉપર પરણનારાઓ તો હવે જરૂર ઉંધાડા પડવાનાજ. રીતની ભીખ જ્યારે તે લોક હવે માંગી શકતા નથી, ત્યારે તે નાપાકો હવે કોઇ છાંડાવાલી છોકરી, યા તો કોઇ છાંડાવાલી રંડીરાંડ સાસુને શોધતા ફરેછ! વધુ હસ્વા જેવું તો એ છે, કે તુમારા છોકરાઓ બાજે વખત પઇસાને ખાતર કોઇ છાંડાવાલી રંડાયલી બઇરી સાથે પરણી જાયછ. સુધારોબી શું શું શીખવેછ? જવાન છોકરીઓ, પઇસાને ખાતર પોતાના બાપની ઉમરના ઘરડાઓ સાથ જ્યારે પરણેછ, ત્યારે જવાન છોકરાઓ પઇસાને ખાતર પોતાની માયની ઉમરની રંડાયલી ઓરતો સાથ જો પરણે, તો તેમાં નવાઇ જેવું શું થયું!! મતલબ બંને બાબદમાં જોશો તો એકજ છે. પઇસા! પઇસા!'

'પણ મારો રૂસી મારા પઇસાની બીલકુલ દરકાર કરતોજ નથી પેસુબા.' સીલ્લાએ રૂસતમનો બચાવ કીધો. 'તમે જાણુતા નથી કે બમનશાહ બંગાલીનો વારેસ મારો રૂસી થનાર છે. બમનશાહની મીલકત ઉપર પેહલો હક મારા રૂસીનો છે. ધનજીશાહ તે દિવસે ખબર લાયા 'તા, કે બમનશાહની દોલત રૂસીનેજ મલવી જોઇએ.'

'હું એમ ધારૂછ કે બમનશાહની દોલત મનેજ મલવી જોઇએ.' રૂસતમે જવાબ દીધો. 'પણ તે પઇસાનીબી વેઠ કરવી મને પસંદ નથી! તે વાસ્તે તો હું બમનશાહની આગલ જવાના અખાડાજ કરૂંછ. તેવણને જોઇએ તેને વારેસ કાંય નહી કરતા! મને તેની જરાબી પરવા નથી!'

'કાંએ નહી તેવણ ગુલ્લી અને ધનાના નામ ઉપર કરી જાએ.' હીલ્લા બોલી. 'તે બીચારીઓ આજ વરસો થયાં જેહમત ઉઠાવી પોતાના કાકાની નોકરીમાં ઘસઇ પીસઇ તો ગેઇછ.'

'કાંએ નહી તેવણ કોઇ ધરમના કામમાં પોતાનું બધું નાણું આપી જાય, 'ને મુવાં જીવતાંના બાજ,રોજગારના નકકી કરી જાય.' પેસુબા બોલ્યો.

'તેમ બને નહી.' રૂસતમે જવાબ દીધો. 'બાજરોજગાર માટે તેવણ જો પોતાનું નાણું આપી જાય, તો હું પોતે તેવણનું વીલ ખોટું કરાંઉ! કાયદાથી લડીને તે ખોટું કરાંઉ! મને તે પઇસા લેવા હરામ છે, પણ બીજા વારેસોના ભલાંને ખાતર બાજરોજગારનું ધરમખાતું હું જરૂર ખોટું કરાવવા નિકલું! કોઇબી આદમીને પોતાની પુંજી એવાં કામમાં ચંદરોકાલ સુધી રોકી જવાની સત્તા કાયદો આપતોજ નથી. 'You know, perpetuity is held void by Law.'

પેસુબાએ મેલવેલી નવી ખબર, રૂસતમના આજના ચેનચાલા ઉપરથી ખરી માનવાનું હીલ્લાને દરેક કારણ હતું. રૂસતમના ચેહરામાં, તેની ચાલ ચલણમાં અને તેના બોલવા ચાલવામાં કાંઇ જુદીજ કિસમનો ફેરફાર આજે

હીલ્લાને દેખાતો હતો. સરવે સંજોગો ધ્યાનમાં લઇ હીલ્લાએ નકકી કીધું, કે પેસુબા જે નવી ખબર લાયો હતો, તેમાં જરાબી ફરક હોય એમ તેણીને લાગતું નહી હતું.

બમનશાહનો વારેસ રૂસતમ નેમાયો નથી, એમ જાણી હીલ્લાને હવે ધીરજ આવી. હવે કદાચ જો બમનશાહ એકાએક ગુજરીબી જાય, તો રૂસતમને તેવણુની દોલત મલનાર નથી, એમ ગણત્રી કરી ફકત સીલ્લાના લગન અટકાવવાના વિચારમાં હીલ્લા પડી.

તે કામ મુશકેલ હતું. હીલ્લા તે લગન કેમ અટકાવી શકે? લગનની તઇયારીઓ તો થઇ ચુકી હતી. કપડાં લત્તાં લેવાઇ ચુકયાં હતાં, અને દિવસબી નકકી થઇ ચુકયો હતો.

સીલ્લાનું કારજ ભાંજવાનો અને લગન અટકાવવાંનો સરવે અખત્યાર ધનજીશાહના હાથમાં હોવાથી તેમ કરવા માટે ધનજીશાહને સરવે ખરી હકિકતથી જાણીતા કીધા વગર બીજો કાંઇબી ઇલાજ હવે હીલ્લાનાં હાથમાં રેહયો નહી હતો.

'તેવણુ કદીબી સીલ્લાનુ ભવિશ ખરાબ થવા દેશે નહી.' હીલ્લા મનમાં બોલી. 'મારે સઘલી વાત હવે ખોલી દેવી જોઇએ. મારા મરનાર બાપના મોતની ખરી હકિકત એવણુને જણાવવી જોઇએ, 'ને રૂસતમ કેવું આદમી છે, તેથી એવણુને હવે જાણીતા કરવા જોઇએ.'

જમવાનો વખત થયો, પણ હંમેશનો રંગીલો રૂસતમ અગાઉના જેવો આજે ટેબલ ઉપર દેખાતો નહી હતો! ધનજીશાહબી તેના સ્વભાવમાં થયલો ફેરફાર જોઇ વિચારમાં પડયા હતા. જમાઇજી ભારમા બેઠા હશે, એમ સીલ્લા મનમાં સમજતી હતી, પણ પેસુબા રૂસતમના મનની ખરી હાલત જાણુતો હોવાથી તેને પજવીને, વધારે કફોડી હાલતમાં મુકવાની તે તજવિજ કરતો હતો.

ખાનાની ટેબલ ઉપર કાંઇ વધારે જાણુવા જેવું બન્યું નહી, પણ ધનજીશાહ રૂસતમની સલામતી લેવાડતા હતા, તેવામાં કારભારી ખટલા સુરતીએ આવી રૂસતમના હાથમાં એક કાર્ડ મુકી કહયું:—

'રૂસતમબા શેઠ, કોઇ પારસી મુંબઇથી આવેલો છે, 'ને આએ 'કયાટ' તમારી ઉપર મોકલવા મને આપેલું.'

હીલ્લા બારી નજરે તે કાર્ડ જોવા લાગી; પેસુ હીલ્લાને જોવા લાગ્યો; સીલ્લા પોતાના રૂસીનું મોહડું જોવા લાગી, અને ધનજીશાહ મુંબઇથી આવેલો આ પારસી જે હોલમાં બતીના ઉજાસ વચ્ચે ઉભો હતો, તેને લાંબી નજર કરી ટેબલ ઉપરથી જોવા લાગ્યા.

કાર્ડ વાંચતાંજ રૂસતમ ગુસ્સાથી લાલચોલ થાઇ ગયો, અને કોઇએ નહી પણ હીલ્લાએ રૂસ્તમના ચેહરા ઉપર થયલો આ ફેરફાર જોઇ લીધો.

'પણ એ હીયાં શું કરવા આયો? એને હીયાં કોણે મોકલી
રૂસ્તમે ખટલા સુરતીને પુછયું.

'એવન કેહછ, કે હું પેહલાં પારબતીમા ગયેલો, 'ને ત્યાંથી મોટાંબ
ધાંની આપી અને હીયાં મોકલેલો.' ખટલાએ ખુલાસો કીધો.

'વારૂં વારૂં, બોલાવ, અરે નહી, તેવણુને દેહકે હું આઉંછ.' રૂ
ગભરાટમાં પડી કહયું. 'ધનજીશાહ, બેઅદબી માફ કરજો. આએ પા
સાથે મારી ઘણી લાંબા વખતની દોસ્તી છે. પણ જરા કફોડા સ્વભ
આદમી છે, વાસ્તે હું તેને મલી હમણા પાછો આઉંછ.'

રૂસ્તમ ટેબલ ઉપરથી ઉઠી હોલમાં ગયો, અને ત્યાંથી પેલા પા
લેઇ તે બંગલાના ઓટલા ઉપર, બતીના ઉજાસ આગલ જઇ ઉભો. રૂસ્
ગયાથી હીલ્લાનો જીવ ચટપટમાં પરયો. રૂસ્તમનો મુંબઇથી આવેલ
દોસ્ત કોણુ હશે, તે હીલ્લાને જોયા વગર ચાલ્યું નહી. તેણીએ પ
ફરી નજર કીધી, અને તેજ વખતે તે ચમકી ટેબલ ઉપરથી એકદમ
હોલમાં ગઇ.

હીલ્લાએ આ મુંબઇથી આમેલા પારસીને તુરતજ ઓલખ્યો.
વખતે તેને જોયા છતાં, હીલ્લાએ તેનો ચેહરા, અને તેના પેહરવેશ ઉ
તેને તુરતજ પીછાણ્યો.

પાછાંણ્યો!

એ કોણુ હતો?

તે કોઇજ નહી પણ પેલો બરૂચો પારસી હતો, જે ૧૮૯
મુંબઇ મધે, એક રાતને સમે પોતાનાં દોસ્ત સાથ વીકાજી તાલ
રસ્તા ઉપર મલ્યો હતો, અને જેને હીલ્લાને એકલી ઘેરે જવા સ
હતી.

# પ્રકરણ ૨૫ મું.

—:•:—

## સીંગરના સીવવાના સંચાનો આડતીઓ.

હીલ્લાની દરેક હીલચાલ ધનજીશાહ અને પેસુબા બંને બારીકીથી તપાસતા હતા. પેસુબાએ હીલ્લાના ચેહરા ઉપરથી જોઇ લીધું, કે કાંઇ અસાધારણ બનાવ બને છે, અને ધનજીશાહ હમેશાની માફક હીલ્લાનો ચેહરો જોઇ પાછા ભરમમાંજ ગુંચવાવા લાગ્યા.

ગરીબ બીચારી સીલ્લા! ટેબલ ઉપર મચી રેહલા રંગમાં, આ નવા પારસીના આવવાથી ભંગ પડેલો જોઇ, તે રૂસતમના દોસ્તને મનમાં કાંઇ સેંકડો ગાલો દેવા લાગી! રૂસતમનો ચેહરો અને તેની ચાલચલણમાં થાયલો ફેરફાર સાંજથી જોઇ સીલ્લા ફિકર અને ચીનતામાં પડેલી તો હતીજ, તેમાં આ પારસીના આવ્યાથી, તે વધારે ગભરાટમાં પડી મનમાં બોલી:—

'એ મરેરે મુવો આવતો! શું થયું!! હીલ્લા ફીક્કી પડી ગેઇ? ધનજીશાહ રૂસતમને જોયા કરેછ, પેસુબા હીલ્લાને જોયા કરેછ, 'ને હીલ્લા રૂસતમને જોયા કરેછ! એ છે શું? મરેરે આજ સહવારથી મારી આંખબી ઉડયા કરતી 'હતી.'

'શું છે હીલ્લા?' ધનજીશાહે ટેબલપરથી ઉઠી હોલમાં જઇ હીલ્લાને પુછયું. 'તું ફગલાઇ ગેયલી કેમ લાગેછ? કંઇ બીહીધી તો નથી?'

'નહીં ધન. હું બીહીધી નથી. પણ ફકત----

'ફકત શું? બોલ, બોલ----

'રૂસતમના દોસ્ત ઉપર મારી નજર પડતાંજ, મેં તેને ઘણા વરસની વાત ઉપર મુંબઇમાં જોયો હોય, એવું મને લાગું.'

હીલ્લાને મોહડેથી આ સખુનો સાંભલી પેસુબા, હીલ્લાના ગભરાટનું ખરૂં કારણ સમજી ગીયો.

'ને તેથી તું એટલી બધી ફગલાઇ ગેઇ કે ધન?' ધનજીશાહે વધારે ખુલાસાની આશામાં સવાલ કીધો, અને હીલ્લાએ તેનો કાંઇબી જવાબ નહી દીધાથી ધનજીશાહ હમેશની માફક ભરમમાંજ ગુચવાવા લાગ્યા.

'મારી જીંદગી કરતાં મેં એને વધારે ચાહી. મેં એની ઉપર મારો બધો વીસ્વાસ મુકયો, 'ને અંતે આવું સેવટ આયું, પરણવા આગમજ એ કેવી નિરદોશ, કેવી ભોલી અને કેવી ભલી દેખાતી'તી; 'ને પરણ્યા પછી એ કેવી બદલાઇ ગેઇ! કેવો ભારી 'ને ભયંકર ફેરફાર એની અંદર થઇ ગીયો? હું કેવો ઠગાયો!'

ધનજીશાહ એવી કિસમના વિચારમાં પડેલા હતા, તેવામાં રૂસતમ પાછો હોલમાં દાખલ થયો, અને તેજ વખતે પેસુબાએ તેને સવાલ કીધો.

'એ કોણ ઉતું સતમબા?'

રૂસતમે પેસુને જવાબ દેવાની તસદી લીધી નહીં, એટલે ધનજીશાહે પુછ્યું

'તમારો દોસ્ત કાંહ છે રૂસતમ?'

'કેમ? તે તો ગીયો!'

'તો ભલાં આદમી, અંદર બોલાવી, જરા છાંટોપાણી આપતે?' ધનજીશાહે કહયું. 'જમતી વખતે કોઇ ચાલી ચલાવી આપરે ત્યાં આયું, તો કંઇ નહીં તો એટલું તો પુછવું'તું?'

'મેં જેમ તેમ કરી કાસર કાહડી.' રૂસતમે અનમનીયો જવાબ દીધો. 'જવા દેઓની, આવતે તો બાટલીનું માથું ભાંજતે!'

'કાસર કાહડી!' ધનજીશાહ બોલ્યા. 'ભલાં આદમી, મારાં ઘેરને કોઇ બુરૂ બોલશે. બાહાર જઇને કેહશે કે જમતી વખતે ધી લીલીમાં દોસ્તને મલવા ગીયો, તો જમવાનુ તો રેહયું, પણ એક દારૂનું ગલાસબી નહી પુછ્યું. જરા તેને અંદર લાવી ઓલખાન કરાવતે?'

ઓલખાન કરાવવા જેવું કંઇ લાગું નહી.' રૂસતમે જવાબ દીધો. 'વલી તે કંઇ મારો ખાસ દોસ્ત નહી ઉતો! લાંબા વખતની પીછાણ છે ખરી, પણ ચાલી ચલાવી તે હીયાં આયો, તેથી મને બીલકુલ પસંદ પડયું નહી. તે પારબતીમાં મને મલવા ગીયો, પણ ત્યાં મારો મેલાપ નહી થયો, તેથી તેને હીયાં આવવાની કંઇ જરૂર હતી નહી? લાંબા વખતની ઓલખાન હોય, તો તેનો શું આવો લાભ લેવો? મુવા આપરા લોક! નાપાકો કયારે 'એટીકેટ' શીખી મરશે?'

'પણ એ કોણ હતું રૂસતમબા?' પેસુબાએ ફરીથી બીજીવાર ખામખા એ સવાલ કીધો.

'એ ભરૂચનો રેહવાસી છે.' રૂસતમે જવાબ દીધો.' ને સીંગર કમ-પનીના સીવવાના સંચાનો એ ખાસ આડતીઓ છે! બચારો ઓલીઓ ગપાટ છે. પણ ઘણોજ ભાલો. ખાંમી એટલીજ, કે મોહડે જરા પીપીયું છે! બાકી માનસ ચોખું! દીવાની જોત જેવું!

'પીપીયું! 'Man good but conduot bad.'! પેસુબા મશકરીમાં બોલ્યો, અને સરવે જન હસી પડયાં.

'પુનામાં સીંગર કંમપનીના સીવવાના સંચાની આડત લેઇ, તેનો ખાસ ફેલાબો કરવાની મતલબથી તે આવેલો છે.' રૂસ્તમે વાત આગલ ચલાવી.' વેપારમાં નજર ઘણીજ ઉંડી છે.'

'અંહ! પણ રૂસ્તમબા, એની સાથ તમારી પીછાણ કાંહથી થઇ?' આ સવાલનો જવાબ આપવા આગમજ રૂસ્તમ પાછો વામાતામામાં

પડયો. તેના વામાતામા હીલ્લાએ સેહલાઇથી જોઇ લીધા, અને પેસુ પેન્ટરેબી જોઇને પોતાની ખાતરી કીધી.

'કાંહ એની સાથ મારી પીછાણ થાઇ?' રૂસ્તમે જવાબ દીધો. 'મુંબઇમાં.'

'કરાંચી જવા આગમજ.?' ધનજીશાહે સવાલ કીધો.

'હાજી. કરાંચી જવા આગમજ મુંબઇમાં.'

રૂસ્તમની આજની રાતની વાતચીત ઉપરથી ધનજીશાહ પુરેપુરા સંતોશ પામ્યા નહી. તેવણને રૂસતમ વિશે કાંઇ શક તો હતોજ, પણ તે શકમાં હવે વધારો થયો, અને રૂસતમની આજની વામાતામાભરી ચાલ, અને ઉડાવનારા જવાબો ઉપરથી તેવણ ઉલટા વધારે ગુંચવાડામાં આવી પડયા.

'ત્યારે તમારો સીંગર કમપનીનો આડતીયો પાછો હમણા કાંહ ગીયો?' ધનજીશાહે હવે રૂસતમને ઉલટપાલટ સવાલો કરવા માંડયા.

'પુનામા એ બીચારો પેહલીજ વાર આવેલો હોવાથી એને પારબતીમાં ઉતારો આપવો, એમ મારાં સુનામાય ઉપર મેં લખી મોકલ્યુંછ.' રૂસતમે જવાબ દીધો. 'મારાં માંય બચારાં કેવાં ભલાં છે, તે તો તમે જાણોછ ધનજીશાહ? મરતાંનેબી તેવણ મર કરી કેહતાં નથી.'

---

## પ્રકરણ ૨૬ મું.

—:o:—

### પેસુ લવંગ્યો!

પેલા ભરૂચા દોસ્તના પુને આવ્યા પછી, રૂસતમે 'ધી લીલીમાં' આવવાનું એકાએક બંધ કીધું. હીલ્લાના કરતાં સીલ્લા તેથી ઘણીજ ચટપટમાં પડી. તેણીની દલગીરીનો પાર રહયો નહી. પેસુબાબી રૂસતમની ગેરહાજરીનો સબબ અટકલી શકયો નહી.

આજથી સીલ્લાના લગનને ફકત એકવીસ દાહડા બાકી રેહયા હતા. ફકત એકવીસહ દાડા!

એ એકવીસ દાહડા પછી સીલ્લા રૂસતમની હકદાર ધણીઆણી થવાની હતી. તે શુભ દીવસની, અને તે શુભાગ્ય ઘડીની સીલ્લા કાગને ડોલે વાત જોતી હતી. રોજ તે એક એક દાહડો પોતાની આંગલી ઉપર ગણ્યા કરતી હતી.

એટલામાં પેસુબાની રજા પુરી થયાથી, તેમે મુંબઇ જવાની ફરજ પડી. હીલ્લાની સમજાવટથી પેસુએ પોતાના માલેક બેજનજી બમલમ ઉપર એક કાગજ લખી, બીજા એક મહીનાની રજા મંગાબી, પણ બેજનજી

ભમભમ પેસુ પેન્ટરને રજા આપી શકયા નહી, એટલે પેસુને મીઠાંમાસી સાથ એકદમ મુંબઇ ઉપડી જવું પડયું.

પેસુના ગયાંથી હીલ્લા એકલી પડી ગઇ. તેનો કિમતી સલ્લાહકાર અને મદદગાર જતો રેહવાથી તે ઘણીજ દલગીર થઇ ગઇ. પેસુ હીલ્લાને એવે વખતે છોડી ગયો, કે જયારે તેની મદદ અને સલ્લાહની હીલ્લાને ખાસ જરૂર હતી.

આવે જરૂરને સમે પેસુ જેવો મદદગાર ખોઇ બેસવાથી હીલ્લાની દલગીરીનો પાર રહયો નહી. સીલ્લા ખરૂં પુછતાં તો વેહમના વમલમાંજ અટવાતી હતી. હીલ્લાની દલગીરીથી વલી પાછું નવું તુફાન જાગ્યું! હીલ્લાની દલગીરી મુખ્ય કરી પેસુ પેન્ટરની ગેરહાજરીને લીધે જયારે હતી, ત્યારે સીલ્લા તે દલગીરી રૂસતમની ગેરહાજરીને લીધે સમજતી હતી. વળી ધનજીશાહબી હીલ્લાની આવી ચાલથી વેહમાવા લાગ્યા.

ગરીબ બીચારી હીલ્લા!

સીલ્લાના વેહમની દવા હતીજ નહી. હીલ્લા બીચારી એકને બદલે બેના વેહમની હવે ભોગ થઇ પડી. વેહમાયલા ધનજીશાહના વેહમની તે ભોગ થઇ પડેલી તો હતીજ, અને હવે તે સીલ્લાના નવા વેહમનો શેકાર થઇ પડી.

સીલ્લાનો વેહમ શું હતો?

'જ્યાં છે ત્યાં હીલ્લા મારા રૂસીના પ્યારમાં પડેલી છે.' સીલ્લા હીલ્લાની સાથે ઓટલા ઉપર બેસી મનમાં વિચારવા લાગી. 'ધનજીશાહના પઇસા અને દોલતને ખાતર હીલ્લા તેવણ સાથ પરણી હવે તે પસ્તાયછ, ને હું રૂસતમ સાથ પરણવા નીકલીછ, તે જાણી એ હવે એ દુ:ખી અને દલગીર થાયછ. પણ રૂસતમ શું હજી હીલ્લાને ચાહતો હોશે?'

હીલ્લા પોતાના વિચારમાં એકલી બેઠી હતી, અને સીલ્લા પોતાના સેખચલ્લી જેવા વિચારના પતંગ ચકાવતી હતી, તેવામાં ઘણે દાહડે રૂસ્તમ પોતાના પેલા ભરૂચા દોસ્તને સાથે લેઇ, 'લીલીના' કમ્પાઉંડમાં દાખલ થયો.

'કેમ હીલ્લા? કેમ છેઓ સીલ્લા?' રૂસતમે હસીને બંને જનને પુછ્યું. 'આએ મારા દોસ્ત મી૦ પેસતનજી લવંગ્યા.સીલ્લા ડીયર, માફ કરજે હં. ઘણા દાહડા થયા મારાથી તમારી આગલ આવવાને બન્યું નહી, પણ શું કરૂં? મી૦ પેસ્તનજી લવંગ્યા અગાઉ કોઇ દહાડે પુને આવેલા નહી, તેથી જરા એવણને હું ફેરવવામાં રોકાયો'તો.'

પેસુ લવંગ્યો હીલ્લા અને સીલ્લાને જોઇ હસીને કંમરમાંથી વાંકો વલી નમ્યો, અને પોતાના દોસ્ત રૂસતમના બચાવમાં પોતાની ફરમાસુ ભરૂચી ભાષામાં બોલ્યો;

'હા બેન, રૂસતમબા ખરૂં કહચ. મેં પુનુ પેહલીજ વાર જોયલું, તેથી મને મજાહ કરાવવામાં એવણુ પડેલા, તેથી તમારી આગલ એવણુ આએલા નહી, તેની એવણુને બદલે હું માફ માગુંછ.'

'રૂસી, તમે એવણુને કાંહ કાંહ ફેરવી લાયા?' સીલ્લાએ પોતાના વરના દોસ્તની ખાતરદારી કરવા પુછયું.

'મેં લગભગ એવણુને એટલા દાહડામાં જોવા જોગ સરવે જગ્યા દેખાડીછ.' રૂસતમે આંખ વીચી ગબડાવ્યું.

'હા બેન. બધું પુનું બંદો તમારા રૂસતમજીની મેરબાનીથી જોઇ વએરો.' પેસુ લવંગ્યાએ રૂસતમને ટેકો આપ્યો.

'તમે ખડકવાસલે ગીયા'તા કે પેસતનજી?' હીલ્લાએ પેસુને તપાસવાની મતલબથી સવાલ કીધો.

'નઇજી. ફક્ત એજ જોવાનું બાકી રેયુંછ.' પેસુ લવંગ્યાએ જવાબ દીધો.

'મંડાઇ દેખાડી, જુનો કિલ્લો દેખાડયો, પારબતી અને ખડકી દેખાડી.' રૂસતમે હીસાબ આપતાં પેસુને આખ મારી, અને પેસુએ સાથે ડોકું ધુનાવવા માંડયું.

'હા બેન, પારબતીબી જોઇ, 'ને ખડકીબી જોઇ. વલી સરના રૂસ્તમજી શેઠનો મેલબી જોયો.' પેસુ લવંગ્યો તાપસી પુરવા લાગ્યો, પણ રૂસતમને તેનું વધારે બોલવું પસંદ નહી પડવાથી, ડોલા કાહડી થોડું બોલવાની ઇશારત કીધી.

'તમે કાગજ બનાવવાની મીલ જોઇ કે?'

'નઇજી, ફક્ત એજ જોવાનુ બાકી રેહયુંછ.' પેસુએ જવાબ દીધો.

'ખડકીનું દારૂખાનું જોયું?' સીલ્લાએ પુછયું.

'નઇજી. ફક્ત એજ જોવાનું બાકી રેહયુંછ.' પેસુએ ફરીથી જવાબ દીધો.

પેસુ લવંગ્યાના એકના એક જવાબથી હીલ્લા સમજી ગઇ, કે પેસુએ એકબી ચીજ પુને આવ્યા પછી જોઇ નથી, અને રૂસતમે પોતાની ગેરહાજરીનું ખોટું બાહાણું દેખાડવા માટેજ પેસુ લવંગ્યાને ફેરવવામાં પોતે રોકાયો હતો, એમ જણાવ્યું હતું. ચીબાવલી અને છછાછલી સીલ્લાએ રૂસતમનુ કેહલું ખરૂં માની લીધું, પણ હીલ્લાને ગલે તે વાત ઉતરી નહી, અને તેથી તે પામી ગઇ કે રૂસતમ કાંઇ નવાં કારસ્તાનના કુકડાં ગુંચવવામાં રોકાયલો હોવો જોઇએ.

'તમે 'યરોડા' જેલમાં ગયલા કે પેસતનજી?' હીલ્લાએ ખામખા પેસુને ગેરવવાની મતલબથી મશ્કેરીમાં પુછયું.

'નઇજી.' પેસુ લવંગ્યો હીલ્લાના બોલવાની મતલબ સમજી પાણી

પાણી થઇ ગયો, અને રૂસતમબી મનમાં કાંદાનાં પાતરાંની માફક ફદફદવા લાગ્યો.

'યરોડા જેલમાં જોવા જેવું શું છે હીલ્લા ?' રૂસતમે પેસુના બચાવમાં હીલ્લાના સવાલનો ભેદ ઉલટાવી નાખવાની મતલબથી પુછ્યું.

'ઘણુંબી જોવાનું છે!' હીલ્લા બોલી, 'આએ દુનીયામાં લીધેલા જનમવાલા ભવમાં જીંદગી દરમ્યાન કરેલાં જબુન 'ને પાપી કામની સજા થવાનું ઠેકાણું જોવું હોય, તો એક જેલ છે! બીજાં લોકનો વિચાર ગમે તેવો હોય, પણ હું તો એમજ માનુંછ, કે પાપીઓને તેના પાપની સજા હીયાંને હીયાંજ થવી જોઇએ! મુવા પછી બેહસ્ત 'ને દોજખ કોણ જોઇ આવ્યુંછ? મારા વિચાર પ્રમાણે બદકાર પાપીઓને તેમના કરતુકની સજા તેમની કરણીના કાએદા પ્રમાણે આએજ દુનીઆમાં થાયછ. તેવા પાપીઓને જીવતાં જીવત જે દોજખ મલેછ, તે આ જેલ છે! જેલ એટલે દોજખ 'ને દોજખ એટલે જેલ! એ દોજખમાં સરવે જાતના ગુનેહગારોને તેના પાપ પ્રમાણે સજા થાયછ. જેલમાં સરવે જાતના પાપીઓને આપણ જોઇએછ. ખુની, લુટારા, ચોર, ગલાંફાંસુ, છાકટા અને જુગારીઓનેબી સેવટે હીયાંજ આવવું પડેછ.'

કરણીના કાએદાનો હીલ્લાએ આપેલો ટુંકો સાર સાંભલી, રૂસતમ અને પેસુ લવંગીયાના કપાલ ઉપર એકાએક પસીનો ફુટી નિકલ્યો. રૂસતમ હીલ્લાના ભેદી ભાશણના ભરમને પોંહચી શકયો નહી, પણ લુચ્છો, અને બારેગાંઠ પોહચેલ લવંગીયો, હીલ્લાનું બોલવું આબાદ પોતાને લાગું પાડી, મનમાંજ લરજવા લાગ્યો, અને હીલ્લાએ તે જોઇ પોતાની ખાતરી કરી લીધી, કે તેના બાપને ફસાવવામાં રૂસતમની સાથે જે બીજો શખસ સામેલ થયો હતો, તે કોઇજ નહી પણ આ પેસુ લવંગીયો હતો, કે જેની આબેહુબ સબી રૂસતમના પોર્ટફોલીયામાંથી મેલવેલા ચીતારમાં મલી હતી, અને જે રૂસતમેજ ચીતારી હતી.

'હીલ્લા, આજે પવન ઠંડો ફુકેછ, 'ને તું નકામી શું કરવા એવી હવામાં એટલા ઉપર બેઠીછ?' ધનજીશાહે ગાડીમાંથી ઉતરતાંજ કહ્યું. 'સરદી થશેની! સાહેબજી રૂસતમબા. એ આએ સાહેબ કોણ? તમારા પેલા દોસ્તદાર કે?'

'તમારો સેવક પેસતનજી પધમજી લવંગીયા.' પેસુએ નમીને જવાબ દીધો.

'પાન, આજે તમે કંઇ વેહલા આયા?' હીલ્લાએ પુછ્યું.

'હા. તમુને કંઇ મારા આયાથી અડચણ તો નથીની?' ધનજીશાહે ગંભીર અવાજે પુછ્યું, અને હીલ્લા ધનજીશાહની આવી ફેરવાયલી ઢબનો જવાબ સાંભલી મુગીજ રેહી.

'જોયું કેની! એને મારી બીલકુલ દરકાર છેજ નહીં.' ધનજીશાહ હીલ્લાને મુગી રેહલી જોઇ મનમા બોલ્યા. 'જુઠાઇએ પોતાનો બચાવ કરવાનીબી એ તજવિજ કરતી નથી.'

'જોયું કેની! મને એવણ બીલકુલ ચાહતાજ નથી.' ધનજીશાહનો જવાબ સાંભલી હીલ્લા મનમાં રડમસ થઇ બોલી. 'જો મને ચાહતા હોતે, તો આવો જવાબ દેતે?'

હીલ્લાને ચુપ થઇ ગયેલી જોઇ ધનજીશાહે ફરીથી બોલવા માંડયું:—

'હીલ્લા, બમનશાહ ઘણાજ ગભરાયછ! હું બપોર પછી ત્યાંજ હતો. ડાકટરોનું એવું મત છે, કે હવે માન માન બમનશાહ એક અઠવાડયું કાહડે તો ભાયગ.'

આ નવા સનાનના સમાચાર સાંભલી હીલ્લા દઘાઇજ ગઇ, અને ગુપચુપ નિચી નજર કરી વિચારમાં પડી.

'ત્યારે તો હું જરૂર તેવણને મલશ.' હીલ્લા પાકકા ઠેડાવ ઉપર આવી મનમાં બોલી. 'જે થવાનું હોશે તે થશે, પણ હું જઇને હવે બધી વાત તેવણને એકદમ કેહી દેઉં. હું કોણ છેઉ, તે જણાવી દેઉં, 'ને મારા બાપનું ખુન કોણે કીધુંછ, તે તેવણને ખોલ્લું કરી કેહી દેઇ, હું મારૂં વેર લેઉં.'

'બમનશાહની તબીયત શું એટલી બધી બગડીછ ધનજીશાહ?' રૂસતમે સવાલ કીધો.

'હા રૂસતમ.' ધનજીશાહે જવાબ દીધો. 'ને હું ધારૂંછ, કે તમે હવે ખલકતુમાના માલેક થશો ખરા!'

'તેમાં શું વલીયું.' રૂસતમ બોલ્યો. 'વખતે હુ થાંઉ, 'ને વખતે નહીબી થાંઉ, તો તેમાં નવાઇ જેવુંબી કંઇજ નથી.'

———

# પ્રકરણ ૨૭ મું.

—:o:—

## 'હું ભલો કે મારો ભાઈ—તું ઢેડ 'ને એ કસાઇ.'

રૂસતમના દોસ્ત પેસુ લવંગીયા તરફ ધનજીશાહ સોલીસીટરે ઘણું ધ્યાંન આપ્યું નહી, અને તેની પીછાણ કરવાની તેવણે સેહજબી મરજ નહી જણાવ્યાથી રૂસતમે પોતાના ભરૂચા દોસ્તને લેઇ પારબતી તર ચાલવા માંડયું.

રૂસતમનેબી તેવુંજ જોઇતું હતું. સોલીસીટર ધનજીશાહ સાથે પેસુ લવંગીયાની ઓળખાણ કરાવવા તે બીલકુલ રાજી હતોજ નહી. પણ પેસુ જ્યારે ઘણોજ બજીદ થયો, ત્યારેજ રૂસતમ તેને 'લીલી'માં આજે પોતાની સાથે લેઇ આવ્યો હતો.

'જોયું.' રૂસતમે પેસુ લવંગીયાને કેહયું. 'જે ધનજીશાહને સારૂ હું તુંને કેહતો'તો, તે એ પારસી.'

'જોયો જોયો!' પેસુ બોલ્યો. 'ધીકરો ધરનારીનો, ને નામ ધારપસા' મીજાસનો કુતરો! રાણીનો સા—! નાખપર માખ બેસે, તો નાખજ કાંપી નાખે તેવો!'

'ને પેલીને સારૂં તેં શું ધારયું?' રૂસતમે બીજો સવાલ કીધો.

'પેલી તે કેઇ? તારી બઇરી ર્ત'. કે તારી બઇરીની સાથે ઉભેલી પેલી બીજી બઇરી?'

'મારી બઇરીને સારૂં હું પુછતો નથી.' રૂસતમે ખુલાસો કીધો. 'ધનજીશાહની બઇરીને સારૂં હું તુને પુછુંછ. તેને સારૂં તેં શું ધારયું?

'મેં તેને સારૂં ધાયરૂં તે તુંને ખરેખરૂં કેઉં કે સોરાબ, અરે ભુયલો! રૂસતમ.'

'તું મુવોરે નહી, પેસુ.' રૂસતમ છેડાઇ પડી બોલ્યો. 'એ તું ઘડી ઘડી સોરાબ સોરાબ સાનું બકી મરેછ? મને ફસાવવા સારૂ મેં તુને હીયાં તેડાવયોછ કે શું?'

'માફ કર ધોસ્ત. મને તારૂં આગલું નામ એટલું બદું યાદ રેહી ગીયુંછ, કે હાલનું તારૂં નામ ભુલી જાઉંછ.' પેસુએ માફ માગી કહયું. 'પણ હવે કાન ચીમતી લેઉંછ, કે સોરાબ પઠાંનના નામે તુંને કધીબી બોલાવવો નહી. હવે બોલ તું શું પુછેછ?'

'હીલ્લાને સારૂં તેં શું ધારયું?'

મેં શું ધાયરૂં? મે એ બઇરીને સારૂં એવું ધાયરૂં કે, એક હજારમાં એવી એકબી બઇરી હોશે નહી! હિંમતમાં, બોલવામાં, 'ને માનસના

દીલના વિચાર તેના મોહડાં ઉપરથી જાણી લેવામાં, ધનજીશાહની બહરી પેહલા નંભરની છે! ખુબસુરતીની વાત હું કરતો નથી હો કે! એક બહરી ખુબસુરત છે કે બદસુરત છે, તે તો ધોસ્ત તું જાણે, કેમકે તેનો અનુભવ મારા કરતાં તુને વધારે છે! કારણ કે તારાં તો ઘેરે ઘેર સાંસરાં! પણ એક આદમી કેવું છે, તે તેની વાત ઉપરથી જાણી લેવાનો અનુભવ તારા કરતાં મને વધારે છે હો! બચ્ચા રૂસતમ, જે કામને વાસ્તે તેં મને બોલાયવોછ, તે કામમાં જો આએ બહરી વચ્ચે હોય, તો ખુબ તરેહથી તુને હુશીઆર રેવું પડશે હો કે! જો આએ બહરી સાથે તુને કાંમ લેવું હોય, તો–

'હું જાણુંછ, કે હીલ્લા ઘણી બાહોશ 'ને અકલમંદ છે.' રૂસતમે જવાબ દીધો. 'પણ હીલ્લાની સાથે મને શું લેવડદેવડ છે, કે તે મારાં કામ વચ્ચે આવશે?'

'તારે એ નહીં તો બીજું કોણ તારા કામ વચ્ચે આવવા પ્રારેછ, તેનું નામ તો તું બોલતો નથી રૂસતમ?' પેસુએ પુછ્યું.

'તેનું નામ જાણવાથી તુંને કંઇ ફાયદો થનાર નથી પેસુ,' રૂસતમે પેસુને ઉડાવનારો જવાબ દીધો. 'તેં જે જે મદદ મને મારા કામમાં કીધીછ, ને હવે પછી તું જેબી મદદ મને મારાં કામમાં કરશે, તેનો બદલો તુને મનમાનતી રીતે મલે એટલે થયું?'

'એમ એમ.' પેસુ બોલ્યો. 'પણ બધલો કેવારે મલશે? જારે તારૂં કામ પાર પડશે તારે કેની? ને તે તો મારી મેહનતનો બધલો મલશે. પણ તારૂં કામ પાર પાડવાની મેં જે હિકમત સોધી કાહડી, તે હિકમતનો બદલો કાં છે?'

'ચુપ બેવકુફ! બુમ સાંનો પાડેછ!! કોઇ સાંભલશે તો ——.

'વરી ભુયલો? માફ કર મારા બાપ!' પેસુ પોતાના ગાલ ઉપર તમાચા મારી બોલ્યો.

'પેસુ, હું તારી દોસ્તીની કદર બુજાંછ.' રૂસમમે કેહયું. 'તારી હિકમતનો બદલોબી હું તુને આપ્યા વગર રેહનાર નથી. મને તે બધી વાતનુ ધ્યાન છે પેસુ.'

'એ તેં હવે બધું મને આયપું, ને તે મને મયલું' પેસુ બલાપો કરવા લાગો. 'પણ તુને મારી કદરજ નથી. આજ સુધી મારી હિકમતથી તું જે કમાયો, તેમાંથી તેં મને શું આયપું છે, તેનો હીસાબ કરની? શાંડના સાંઢ, ગજના ગજ બરી ચાયલો, ને 'તસુ તો વેતરવાની વાતજ કરતો નથી? આપસ કરી કેહછ ખરો, પણ તે કેવારે? હાલની હમના શું આપેછ?'

'તું હવેલીમાં બરત કરાવવ નિકલીયોછ બચ્ચા. પણ તે કેમ બને

રૂસતમે જવાબ દીધો. 'હાલ તો બાવા નાહે ને તાપે તેવો મારો હાલ છે. ગુસ્સો ના કરનો દોસ્ત, પણ ખરૂં કેહુંછ, કે તારી દોસ્તીમાં જો હું નહી પડયો હોતે, તો ઘણું સારૂં થતે.'

'તો, તો. નહી તો તું લીલી ચાહે અને ચીનાઇ સાકરનો વેપારી થતે?' પેસુ તાનો મારી બોલ્યો. 'પણ મારી ધોસ્તી જો નહી થાઇ હોતે, તો તું બીજું શું ધોરી મરવાનો ઉતો તે તો કેહ? તું અરધીબેસ પાદસાની ઉપર લોબાન 'ને સુખર મુકીને સોગંધ ખાસે, કે મારી ધોસ્તી કરવાની તુને જરૂર પરી, કે તારી ધોસ્તી કરવાની મને જરૂર પડી? તે વખતે તું કેવી હાલતમાં આવી ગીયોતો, તેની ખબર છે? બચ્ચા, ફરંગીની કુરમાં કારી ચાવલ ખાવાના ચાર ધોરીઆંબી તારા ખીસાંમા નહી ઉતાં, તારે તેં મારી ધોસ્તી કીધી'તી, 'ને હવે તું મારો વાંક કારેછ? બચ્ચા બોલીને બોલાવેછ તારેજ બોલવું પડેછ! દુવા માંગ કે બંદાની સાથ મેલાપ થયો, તો પાછો જીવતો આજે પુને આવવા પાયમો! કામ કરવાની હિંમત મલે નહી; એક પગલું આગલ ભરતાં છાતી તો ચાલતી નથી. મોહડે આવેલું બોલી જાયતું, 'ને બોનું પેટભરી ખાઇ જાયતું; એ કામ તારૂં છે. આટલું નજીવું કામ કરતાં તુને બીહીકથી ધધરીને તાપ ચહડેછ, 'ને વાત તો મોટી મોટી કરેછ! આએ ખલકનુમાવાલાની આખ્ખી દોલત તું ચાંઉં કરવા માગેછ નહીંય'

'હા. તે દોલત મેલવવાનો મને હક છે.' રૂસતમે જવાબ દીધો.

'ને બીજાં કોઇને નહીં મલે એવું તું મારી પાસે કરાવવા માગેછ?'

'હા.'

'પણ ધોસ્ત રૂસતમ' પેસુએ સમજ પાડી. 'એ કામ ઘણું ગરમ પરે એવું છે! એ કામમાં જો હું મારા હાથ નાખું, તો તે જરૂર દાજે એવું છે! કામ પાર ઉતરે તો બચ્ચા બધી મલ્લાઇ તું ખાય, 'ને જો ગારૂં ફસકી પેયરૂં, તો? તો તું તારા ગેરમાં તારી માયના પાસાંમાં ભરાઇ બેસે, 'ને મને ભતમ્બે જવું પરે! કેમ સરવાલો તો એજ કેની?'

'કોઇબી રીતે તુને નુકસાન થવું નહી જોઇએ.' રૂસતમે જવાબ દીધો.

'અરે તારી બેનનો બન્હેવી મરે! મારી કધર શાંની ખાયછ! નુકસાંન?' પેસુ હસીને બોલ્યો. 'મરતે દાહાડે ધોજખમાં જવાનાં કામ કરાવી મારી કધર ખાવા લાયગોછ, તે તો કોઇ જાુત્રો? વારૂં ચાલ. બધું હું તપાસી લેવસ, પણ હું તુને કેહતાં ભુલી ગીયો, આ ધનજીશાની ધનીઆનીને મેં અગાઉ કોઇ ઠેકાણે જોઇ હોય, એવું મને ધ્યાન છે રૂસતમ!'

'જ્યારે મેં એને પેહલી જોઇ'તી, ત્યારે મનેબી એમજ લાગુ'તુ.' રૂસતમે પેસુનો શક દુર કરવા કહયું. 'એનો ચેહરો મરનાર વીકાજી તાલેવંતાને મલતો આવેછ, તે ઉપરથી તુને એમ લાગતું હોશે!'

'વીકાજી તાલેવંતા!' પેસુ દલગીર થઇ રૂસ્તમ તરફ જોઇ ચુપચુપ ચાલવા લાગ્યો.

'હા. ગરીબ બચારો!' રૂસ્તમ બોલ્યો. 'અંતની ઘડી સુધી તે બીચારો મારા મામા બમનશાહ બંગાલીના ફાલાની ઉમેદમાં ઉતો. ખુદા જાણેછ' કે વીકાજીનો જીવ લેવાની મારી જરાબી ધારણા નહી ઉતી પેસુ.'

'રૂસ્તમ, તારી ધારણા તેનો જીવ લેવાની નહી, પણ તેના પઇસા લેવાની ઉતી. તે પઇસા તેં લીધાથીજ તેનો જીવ ગીયો! તેનો ગુનાહ તારેજ માથે!' પેસુ બોલ્યો. 'તું જો તેના પઇસા લેતે નહી, તો તેનો જીવ કદીબી જતે નહી.'

'કેમ બચ્ચા, હવે તું તેનો વકીલ થઇ નિકલ્યોછ કે કેમ?' રૂસ્તમ ગુસ્સે થઇ બોલ્યો. 'વીકાજીના પઇસા એકલા મેંજ નથી લીધા, પણ તેમાં તો તુંબી ભાગીયો ઉતો. મારો ઉપકાર માનવાને બદલે હવે તું આવું ફાટું ફાટું બોલેછ?'

'ઉપકાર સેનો!' પેસુએ તાણ્યો મારયો. 'તું એકલો શું કરતે! મેં તુને ખોટા પાસા આપી મદદ કીધી નહી કે? હું જો તુને તેવી મદદ કરતે નહી, 'ને વીકાજીને ભમાવી રમાડયા કરતે નહી' તો તું તેના પઇસા કેમ જીતી લેતે? તેં મને ભાગ આયપો, તેમાં ઉપકાર સેનો કીધો? તે પઇસા ઉપર તો મારો હક ઉતો. ગરીબ બીચારો વીકાજી! મેં તેને રમવા સારૂ ધારૂ પાઇ ઉસ્કેરી ભમાવીયા કીધો! તું જે ખોટા પાસા ફેંકતોતો, તે હું ઉંચકી લેઇ તેના હાથમાં આપતોતો! પણ બીચારો કેવો ભોલો! તારા ફેંકેલા પાસા બદલી નાખીને તેના હાથમાં હું ખરા પાસા મુકતોતો, તેનુ તેને ધ્યાનબી નહી ઉતું! હવે કોણ સરસ? તું કે હું!!'

'પણ એ ગેઇ ગુજરી યાદ કરવામાં હવે શું સાર?' રૂસ્તમ વાત બંધ પાડવાના ઇરાદાથી બોલ્યો. 'વીકાજીને ગુજરી ગીયાને આજે લાંબો વખત થઇ ગીયોછ.'

'તારા મામા બમનશાહે વીકાજીને શું વચન આયપું'તું?' પેસુએ પુછયું.

'કે જો બેઉ દોસ્તમાંથી એકબી જન નાવારેસ મરી જાય, તો તે પોતાની દોલત પોતાના હઇયાત દોસ્તને આપી જાય.' રૂસ્તમે જવાબ દીધો.

'એમ?' પેસુ બોલ્યો. 'પણ હવે વીકાજી તો મરી ગીયોછ, એટલે હવે તે વચનબી બંધ પયડુંછ. તારે હવે તુને તેનાથી બીહવાનું શું છે?'

'નહી હું તેનાથી બીહતો નથી, પણ—'

'પણ તારે તું બીજા કોનથી બીએછ?' પેસુએ રૂસ્તમને પુછયું.

'કંઇ ફિકર નહી.' રૂસ્તમે જવાબ દીધો. 'તે વાત હું તુને કોઇ

બીજી વખત કેહવશ. તે વાત ખાનગી છે. ગેઇ કાલે મેં તુને શું કેહયું તું, તેનું ધ્યાન છે કે? મને તારી મદદ ને સલ્લાહની ઘણીજ જરૂર છે પેસુ.'

'મારી સલ્લાહ તુને પરવડે તો લેજે.' પેસુએ જવાબ દીધો. 'હું. તે આપવા તઇયાર છેઉં. હું તો સલ્લાહ વેચવાનો વેપાર કરવા બેઠોછ! હું મારી સલ્લાહ વેચી વાણીઓ થઇ જવા માગુછ રૂસ્તમ.'

'લે ચાલ હવે બસ કર.' તે લોક વાત કરતા પારબતી આગલ આવી પુગવાથી રૂસ્તમે પેસુને કહયું. 'મારાં માય મારી વાર જોતાં દરવાજાની આગલજ ઉભાંછ. ખરૂં કેહુછ પેસુ, કે બહમનશાહની દોલત મને જો નહી મલશે, તો મારા કરતાં મારાં સુનામાય તેથી ઘણાંજ દલગીર થશે.'

'વલી પઇસાની વાત કીધી?' પેસુ બોલ્યો. 'અરે ઘપેરા, પઇસા આજે છે, ને કાલે નથી! પઇસા આપરા હાથનો મેલ છે! જીવતા રેસુ તો પઇસાજ પઇસા. કેહવત છે કે 'સર સલામત, તો પાગડી હજાર! મરદ થાઇ નામરદ જેવી વાત શું કરેછ! મર ભાયલા!'

'અરે મારાં સુનામાય સાંભલશે?' રૂસતમ દાંત કચકચાવી ધીમે અવાજે બોલ્યો. 'ચાલ મુંગો રેહ!.'

---

## પ્રકરણ ૨૮ મું.

——:૦:——

### 'ગુમાવેલી બાજી.'

ખલકનુમાના માલેક બહમનશાહ બંગાલીની તબીયતના બુરા સમાચાર સાંભલી, હીલ્લાના હોંશ ઉડી ગયા, અને તે ઉદાસીત ચેહરે ધનજીશાહ સાથે વાત કરતી પાછી ઓટલા ઉપર ચહડી.

'ધન, શું ખરેખર બહમનશાહ એટલા બધા બીક છે?'

'હા, હીલ્લા. ડાકટરો કેહછ કે તેવણુની નાર દર પલે બહુજ ધીમી પડતી જાયછ, ને કોઇબી વખતે એકાએક તેવણનું મરણ થશે!'

હીલ્લા ગુપચુપ વિચારમાં પડી, અને ધનજીશાહ તેણીનો ચેહરો તપાસતા ઉભા.

'ધનજીશાહ, ત્યારે તો બમનશાહ ગુજરી જાય તે આગમજ હું તેવણુને મલવા માગુંછ.' હીલ્લા એકદમ ઠેડાવ ઉપર આવી બોલી. 'મારે તેવણુને મલવુંજ જોઇએ.'

પોતાની ધણીઆણીને આવી રીતે બોલતાં જોઇ ધનજીશાહે અજબ થાઇ ધીમે અવાજે કારણ પુછયું.

'તું બેહમનશાહને મલવા માગેછ? કાંય વારૂં?'

'મારે તેવણુને કંઇ વાત કેહવીછ.' હીલ્લા બોલી. 'તેવણુ ગુજરી જાય, તે આગમજ હું તેવણુને કંઇ વાત કેહવા માંગુછ?'

'તું તારૂં ખરૂં નામ તેવણુને કેહવા માગેછ?'

'હા. હું કોણુ છેઉ તે તેવણુને જણાવવા માંગુછ?' હીલ્લા પોતાના વીચારમાંજ બોલી.

'ને તેનું કારણુ?'

'કારણુ હું હમણા કેહી શકતી નથી.' હીલ્લાએ ના પાડી કહયું. 'પણુ હવે હું તે તમુને કેહવશ. કાલે સહવારના હું તમુને બધી વાત જરૂર કેહવશ.'

'સહવારના!' ધનજીશાહ પોતાના દાંત કચકચાવી ગુસ્સાને દાબી બોલ્યા. 'સહવારના કેહશે? હીલ્લા, એ તું શું કરવા માગેછ? હવે હું વધારે વખત ચુપ બેસી શકતો નથી! બહમનશાહથી આજ સુધી તેં તારૂં ખરૂં નામ નીશાન છુપાવ્યું કાંય? 'ને હવે જ્યારે તેવણુનો જીવ જવાનો વખત થયો, ત્યારે તું તેવણુની આગલ તારૂં ખરૂં નામ જાહેર કરવા શું કામ જાયછ? હીલ્લા એ બધાં ઉપરથી હું એકજ સાર કાહડું છ, કે તુંને પઇસાની લાલચ લાગીછ. મારી પોતાની દોલતથી નહી ધરાતાં, હવે તું બહમનશાહની દોલત મેલવવાની લાલચમાં પડીછ.'

'પઇસાની લાલચ!' હીલ્લા ધનજીશાહના સખુનો સાંભલી કપાલે હાથ દઇ રડી પડી બડબડી. 'હું પઇસાની લાલચું! અરે મારા ખુદા——

હીલ્લા એક હાય મારી ખુરસી ઉપર બેસી ગઇ, અને ધનજીશાહે પાછું બોલવા માંડયું.

"હા. હા! હજાર વખત હા. મારીજ બધી ભુલ થઇ. હુંજ મુરખ બનીયો! તારા દેખાવ ઉપરથી હું બીજીવાર ઠગાયો! મેં તુંને તેવી નહી ધારી'તી! પણુ અંતે તું તેવીજ નીકલી! પઇસાને ખાતરજ તું મને પરણી, ને મારા પઇસાથી સંતોશ નહી પામતાં, તારી નજર હવે ખલકનુમા ઉપર ગેઇછ!!'

આ બોહતાન હીલ્લાથી સાંખી શકાયું નહી. ગુસ્સાથી હીલ્લા લાલ ભુત જેવી થાઇ ગઇ, પણુ તે એક વફાદાર અને તાબેદાર ધણીઆણી હોવાથી, પોતાનું કપાલ બંને હાથ પકડી નીચી મુંડીએ ખુરસી ઉપર પડી.

તે કાંઇ જુદાજ વિચારમાં પડી હતી.

'હું બહમનશાહની દોલત મેલવવા માગુંજ નહીં.' તે ધીમે અવાજે બોલી. 'મારી નજર ખલકનુમા ઉપર ગેઇજ નથી.'

ધનજીશાહ વધારે ગુસ્સે થાઇ બોલ્યા.

'હા. એક લાખ વખત હા. ખલકનુમાની ઉમેદમાં તારો બાપ મરી ગીયો, 'ને તેજ ઉમેદમાં તારાબી હાલ એવા થયા.'

'નહી ધનજીશાહ તેમ નથી.' અંતે હીલ્લા બુમ પાડી બોલી. 'તમે તેમ જો સમજતા હોવો, તો તમે તમારે હાથે ઠગાવોછ. તેમ જો તમે મારે વાસ્તે ધારતા હોવો, તો ભલે. હું તમારી તરફ બેદરકાર રેહી, 'ને હું મારી ફરજો બજાવવામાં પછાત પડી, એમ માનવાને મેં તમુને કારણ આપીયાં, તે મારો વાંક થયો ખરો, પણ તેમાં મારી એકજ કસુર થઇછ.'

'તારી જે કસુર થઇ, તે તું જાણેછ ખરી.' ધનજીશાહ નરમ પડી બોલ્યા. 'ને તે કંઇ કસુર વારૂં ?'

'તમે ખુદા ખાતર આજે મને કંઇ પુછતા ના.' હીલ્લા બોલી. 'હવે એ બધી વાતનું હું એકદમ સેવટ લાવવા માંગુછ.'

'ને તું શું સેવટ લાવવા માંગેછ ?'

હીલ્લાએ કાંઇબી જવાબ દીધો નહી. તે તુરતજ ઉઠી પોતાના ઓરડા તરફ દોડી, અને ધનજીશાહ પોતાની ધણીઆંણીની આ નવી ભેદભરી ચાલને માટે નવેસરથી નવા વિચારમાં પડયા.

* * * *

હીલ્લા ધનજીશાહ આગલથી ઉઠી પોતાના ઓરડામાં ચાલી ગઇ એ ઠીકજ થયું. એમ કીધાથી કજીયાનું મોહડું કાળું થયું, સબબ, રેહી રેહીને ધનજીશાહની જીબ આજે ઉપડેલી હોવાથી તેવણ બોલવા લાગ્યા હતા, અને તેવણને અટકાવનાર કે સમજાવનાર કોઇ નહી હોવાથી, ઉપર જણાવ્યું તેમ હીલ્લાએ તેવણ આગલથી ઉઠી જઇ કજીયાનું મોહડું કાળું કીધું હતું.

હીલ્લાએ કાંઇ જુદોજ વિચાર કીધો હતો.

* * * *

તેજ રાતે સુમારે લગભગ બારને સુમારે, જ્યારે 'લીલી' અંદર સરવે કોઇ ઉંઘમાં પડયાં, ત્યારે હીલ્લા પોતાની સાડી પેહડી, તે ઉપર પોતાનો 'ઓવર-કોટ' અને સીઆલ ઓઢી, કકડતી ઠંડીમાં, ધીમે કદમે બંગલામાંથી બહાર નિકલી, અંધારી રાતે એકલી બાગમાં ઉતરી પડી, અને ઘણીજ સાવચેતીથી બાગના દરવાજાની સાંકલ ઉંઘાડી, તેણીએ ખલકનુમા તરફ ચાલવા માંડયું.

ધી લીલી અને ખલકનુમા વચ્ચે ફકત પંદર મિનિટનો રસતો હતો. રાત બીલકુલ અંધારી હતી, અને જે કાંઇ સેહજ ઉજાસ રસ્તા ઉપર પડતો હતો, તે આસમાન ઉપર ચમકતા તારાની રોશનીનો હતો.

એક બાજુ ઉપર ખેતરવાળું ખુલ્લું મેદાન, અને બીજી બાજુ ઉપર થોડે થોડે તફાવતે આવેલા છુટા છવાયા બંગલાઓ સિવાય બીજું કાંઇ હતુંજ નહી. ફુટ-પાથ ઉપર સરખે તફાવતે ઉગી રેહલાં ગંજાવર ઝાડોની રળીઆંમણી ઘટા વચ્ચેથી, સમી સાંજના ચાલવાની જેટલી મજાહ પડતી હતી, તેના કરતાં હજાર ગણી દેહશત, કોઇ કઠોર અને ઘાતકી છાતીવાળાં આદમીને પણ આવી એકાંત અને અંધારી રાતે, આવા ઉજડ અને ગીચ ઝાડોવાલા રસ્તા ઉપરથી પસાર થતાં લાગતી હતી.

પણ હીલ્લા હિંમતથી ઉસ્કેરાઇ ગઇ હતી. પોતાની આસપાસનો તેણીને જરાબી ખ્યાલ તે વખતે આવ્યો નહી. દેહશત તે બિલકુલ ભુલીજ ગઇ, અને બહમનશાહ બંગાલી પાસે જવા તે એટલી અધીરી થાઇ પડી, કે પોતે ખરે રસ્તે જાય છે કે નહી, તેનુબી તેણીને ધ્યાન રહયું નહીં.

પોતાના વિચારના ધ્યાનમાં અને ધ્યાનમાં ખલકનુમાના દરવાજા આગલ તે આવી ઉભી. તે ધારતી હતી. કે બાગનો દરવાજો બંધ હોવાથી તે ઉંઘડાવતાં તેણીને મેહનત પડશે, પણ તેમ બન્યું નહી. બાગનો દરવાજો અરધો ઉંઘાડોજ હતો.

'કોઇ દાહાડો નહી, ને આજે એમ કેમ? આવી મોડી રાતે ખલકનુમાનો દરવાજો ઉંઘાડો કેમ?'

હીલ્લા તે વીશે અજબ થાઇ ખરી, પણ વિચાર કરવા તે ખોટી થાઇ નહી. તુરતજ તેણીએ બાગમાં દાખલ થાઇ બંગલા તરફ ચાલવા માંડયું. બાગની વચ્ચોવચ જઇ પોતાના ગજવામાં રૂસતમે ચીતારેલા ચીતાર, તથા પોતાના મરનાર બાપને હાથનુ લખેલું કાગજ. જે તે પોતા સાથ ઘેરથી લેઇ નીકલી હતી, તે તપાસવા ઉભી રહી.

તે ચીતારવાલાં બંને કાગજો, તેમજ પોતાના મરનાર બાપનું કાગજ હીલ્લા તપાસી જોતી હતી, તેવામાં એકાએક બંગલાની બારીની સાંમે, મોગરાંના મંડપની ઘટામાં, કોઇ આદમીના પગલાં જેવો અવાજ તેણીને કાંને પડયો! હીલ્લા તુરતજ ચમકી તે મંડપ તરફ ધ્યાનથી નજર કરી જોવા લાગી, પણ કાંઇબી તેણીની નજરે નહી પડયાથી, તેણીએ બંગલા તરફ પાછું ચાલવા માંડયું.

'એ આજે છે શું?' હીલ્લા બંગલાના ઓટલા ઉપર ચહડતાં મનમાં બોલી. 'આવી મોડી રાતે, બાગના દરવાજા ઉંઘાડા! 'ને હીયાં જોઉંછ, તો બંગલાના દરૂવાજાબી ઉંઘાડા! એ શું બનાવ છે, તેની કંઇ સમજ પડતી નથી.'

બંગલાના દરવાજા ઉંઘાડા જોઇ હીલ્લા દીવાનખાનામાં દાખલ થઇ, આસપાસ નજર કરતી ઉભી હતી, તેવામાં બમનશાહનો કારભારી માકો ત્યાં આવી લાગ્યો.

'એ કોણ છે?'

'ભાઇ માકા. મારે બમનશાહ શેઠને——

'કોણ! હીલ્લાબાઇ, તમે આવી મોડી રાતે——

'હા, ભાઇ. હું આવી મોડી રાતે——

'એ કોણ છે માકા?' ધનાએ અંદરથી બુમ પાડી, અને તેજ વખતે ગુલી દીવાનખાનામાં દાખલ થઇ.

'એ કોણ અરધી રાતના ઠકેલા ખાતું આયું છ.' ગુલી ફડફડતી દીવાનખાનામાં આવી.

'કોઇ નહી, બેહન ગુલબાઇ. એ તો હું હીલ્લા છઉં.' હીલ્લાએ ધીમે અવાજે કેહયું. 'મને જરા બમનશાહને કંઇ જરૂરના કામસર મળવું છ. મેહરબાની કરીને મારો તેવણ સાથ મેલાપ કરાવો?'

'બેહન હીલ્લા, બમનશાહ કાકા કાંહ છે?' ગુલી રડી પડી બોલી.

'હેં—શું!'

'હીલ્લાએ ફાલ ખાઇ એક ચીસ પાડી, અને તેના અવાજથી ધના દીવાનખાનામાં દોડી આવી.

'બહમનશાહ કાકા તો એક કલાક થયો ગુજરી ગીયા!' ગુલીએ રડતે અવાજે આ ગમગીની ભરી ખબર હીલ્લાને આપી.

'ગુજરીયા! અંતે ગુજરીયા! હું તેવણને જોવા પામી નહી! હું તેવણને બે બોલ કેહવાબી પામી નહી!'

'બેહન હીલ્લા,' ધનાએ પુછ્યું. 'મારા બેહસ્તી કાકા સાથ તમુને એટલું બધું તે શું અગતનું કાંમ ઉતું, કે તેને વાસ્તે આવી અરધી રાતના, એકલાં હીયાં વેર તમુને આવવું પડયું?'

'બેહન ધના, હું સેહજબી આસા તમારા કાકા બહમનશાહની દોલતની રાખતી નથી. એમ ખાતરીથી જાણજો.' હીલ્લાએ નમનતાઇથી કેહયું. 'હું ઘણીજ દલગીર છઉં, કે જે વાત તેવણે જરૂર જાણવી હતી, તે વાત જાણયા વગર તેવણ ગુજરી ગીયા. હું આસા રાખું છ, કે તમારા કાકાએ પોતાની બધી દોલત તમારા નામ ઉપર કીધી હોય! ખુદા કરેને તેવુંજ થયું હોય.'

'તમારી મ્હોટી લાગણી માટે હમે તમારો ઉપકાર માનીએછ.' ગુલી બોલી. 'પાયદસ્ત આવતી કાલે સહવારના કાહડવાની છે. આવજો બેહન. તમુને મોડું થાયછ! આવજો હં!'

લુચ્છી ધનાની મતલબ હીલ્લાને સમજતાં વાર લાગી નહી. પાયદસ્ત હવારાના કાહડવાની હતી, એટલે હીલ્લા રવાનને સેજદો કરવા ઘણી બજીદ થાઇ નહી.

હીલ્લા ઓટલા ઉપરથી નીચે બાગમાં ઉતરી, મધરાતની સીહા

અંધારી વચ્ચે એકલી ખલકનુંમાના અંતવર કમ્પાઉંડમાં વિચાર કરતી મનમાં બોલી.

'અંતે હું હારી; મારી તમામ આસા ઉંધી વલી, 'ને મારી બાજી મેં મારે હાથે ગુમાવી !'

---

## પ્રકરણ ૨૮ મું.

——:o:——

### મોગરાંના મંડપમાં.

'અંતે હું હારી ! આખર વાત હાથથી ગઇ ! પેસુબાની સલ્લાહ પ્રમાણે ચાલવાથી અંતે મારા બાપનું વેર લેવાની કિમતી તક, હું સદાની ખોઇ બેઠી. હવે એ પાપી છોકરો ખલકનુમાનો માલેક થઇ બેસવાનો 'ને મારા બાપનું વેર લીધા વગર હું સદાની હાથ ઘસતી રેહી જવાની.'

આગલ કે પાછલ વંચ્યા વગર, બાગના કમ્પાઉન્ડમાં બરાબર મરનાર બમનશાહના ખાનગી ઓરડાની સામે આવેલા એક મઘમઘતા મોગરાના મંડપની આગલ, હીલ્લા પોતાના વિચારમાં એકલી ઉભી.

બમનશાહનો આ ઓરડો બંગલાને એક છેડે આવેલો હતો, અને તે ઓરડામાંથી બાગમાં આવવા જવા માટે, એક બાજુથી એક નાહનો જેવો સાંકડો દરવાજો, અને દરશનમાં બે બારીઓ હતી. મજકુર બારણાની બરાબર સામે મોગરાનો મંડપ હતો. એ મંડપ ઘણો ગીચ હતો, અને તેના દરશનમાં ખુબસુરત ગુલાબ અને ગુલછડીના મોટાં ઉચાં જેવાં ઝાડો• ઉગાડેલાં હતાં. આ ઝાડો એટલાં તો ઉંચાં હતાં, કે રાતને સમે કોઇ આદમી તે ઝાડોની ઘટામાં જો છુપાઇ બેઠું હોય, તો અંધારામાં કોઇને તે માલમ પડે નહીં.

આપણી વારતાના આ પ્રકરણમાં, ખલકનુમાના કમ્પાઉન્ડમાં આજ રાતે કાંઇ અસાધારણ બનાવ બનનો હોવાથી, વાંચનારની મુશકેલી ટાલવા, એ મોગરાંના મંડપ અને ખલકનુમાના બાગમાં આવેલા બમનશાહના બંગલા મધ્યે આવેલા બમનશાહના ઓરડામાંથી બાગમાં આવવા જવા માટે વપડાતા દરવાજા, અને દરશનમાં આવેલી બારીઓની ગોઠવણનો એક નકશો પાસેના પાના ઉપર દેખાડવાની તજવિજ કરી છે.

## ખલકતુમાના એક ચોકસ ભાગનો પ્લાન.



અને એ જગ્યા ઉપર અંધારામાં હીલ્લા વિચાર કરતી ઉભી હતી, તેવામાં તેણીને કાને, પોતાની પીઠની પાછળ મોગરાના મંડપ તરફથી કોઇ આદમીનાં પગલાંનો અવાજ સંભલાયો. તુરતજ તેણીએ પાછલ ફરી જોયું. ત્યાં કોઇબી હતું નહીં, અને કોઇ તેણીની નજરે પડ્યુંબી નહીં.

કોઇ તેણીની નજરે પડ્યું નહી, એ વાત ખરી હતી, પણ કોઇ ત્યાં હતુંજ નહી એ વાત ખોટી હતી. વળી કોઇના પગલાંનો અવાજ હીલ્લાને કાને પડયો, એ વાતબી ખોટી નહી હતી. આવી એકાંત રાતે બાગ અંદર કોઇ છુપાઇ બેઠું હશે, એવો તેણીના મગજમાં એક નવો ખ્યાલ આવતાંજ, ધીમે કદમે ગુલાબ અને ગુલછડીના ઝાડોની તરફ હીલ્લાએ ચાલવા માંડ્યું, અને તેજ વખતે તેણીએ કોઇને ધીમે અવાજે તે ઝાડોના ઘટામાં બોલતાં સાંભલ્યું, અને તે અવાજ સાંભલતાંજ તેણીએ તે પીછાન્યો.

'પેલી એક ભારી ઉંધારી છે, ને મોએથી સાંકર દીધી હોસે. પણ પેલાં બે બારનામાંનું એક બારણું ઉગાડું રેહી ગીયુંછ. જોયું કેની દોસ્ત! તુંને નહી દેખાતું હોય, તો ભસીયો કાંએ નહી પેહેરા મરતો! પેલી બારીમાંથી ખુરસી ઉપર કોઇ ભેસ જેવી બઇરી સુતેલી દેખાયછ, તે કોણ છે? તે જોઇને મને કેહ.'

આ સખુનો બોલનાર શખસ, હીલ્લાથી ફક્ત ચાર વારને છેટે પેલા મોગરાના મંડપ અંદર છુપાયલો હોવાથી, જેમ તે હીલ્લાને જોઇ શકતો નહી હતો, તેમજ હીલ્લા તેનેબી જોઇ શકતી નહી હતી.

આ છુપાયલો શખસ કોઇ નહી, પણ પેલો પેસુ લવંગીયો હતો, અને જેની સાથ તે વાત કરતો હતો, તે કોઇજ નહીં પણ તેનો 'દોસ્ત' રૂસતમ સત્થો હતો, એ વાંચનારથી અંનજાણું રેહવું નથી.

હીલ્લા આ ચંડાલ ચોકડીને આ ઠેકાણે અરધી રાતને સમે છુપાયલી જોઇ, તેમની બુરી મતલબ વિશે તરેહવાર વિચાર કરવા લાગી. તેઓ શું કરવા આ જગ્યે અંધારી રાતના આવી છુપાયા છે, અને તેઓ શું કરે છે, તે જોવા અને જાણવા, તથા બને તો તેમને ઉંઘાડા પાડવા, એવા ઠેડાવ ઉપર તે તેજ વખતે આવી, મંડપને છેડે છુપાઇ તમાશો જોવા લાગી.

'અરે એ તો મેહરી છે' રૂસતમે ખાતરી કરી જવાબ દીધો. 'બંગલાની કારભારન છે.'

'પણ એ ઘરડી છે કે જુવાન?' પેસુએ સવાલ કીધો.

'અરે નખ્ખોદ ગીયા, તું ઘરડી 'ને જુવાંનના હિસાબ કરવા આયોછ, કે ધારેલું કામ કરવા.' રૂસતમે ચમટો તોડી પુછ્યું.

'તો રાંડના સાંઢ! તારા જેવા તું બદાંને ગણેછ કે કેમ,' પેસુએ ખુલાસો કીધો.' આએ મેરી જો જુવાન હોય, તો જાનવું કે એ જલદી ઘોંટ

જાય નહી, 'ને જો ઘોંટાઇ ગેઇ હોય, તો પગલાંનો અવાજ સાંભરી ઝટ જાગી ઉઠી બુમ પાડી ઘર ગજાવે નહી! પન જો ઘરડી હોય, તો કેવારની ઘોંટાઇ ગેઇ હોસે! મારી ગણુતી તો એ ઉંતી, ને તુંને તો કમલાની નજરે ભદું પીરૂંજ ધેખાયછ?"

'એ મેહરી કંઇ નહી તો સી-તેર વરશની ઢાંકરી છે! મોહડાંમાં પાઉં ચાવવાને સારૂં એક દાંતબી નથી.' રૂસતમે ખુલાસો કીધો.

'તારે તો તારો ભેરો પાર ભચ્ચા!' પેસુએ હિમતથી કહયું. 'વાસ્તે હવે આએ ભારનામાંથી તું અંધર જા, ને કુંચી સોધી કાહાડ, એટલે કાંમ થયું! જા ભચ્ચા તારૂં નસીબ ફાયદું! જા મારા સોરાબ પઠાંણુ, અરે સુયલો મારા રૂસતમ સત્થા જા, હવે વખત થાયછ!'

પણ રૂસતમની છાતી એવું કામ કરવા ચાલી નહી. તે આનાકાની કરવા લાગ્યો, અને ફસી જવાની ફિકરમાં પડી બોલ્યો. 'મારીથી એમ બને નહીં.'

'નહી ભને?' પેસુ ગુસ્સે થાઇ ધીમે અવાજે બોલ્યો. 'નહી બને તો રેયું. હીયાં કોણુને તેનું સપારૂં! તેવારે અરધી રાતે ભાજાંને શું કાંમ હીયાં વેર તેરી લાયવો? એમ નહી ભને તો કેમ ભને? હિમત કરીને આયવો, 'ને કાંમને વખતે ધંધરાં ચહડેછ? આય હું ચાયલો.'

'સબર સબર.' રૂસતમે તેનો હાથ પકડી કહયું. 'જે કંઇ કરવું જોઇએ તે હું કરશ પેસુ. પણુ મારી પાછલ રેહજે હો? હું અંદર જઇ કુંચી શોધી કાહડુંછ. તું મારી પાછલ આવ!'

'અરે સબર કર. એમ એકધમ તે કેમ લખપતી થવાસે.' પેસુએ હાથ પકડી કેહયું. 'તારી સાથે મનેબી ભતમ્બે લેઇ જવા માગેછ કે શું ભચ્ચા? પેલી ઢાંકરી જાગી ઉઠસે, તેનુંબી કંઇ ધ્યાન છે કે નહી! વાસ્તે બુટ કાહડીને અંદર જા.'

રૂસતમ પોતાનાં બુટ કાહડતો હતો, તેવામાં ધના એકાએક તે ઓરડામાં આવી. ઘરડી મેહરી, જેની હમણાજ આંખ લાગી હતી, તે ઝપકીને ઉઠી, અને ધના મેહરીને કેહવા લાગી.

મેહરબાઇ, તમે છેઓ કે? હું સમજી તમે નહી હોશો. વારૂં સમજો. તમે આએ ઓરડામાંથી ખીસતાંજ ના હં! કોઇને આએ ઓરડામાં આવવા દેતાંજ ના! જે કંઇ હોસે, તે ચાહરમને દાહાડે માલમ પડશે, સમજ્યાં? એક તનખુબી આએ ઓરડામાંથી કોઇ ઉંચકે નહી. તમે બારણુાની આગલજ ખુરસી માંડી બેસજો.'

'તારી મદધ, ઓ મારા આતસભેરામ ભાપ?' ધનાને ઓરડામાંથી જતી જોઇ, પેસુ ગભરાઇ જઇ બોલ્યો. 'સારૂં થયું, કે મેં રૂસતમને

શેયકો! જો એ ઓરડામાં ગીયો હોત, ને આએ ધુકતીની જો નજર પડતે, તો બચ્ચા રૂસતમ, તારૂં મોત 'ને મારી કમબખતી થાતે! પણ હવે પા કલાક સબર કરી જા. પેલી મેરીની આંખ જરા પાછી લાગી જવા દે.'

ધના, મેહરીને બહમનશાહના ઓરડાનો 'ચાર્જ' આપી ચાલી ગેઇ, અને રૂસતમ તથા પેસુ બાગની અંદર મેહરી સુઇ જાય ત્યાં સુધી ખોટી થતા ઉભા.

'જો સાંભલ. એ ઠાંકરીએ પાછું ગોરવા માયડું, તે તુંને સંભલાયછ કે?' મેહરીના નાખના ફ્રીફ્ગંનો અવાજ પેસુએ સાંભલી રૂસતમને કેહયું. 'લે હવે ચાલ. મુગો મુગો હિંમત કરી જા. હું તારી પાછલ છેઉં. ભેરામ-ઇજદનું નામ લેઇ ને જા, કે તે તુને મદધ આવે.'

બાગમાંથી ઓરડામાં જવાનો દરવાજો અલગો રેહી ગયલો હોવાથી, રૂસતમે તે ધીમેથી ઉંઘાડી ઓરડામાં નજર કીધી. પેસુ લવંગીયો પોતાના દોસ્તને હિંમત આપવા કાંઇ નહીંને કાંઇ બોલ્યાજ કરતો હતો. અને આ બે કોચીના સાહુકારોની તમામ હીલચાલ તપાસવા, હીલ્લા તેમની પુઠે પુઠે, ધીમે પગલે છુપાતી ફરતી હતી.

ઓરડાની દેવાલ આગલ ગોઠવેલી કબાટને ઓઠે આવેલી એક 'ઇઝીચેર' ઉપર મેહરી પુર નિંદરામાં પડી હતી.

રૂસતમ ઓરડામાં દાખલ થયો, અને પેસુ દરવાજાની બાહાર તેને હિંમત આપવા છુપાઇને ઉભો. આ બંને જનની હિલચાલ જોઇ, હીલ્લા તેમની મતલબ સમજી ગઇ, અને પેસુની નજર ચુકાવી, બાગમાંથી પાછલા ઓરડાના બારણા તરફ જઇને તે ત્યાં છુપાઇ ઉભી. નસીબ સંજોગે પાછલા ઓરડાનું બારણું હીલ્લાને ઉંઘાડું માલમ પડયું. એ પાછલા ઓરડામાં બહમનશાહની તીજોરી અને લખવાની ટેબલ, ખુરસી વિગેરે સામન હતો. હીલ્લા દરવાજાની પાછલ છુપાઇ રૂસતમ શું કરતો હતો, તે જોવા લાગી.

'અરે ધની મુવા, પેલો કુંચીનો ઝુમખો ટેબલપર પયરોછ, તે જો. દેખાયછ કે નહીં?' પેસુની નજર ટેબલ ઉપર પડેલા એક કુંચીના ઝુમખા ઉપર પડતાંજ, તેણે બારણાની બાહારથી રૂસતમને ગાલ દઇ ઇશારત કરી કહયું.

રૂસતમે તે ઝુમખો તુરતજ ઉંચકી લીધો, અને ધીમે કદમે તે પાછલા ઓરડામાં (તીજોરીવાલા ઓરડામાં) દાખલ થયો. હીલ્લા દરવાજો બાહારથી બંધ કરી, હવે રૂસતમ ઉપર બારીક નજર રાખવા લાગી, અને પેસુ આગલા ઓરડાનું બારણું બાહારથી પકડી, એવી ખબરદારીમાં સાહુવચેતીથી ઉભો રેહયો કે કામ પડે, તો 'પોબારા' માપી જતાં તેને જરાબી વાર લાગે નહીં. થોડુંજ તે જાણતો હતો, કે આ વખતે હીલ્લા તેને તેમજ

તેના સાથી રૂસતમને પાછલા ઓરડાના દરવાજાની બાહારથી જોતી ઉભી હતી.

રૂસતમ કુંચીનો ઝુમખો હાથમાં લેઇ બહમનશાહની તીજોરી ઉઘાડવા એક પછી એક કુંચી ધ્રુજતે હાથે અજમાવવા લાગ્યો. અંતે એક કુંચી તીજોરીને લાગી. રૂસતમે તે ચાવીની મદદથી બહમનશાહની તીજોરી ઉઘાડી, તેવણના વીલની શોધ કરવા લાગ્યો.

અંતે એક લાંબાં પરબીડાંવાલું કાગજ રૂસતમના હાથમાં આવ્યું. સપડાઇ જવાની ધાસતીથી ધ્રુજતે હાથે આસપાસ નજર કરી, તે પરબીડાંમાંથી રૂસતમે બહમનશાહનું વીલ ખેંચી કાહાડી, આગલ પડેલી એક ખુરસી ઉપર નાંખ્યું, અને તેને બદલે એક બીજુંજ કાગજ્યું તેણે પોતાના ખીસાંમાંથી કાહાડી, તે પરબીડાંમાં ઠેસવ્યું, અને તે પરબીડું તીજોરીમાં પાછું મુકી, તેણે તીજોરી પાછી બંધ કરી લીધી.

આ બધો વખત હિચકારો રૂસતમ ધાસતીથી ધ્રુજતો હોવાથી, તથા જે માહાપાપી કામ કરવાની તેણે હિંમત કીધી હતી, તે પાપના કોપથી કાંપતો હોવાથી, તેની આસપાસ શું બનતું હતું, તેની તેને જરાબી સુધી હતી નહીં. ખરૂં વીલ તીજોરીમાંથી તેને મલ્યું, તે તેણે ખુરસી ઉપર નાખ્યું ખરૂં, પણ જે વખતે પરબીડાંમાંથી ખરૂં વીલ રૂસતમે ખેંચી કાહાડયું હતું, તેજ વખતે વીલના જેવુંજ એક બીજું કાગજ, તેજ પરબીડાંમાંથી નિકલી રૂસતમના પગ આગલ ભોય ઉપર પડયું હતું, તેની ઉપર ધાસતીથી ધ્રુજતાં રૂસતમની બીલકુલ નજર પડી નહી હતી.

હીલ્લાને હવે સઘલી બીના બરાબર સમજ પડી. રૂસતમ અને તેના સોબતીએ એક ખોટું વીલ બનાવી, તેને ખરાં તરીકે ઠસાવવાની ગોઠવણ કરી હતી, અને તે ખોટાં વીલ ઉપર બહમનશાહ બંગાલી અને ધનજીશાહ સોલીસીટરની ખોટી સહી તેઓએ કરી હતી. તે ખોટું વીલ રૂસતમે પરબીડાંમાં મુકી તીજોરીમાં બંધ કીધું, અને પોતાનું કાંમ પુરૂં થયલું સમજી, કુંચીનો ઝુમખો લેઇ, પકડાઇ જવાની ધાસતીથી ધ્રુજતો ઓરડમાંથી તે બાહાર નિકલી પડયો.

રૂસતમ બાહાર નિકલી પડયો. તીજોરી બંધ કરી કુંચીનો ઝુમખો લેઇ તીજોરીવાલા ઓરડામાંથી તે આગલા ઓરડામાં ગયો, પણ ખરૂં વીલ જે તેણે તીજોરીમાંથી કાહાડી ખુરસી ઉપર મુકયું હતું, તે પોતાની સાથે લેઇ જવાનું તેને ધ્યાન રેહયું નહી, અને તે તો ખુરસી ઉપરજ તે મુકી ગયો હતો.

# પ્રકરણ ૩૦ મું.

—:o:—

## 'મેહનત બરબાદ અને ગુનાહ લાજમ.'

પણ હીલ્લાની નજર તો તે વીલ ઉપરજ પડી રેહી હતી.

વીજલીના એક ચમકારાના જેટલી ઝડપથી હીલ્લાના મગજમાં એક નવો ખ્યાલ આવી ગયો, અને તે ખ્યાલ ઉપર અમલ કરવાનો તેણીએ ફેડાવળી તેટલીજ ઝડપથી કીધો.

'આજે કાગજ તીજોરીમાંથી કાહાડી તે ગભરાટનો મારયો હીંયાજ મુકી ગીયોછ.' રૂસતમ આગલા ઓરડામાં જતો હતો, તેટલાં હીલ્લા મનમાં વિચાર કરી બોલી. 'એ કાગજ મારે મેલવવું જોઇએ.'

રૂસતમ આગલા ઓરડામાં પુગે, અને કુંચીનો ઝુમખો પાછો ટેબલ ઉપર મુકે, તે આગમજ હીલ્લા પોતાની સંતાવાની જગ્યામાંથી બાહાર નિકલી, ધીમે કદમે તીજોરીવાલા ઓરડામાં દાખલ થઇ, પેલી ખુરસી ઉપર પડેલું કાગજ તેણીએ એકદમ ઉંચકી લીધું, અને જે બીજું કાગજ રૂસતમની ગફલતીથી પરબીડાંમાંથી વીલ કાહાડતાં જમીન ઉપર પડી ગયું હતું, તે ઉંચકી હીલ્લાએ ખુરસી ઉપર મુકયું, અને તુરતજ પોતે પાછી પાછલે દરવાજે બાહાર નિકલી પડી.

હીલ્લાએ તે વીલની ઘડી કરી પોતાના ઓવર-કોટના ગજવાંમા મુકયું, અને હવે દરવાજાની પાછલ વધુવાર છુપાઇ રેહવાનુ દરૂસ્ત નહી ધારી, મોગરાંના મંડપને ઓઠેથી તે બાહાર નિકલી પડી.

'કેમ ધીકરી મયેલું કે?' રૂસતમને આગલા ઓરડામાં આવેલો જોઇ પેસુએ ઇનતેજારીથી પુછ્યું. 'લાવ જોઉ! કાં છે?'

'અરરર નખોદ.' રૂસ્તમને ધ્યાન આવતાંજ તે પસ્તાવો કરી પગ અફાડી બોલ્યો. 'તે તો હું ખુરસી ઉપરજ મુકી ધ્યાનમાં ને ધ્યાનમાં ધાલી આયો! તું સબર કર. હું હમણા લેઇ આઉંછ.'

રૂસતમ પાછો ધીમે કદમે પાછલા ઓરડામાં ગયો, પણ તેટલામાં મોગરાંના મંડપ વચ્ચે કાંઇ ખડખડાટ થયો. કોઇના પગલાંનો અવાજ રાતની એકાંત ચુપકીદીમાં લુચ્છા પેસુને કાંને પડયો, અને તેજ વખતે સપડાઇ જવાની ધાસ્તીથી ગભરાઇ, રૂસતમને પડતો મુકી, પેસુ લવંગીયો ગુલછડીના ઝાડો કુદાવી મોગરાંના મંડપમાં ભરાઇ ગયો.

પણ મોગરાના મંડપમાં થયલો ખડખડાટ અને પેસુને કાંને પડેલા પગલાંનો અવાજ કોણનો હતો? તે અવાજ અને ખડખડાટ હીલ્લા મોગરાંના મંડપમાંથી પસાર થતી હતી, તેનો હતો.

પેસુના ગભરાટનો પાર હતોજ નહી. તે મોગરાંના મંડપમાં છુપાવા

દોડયો, અને ગુલાબ અને ગુલછડીના ઝાડોમાંથી રસ્તો કરી મોગરાંના મંડપની ગીચ ઘટામાં છુપાઇને દમ લેવા લાગ્યો. સપડાઇ જવા માટે તે એટલો તો ધાસતી ખાઇ ગયો હતો, અને પોતાના જીવની તેને એટલી બધી તો ફિકર પડી હતી, કે હીલ્લાના આંગ સાથે તે અથડીને ચાલી ગયો, તેનુબી તેને ધ્યાન રેહયું નહી. પેસુને મંડપ તરફ આવતો જોઇ, હીલ્લા ગુપચુપ મંડપમાં ઉભીજ રહી ગઇ.

કેવો સંજોગ! કેવો અસાધારણ બનાવ!

એક કદમબી હીલ્લાથી આગલ વધાય યા પાછલ હટાય તેમ હતું નહી. મોગરાંના મંડપમાં એક કદમબી આગલ ઉઠાવવાની તેણીએ હિંમત કરી નહી, સબબ, તેમ કરતાં પકડાઇ જવાની ધાસતી હતી. દમ રૂધી તેણીએ ગુપચુપ ઉભું રેહવામા દાહપણ સાથ સમયસુચકતા વાપરી, અને તેવામાં રૂસતમ પેલુ કાગજ લઇ બંગલામાંથી બાહાર નિકલી, ધીમે અવાજે પેસુને બોલાવવા લાગ્યો.

'પેસુ ! પેસુ !'

પેસુ ધીમે ધીમે મંડપમાંથી બાહાર નિકલી રૂસતમની સામે જઇ ઉભો.

'કેમ તું ત્યાં શું કરતો'તો'

'ભેરામ હજ્યે ભચાયવો, રૂસતમ.' પેસુ બોલ્યો. 'કોઇ જાસુસ આપરી પછવારે ભમતો ફરેછ હો! મે-કાનેકાન અવાજ સાંભયરો.'

'પણ કોઇ ઉતું કે?' રૂસતમે પુછ્યું.

'નહી, કાંઇ નહી. ફકત મારો ધખારો ઉતો.' પેસુ બોલ્યો. 'પણ પેલું લાયવો કે? જોઉં?'

'શું?'

'વરી પુછી સાનુ મરેછ.' પેસુ ચીરડાઇને બોલ્યો. 'ખરૂં વીલ?'

'હા. આએ રેહયું તે.'

'લાવ! એ તારી પાસથી પરાબરી જશે, તો પંચાતી.' પેસુએ તે કાગજ રૂસતમ પાસથી ઝુંટાવી લઇ કેહયું. 'એનો નિકાલ હું કરૂંછ.'

પેસુ બાગની પાછલી તરફના ભાગમાં આવેલા એક એકાંત ખુણામાં રૂસતમનો હાથ પકડી પોતા સાથ તેને લેઇ ગયો, અને ત્યાં જઇ પોતાના ખીસાંમાંથી એક કાંદીની દબ્બી કાહાડી તે સલગાવી, અને પેલાં કાગજને તે વડે બાલી નાખવા લાગ્યો. હીલ્લાએ મોગરાંના મંડપમાંથી તે બલતાં કાગજના ઉજાસ વચ્ચે દુરથી પેસુને હસ્તો અને રૂસતમને ફિકકો પડેલો જોયો.

'અલા દુર, બલા દુર, ઓ ભેસાસુર!!' પેસુ કાગજ બાલી નાખી, મશકરી કરતો બોલ્યો. 'ચાલ! હવે ભદી તારી ભલા ધફે થાઇ ગેઇ! અંતે આપરે ફાયવા. ફાવેલા હાયા, નહી તો ભટંમ્બું તો ઉતુંજ.'

'ખુદા શરમ લાજ રાખે!' રૂસતમ નિરાંતનો એક દમ ભરી બોલ્યો. 'અમનશાહ બંગાલીની દોલત કરતાં દસગણી દોલતબી મને મલતી હોય, તો તે મેલવવા ફરીથી આવું કામ કદીબી નહી કરૂં.'

'જરૂર પડે તો જખ મારીને કરવું પડે!' પેસુએ હીસાબ ચુકવ્યો. 'મુવા આસી ભાયલા? જા, મરદના નામને એબ ના લગાર!'

'આ બંને જને 'ફોરજરી' કીધીછ.' હીલ્લા મંડપમાં ઉભી ઉભી વિચાર કરવા લાગી. રૂસતમે જે વીલ તીજોરીમાં મુકયું છે, તે બનાવટી વીલ છે, 'ને ખરૂં વીલ તો મારી પાસે છે. પેલા ભરૂચાએ બાલી નાખીયું, તે કાંઇ બીજુજ કાગજ હોવું જોઇએ. હવે એ બંને ચંડાલો મારે હાથથી છુટવા મુશકેલ છે.'

આ ચંડાલો પોતાનું પાંકયું કાંમ પુરૂં કરી ખલકનુમામાંથી જેવા બાહાર નિકલવા જતા હતા, તેટલાં ધનજીશાહ સોલીસીટર પોતાની ધણી-આંણી હીલ્લાની શોધ કરતા, રાતની અંધારી વચ્ચે સલગાવેલી મસાલ સાથ ખલકનુમામાં દાખલ થયા.

'એબી ઠીકજ થયું.' હીલ્લા મંડપમાં ઉભા ઉભી વિચાર કરવા લાગી. 'રૂસતમની વાતથી હવે હું એવણને જાણીતા કરશ. હવે બધી વાત હું એવણને આજે ફોડીને કેહવશ.'

ધનજીશાહનો અવાજ મંડપમાં છુપાયલી હીલ્લાએ જેટલો ઝડપથી પીછાન્યો, તેથી વધારે જલદી પેસુ લવંગીયા અને તેના સાથી રૂસતમે પીછાંન્યો. રૂસતમ ધનજીશાહને જોઇ ગભરાઇ ગયો. પણ લુચ્છો પેસુ તેજ ઘડીએ રૂસતમને પડતો મેલી, જીવ લેઇ નાહસવાના ઇરાદાથી મોગ-રાંના મંડપમાં એકદમ ઘુસી છુપાઇ ગયો.

રૂસતમબી ધનજીશાહની નજર ચોરાવવાના વામાતામા કરવા લાગ્યો, પણ તેટલાં, મસાલની રોશની વચ્ચે તેવણની નજર રૂસતમ ઉપર પડતાંજ તેવણ અજબ થાઇ બોલ્યા, અને બાગમાં અરધી રાતના થતી ગડબડના અવાજ સાંભલી, બંગલામાંથી ગુલી અને ધના બાહાર નિકલી આવ્યાં.

'રૂસતમ!' ધનજીશાહ બોલ્યા. 'આવી અરધી રાતે તું ખલકનુમામાં શું કરેછ?'

'તેનું તમારે શું?' રૂસતમ પાસે સીધો જવાબ નહી હોવાથી, તે ચીરડાઇને બોલ્યો. 'મારા મામાનો બાગ છે, 'ને મને જે ગમશે તે હું હીયાં કરશ. મને તેવણના ગુજરવાની ખબર પડી, 'ને મારી ખાતરી કરવા હું પોતે————

'પણ તમુને ખબર પુગાડી કોને?' ધના બોલી. 'હમે તો તમુને સહવારના કેહવાડવાનાં હતાં?'

'તેં નહી કેહવાડયું તે છતાં મને તો ખબર પડી.' રૂસતમ તોછડાઇથી બોલ્યો. 'બસ વધારે વાત નહીં'

'પણ રૂસતમ તું તો બાગમાંથી બાહાર જતો'તો?' ધનજીશાહે શક જવાથી પુછયું.'

'નહી, હું હમણાજ બાગમાં દાખલ થયો'તો.' રૂસતમે જવાબ દીધો.

તેં મારી હીલ્લાને જોઇચ રૂસતમ?' ધનજીશાહે પુછયું.

'મને શું પુછોછ ધનજીશાહ? હું તો હમણાજ આયો?'

'હા જી તેવણ હીયાં આયાં'તાં, ને કેવારનાં પાછાંબી ગીયાં.' ગુલીએ જવાબ દીધો.

'ત્યારે રસ્તામાં મને તેવણ કેમ મલીયાં નહી?' ધનજીશાહ અજબ થઇ બોલ્યા. 'ઘેરમાંથી કયારે નિકલી પડયાં, તેની મને ખબરબી નથી. હીયાં આવવા માટે તેવણ ઘણાં ઇનતેજાર હતાં, તે ઉપરથી મેં ધારયું, કે તેવણ હીયાં આયાં હોશે?'

'પણ આવી અંધારી રાતે એકલું કોઇને ત્યાં આવવાની જરૂર વારૂં.' ધના ખામખા અપમાન કરવા બોલી. 'તમારાં ધણીઆંણીને એટલું બધું શું અગતનું કાંમ પડયું, કે તેવણને ચાલીચલાવી ખલકનુમાના અરધી રાતે બારણાં ઠોકવાં પડયાં.'

હીલ્લા ખલકનુમામાં આવી હતી, એ વાત રૂસતમે પેહલવેહલી હમણાજ જાણી, અને તે જાણી તે ઘણોજ વિચારમાં પડયો. રખે હીલ્લાએ તેને જોયો હોય? અને તેમ જો હોય તો————

'એ પેલું સામેથી કોણ આવેછ?' ધનજીશાહે અંધારામાં મંડપમાંથી કોઇને નિકલતાં જોઇ પુછયું.

રૂસતમે ધારયું કે પેસુ લવંગીયો હશે.

'કોઇ નહી. એ તો હું છેઉ ધનજીશાહ?'

હીલ્લા મંડપમાંથી બાહાર નીકલી આ હાલીમવાલી બચ્ચે આવી ઉભી રહી બોલી. રૂસતમ તેણીને મંડપમાંથી નીકલી આવેલી જોઇ હેબતી ગયો, અને ગુલી તથા ધનાની અજાએબીનો તો પારજ નહી રહયો.

'હીલ્લા, તું હીયાં!' ધનજીશાહે ડોલા ચહડાવી પુછયું. 'આએ મોગરાંના મંડપમાં અરધી રાતના!!'

હા ધનજીશાહ!' હીલ્લા હીમતથી બોલી. 'હું અરધી રાતના આએ મોગરાના મંડપમાં છુપાઇ બેઠી'તી.'

રૂસતમની છાતી ધાસતીથી ફાટી જતી હોય, એમ તેને લાગ્યું. હીલ્લા મોગરાંના મંડપમાં છુપાઇ બેઠી હતી, અને એ મોગરાંનો મંડપ તો બહમનશાહના ઓરડાની બરોબર સાંમેજ હતો! ત્યારે શું——

'તમને હીયાં આયાને અર્ધો કલાક થયો હોશે?' ગુલીએ પુછ્યું.

'ને રૂસતમબી બાગમાં?' ધનજીશાહનો શક ફરીથી તાજો થયો. 'આએ બધી વાતના ભેદનો ખુલાસો હું એકદમ જાણવા માંગુછ. હવે હું એક ઘડી પણ સબુરી પકડનાર નથી.'

ધનજીશાહ, ગુલી તથા ધના સાથે બંગલાના દીવાનખાનામાં જઇ બેઠા, અને હીલ્લા તથા રૂસતમ પણ તે લોકની સાથે ગયાં. રૂસતમે જેમ તેમ કરી પોતે કાંઇબી જાણતો નથી એવું દેખાડવાનું ડોલ ઘાલવા માંડયુ, અને નફકરો બની એક ખુરસી ઉપર બેસી તે પોતાના નખ કરડવા લાગ્યો. પણ અંદરખાનેથી રૂસતમના ગભરાટનો પાર હતો નહી. હીલ્લા રૂસતમની તમામ હીલચાલ બારીકીથી બારી નજરે જોતી હતી, અને ધનજીશાહ પોતાની ધણીઆણીની આજ રાતની શકભરી ચાલ માટે વેહમની નજરથી તેણીની તરફ જોતા હતા, તેનું હીલ્લાને જરાબી ધ્યાન નહી હતું. અંતે હીલ્લા અને રૂસતમની નજર એક થતાંજ, રૂસતમ પોતાના મનમાં પોતાના પાપથી ડરવા લાગ્યો. તે પોતાની તમામ હીંમત હારવા લાગ્યો, અને તેના બદનના તમામ સાંધા ધીલા થઇ જતા હોય, એમ તેને લાગ્યું.

'મારાથી 'ફોરજરી' થઇછ.' તે મનમાં બોલ્યો. 'જો મારૂં પાપ ફુટયું તો, 'યરોડા જેલ' નહી તો 'આંડમાંન' વગર મારો છુટકો નથી! અરરરર! આએ મારીથી શું થઇ ગીયું!! પેલું વીલ જો બાલી નાખ્યું નહી હોતે, તો હજીબી હું તે પાછું એ લોકને સ્વાધીન કરી, બધું સમાધાન કરી નાખતે.'

હીલ્લા ઉભીજ રહી. ગુલીએ તેણીને ખુરસી ઉપર બેસવા કહયું, પણ તે બેઠી નહી, અને હીંમતથી તે સર્વેની તરફ જોતી ઉભી.

રૂસતમ હીલ્લાના ચેહરા ઉપર પોતાની કમબખતીનો ચીતાર જોવા લાગ્યો. તે સમજતો હતો, કે ખરૂં વીલ પેસુએ તેની નજર સામે બાલી નાખ્યું હતું, પણ ખરૂં જોતાં તો 'મેહનત બરબાદ અને ગુનાહ લાજમ' જેવું કામ થયું હતું.

વાંચનાર જાણે છે કે તે વીલનુ શું થયું છે, અને તે હાલ કોણ પાસ છે.

પણ તેમબી નથી!! 'વીલની વાત 'વીલ'ને વખતે!

હીલ્લાની ફતેહ હતી. ધનજીશાહની નજરમાં આજના જેવી હીલ્લા કદીબી ખુબસુરત લાગતી નહી હતી. તેણીની ચમકતી આંખોમાં કાંઇ અજાએબ જેવી ખુશી ચમકી રેહી હતી. તેણીનાં ગાલો ઉપર લાલી ખીલી રહી હતી, અને તેણીના ચેહરા ઉપર સંતોશ અને સુખ દીપી નીકલ્યાં હતાં.

સબબ?

સબબ આજે તેણીએ પોતાના બાપનું વેર તેના ફરમાન પ્રમાણે તેના દુશમન ઉપર લીધું હતું

---

## પ્રકરણ ૩૧ મું.

—:o:—

### મેલવેલા મુદ્દાનું ગુમ થવું.

'તમે બધી વાતનો ખુલાસો એકદમ જાણવા માગોછ નહી ધનજીશાહ ?' દીવાનખાનામાં જઇ સરવે જન ગોઠવાયા પછી હીલ્લાએ સવાલ કીધો. 'હું તે કહેવાને તઇયાર છેઉ. વાત ઘણી લાંબી છે. હજી તો મરનાર બહમનશાહનું રૂવાન ઘેરમાં પડેલું છે, તેટલાંજ આવી રીતના આવરકુટા—

'ઓ વાય ! હીલ્લા આવરકુટા સાના !' ધના ઇછની પડી બોલી. 'બહમનશાહનું એટલું બધું તમુંને લાગેછ, તો તમેજ એવા આવરકુટા કરવા રાત પડી શું કામ ચાલી ચલાવી આયાં ? 'ને તેથીજ તમે અરધી રાતનાં ચાલી ચલાવી મોગરાંનાં માંડવમાં—

'મારે બધો ખુલાસો હમણાજ જાણુંવોછ.' ધનજીશાહ પોતાની મોહોરદાર ઉપર અંગત ટીકા થતા સાંભળી બોલ્યા. 'જેબી હોય તે હું હમણાજ જાણવા માગુછ.'

'તમુને યાદ છે ધનજીશાહ, કે જ્યારે હું તમારી સાથે પરણી, ત્યારે મે તમારી સાથે શું કબુલાત કીધી'તી ?' હીલ્લાએ પુછયું. 'કે ખલકનુમાવાલાં તથા પારબતીવાલાંઓને તેમજ મુખ્ય કરી રૂસતમ સત્થાને મારૂં ખરૂં નામ કેહવું નહી ?'

'વારૂં ? તેનું શું ?' ધનજીશાહે સવાલ કીધો.

'મે તમુને શું કરવા મારૂં ખરૂં નામ છુપું રાખવા કહયું'તું'. તે તમે જાણોછ ?' હીલ્લાએ પુછયું. 'એટલાંજ વાસ્તે, કે પારબતી અને ખલકનુમાની પડોસમાં કોઇબી રીતે આવી રેહવાની મારી એક ચોકસ અને છુપી મતલબ ઉતી. તમારા કરતાંબી, મને તે મતલબ વધારે વાહલી ઉતી, એમ જો હું કેહુ તો ચાલે !'

હીલ્લાના આ ઘેલા સખુનો સાંભલી ધનજીશાહ પોતાનો હોઠ દાંત વચ્ચે કરડી, પોતાના ગુસ્સાને દાબવા લાગ્યા, અને દીવાનખાનામાં બેઠેલાં સરવે જન આ વાતચીતને વર વહુનો કંકાસ સમજવા લાગ્યાં.

'રૂસતમ સત્થા,' હીલ્લાએ રૂસતમ તરફ જોઇ તોછડાઇથી સવાલ કીધો. 'તારે જાણવું છે, કે પારબતી' ને ખલકનુમાની પડોસમાં આવી રેહવા માટે હું એટલી બધી શું કાંમ ઇનતેજાર ઉતી ? તારે જાણવું છે, કે તારીથી 'ને તારાં

સગાં વાહાલાંઓથી મારૂં ખરૂં નામ છુપાવવા માટે હું એટલી બધી શું કામ ઇનતેજાર હતી !'

રૂસતમે તુરતજ હીલ્લા તરફ ફરીને જોયું. તેનો ચેહરો વિચારમાં પડેલાં આદમીના જેવો દેખાતો હતો, અને તેની આંખો જેવી હીલ્લા ઉપર પડી, કે તેજ વખતે તેનું પાપી અંતઃકરણ તેને ડંખવા લાગ્યું. તોપણ તે હિંમત રાખી બોલ્યો:—

'તમે શું બોલોછ, તેની મને બીલકુલ સમજ પડતી નથી હીલ્લા. હું તમારી મતલબ શું જાણું? તમારૂં ખરૂં નામ જાંણવાની મને એટલી બધી શું દરકાર છે, 'ને તમે મારા મકાનની પડોસમાં શું મતલબથી આવી રેહયાં તે જાણુવાનીબી મને શું જરૂર છે?'

'તુને નહી પણ મને ઘણીજ જરૂર હતી!' હીલ્લાએ જવાબ દીધો. 'તારી નજદીક રેહવાની, 'ને તુને મારી નજરની આગલ રાખવાની મતલબથી હું મુંબઇથી પુને આવી રેહી.'

'એ રાંડનાં આવાં કરતુકની મને બીલકુલ ખબર નહી હતી.' ધનજીશાહ હીલ્લાના બોલવાથી વધારે ગુસ્સે થઇ મનમાં બબડયા. 'હું પેહલેથીજ ધારતો'તો કે રૂસતમને એ ચાહતી'તી. અંતે હું ઠગાયો!'

હા રૂસતમ.' હીલ્લા બોલી. 'તારી નજદીક રેહવા માટેજ હું " આવી વસી. તારી આગલને આગલ રેહવા હું ઘણીજ ખંટી પડી હતી. તારી આગલ આવી રેહવા માટે હું કોઇબી રીતનો જોખમ માથે લેવા તઇયાર થઇ'તી. તારી આગલ આવી વસવા માટેજ મારૂં ખરૂં નામ મેં છુપાવ્યું. તુંને ભુલથાપ આપવા માટે, 'ને એક નાવારેસ ઘરડા આદમીને જુગાર રમાડી, તેની પાસના પઇસા ઠગીને લેઇ લેનાર નીચ, લુચ્ચા, લબ્બાડને ઉંઘાડો પાડવા માટેજ હું પુનામાં આવી રેહી.'

ફગલાયલે ચેહરે અને કાંપતી છાતીએ, રૂસતમ એકદમ ખુરસી ઉપરથી ઉઠી ઉભો થયો, અને એકદમ દીવાનખાનામાંથી નિકલી જવાના વિચારથી તે આગલ વધ્યો, પણ હીલ્લાના ચેહરા ઉપર તેની નજર પડતાંજ તેનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં, અને તેના પગ જ્યાં તે ઉભો હતો, ત્યાંજ જડ થઇ જવા લાગ્યા. હીલ્લા રૂસતમની મતલબ તુરતજ સમજી ગઇ, અને તેજ વખતે પોતે એકદમ દોડી આવી પોતાના બંને હાથ આડા કરી, તે વચમાં પડી બોલી:—

'સબર કર! કાંહાં જાયછ! એમ તારીથી જવારો નહીં.'

રૂસતમ તેજ વખતે ખુરસી ઉપર બેસી ગયો, અને હીલ્લાએ પાછું બોલવા માંડયું:—

'હવે મને તેં ઓલખી કે રૂસતમ? હું કોણ છઉં, તે તુંને હવે ખબર પડી કે રૂસતમ! ૧૮૯–ના મે મહીનાની ૧૪ મી તારીખ તુંને યાદ

છે કે રૂસતમ? તે દિવસે રાતના મુંબઇમાં મારા બાપને, કોટમાં બેન્ડસ્ટેન્ડ ઉપરથી આવતાં, રસ્તામાં રાજબાઇ ટાવરની સાંમેના ફુટપાથ ઉપર તું મલ્યો'તો, તે યાદ છે કે રૂસતમ? હું તેવણુની આગલ ઉભી'તી, 'ને તું તારા પેલા લુચ્છા દોસ્તદારની સાથ તેવણુને સમજાવી ફુસલાવી મારી આગલથી લેઇ ગયો? હવે કદાચ તેં જાણ્યું હોશે, કે હું કોણ છઉં. હવે તુંને સમજ્ની પડી હોશે, કે આજે રાતના હું હીયાં શું કામ આવી'તી! વીકાજી મેહરજી તાલેવંતાનો જીવ લેઇ, તેની દીકરી હીલ્લાથી તું દયાની આસા કદીબી રાખતો ના રૂસતમ?'

'તાલેવંતાની દીકરી

ગુલી અને ધના, છેલ્લા બોલો સાંભલી એકાએક ચમકી અજબ થાઇ એકબીજાંનું મો જોવા લાગ્યાં. શું ખરેખર હીલ્લા વીકાજી તાલેવંતાની દીકરી હતી. 'ને તે લોક બહમનશાહથી સેંકડો કોસ દુર રાખવા માંગતાં હતાં, તે તો તે લોકની જાણ વગર, તે લોકની નજર રૂબરૂ બહમનશાહની આગલ અત્યાર આગમજની આવતી જતી થાઇ ચુકી હતી.

પણ એમ બને કેમ? બહમનશાહની બે માંહેલી એકબી બત્રીજીએ વીકાજી તાલેવંતાની આ નાહની છોકરીના જનમ વિશે આજ સુધી કાંઇબી સાંભલ્યું નહીં હતું! ગુલી અને ધના બંને જન હીલ્લાની ખરી ઓલખ સાંભલી ઘણાંજ વિચારમાં પડયાં, પણ તે લોકને ખબર નહીં હતી, કે જે બીનાથી તે લોક આજ સુધી બેખબર હતાં, તે ખબર બહમનશાહને પસગવત વીકાજીએ એક કાગજમાં લખી જણાવી હતી, અને બહમનશાહે તે વાત સરવેથી છુપાવી હતી.

'વીકાજી તાલેવંતાની નાંહલ્લાંમાં નાંહલ્લી દીકરી તો નાજાંમાય મુલતાનવાલાં થાયછ?' ગુલી બોલી.

'હું વીકાજી તાલેવંતાની દીકરી હીલ્લા છઉં.' હીલ્લાએ ગુલીને જવાબ દીધો. 'નાજાંમાય મુલતાનવાલાં મારાં સાવકાં બેહન થાયછ. મારી બેહનની ખાએસથી, પારબતીમાં હું મારૂં ખરૂં નામ બદલીને આવી'તી, 'ને રૂસતમ સત્થા ઉપર મારા બાપનું વેર લેવા સારૂંજ હજી સુધી મેં મારૂં ખરૂં નામ છુપાવી રાખ્યું'તું.'

રૂસતમની સુધ હવે ઠેકાણે રેહી નહીં. બધાં કરતાં તે હીલ્લાથી આજ સુધી વધારે ડરતો હતો. હીલ્લાના ચેહરા અને તેણીના અવાજની હવે તેને બરાબર યાદ આવી, અને ૧૪ મી મેહના દીવસનું તેને ધ્યાન આવતાંજ તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા, અને તેની આંખે અંધારાં આવ્યાથી તેનો જીવ બેતાબ મારી ગયો.

'બહમનશાહ બંગાલી 'ને મારા મરનાર બાપ જાની દોસ્ત હતા, એ વાત કંઇ છુપી નથી.' હીલ્લાએ પાછું બોલવા માંડયું. 'મારા બેહસ્તી

બાવાનાં કંઇ એવોજ ખ્યાલ બેસી ગએલોછ, કે બહમનશાહની દોલત ઉપર તેવણુનો હક હતો. મેં તેવો વિચાર એક ઘડીભરબી કીધો નથી.'

'તમે તો પઇસાની દરકારબી નહી કરતા હશો હીલ્લા!' ધનાએ મીનું મારયું. 'અંહ ! તમે શું બોલોછ !!'

'ખચીતજ નહી. તમે જો તેથી ઉલટું સમજતા હોવો, તો તેમાં તમારી ભુલ છે.' હીલ્લાએ બેદરકારીથી જવાબ દીધો. 'મારા ધણીના સુખ ઉપર હું પુરતો સંતોશ પકડુંછ. મારા બાવાના તે વિચારો મને બીલકુલ પસંદ નહી ઉતા. બમનશાહ મારા બાવાને ચાહતા'તા, તે હું જાણતી'તી' 'ને તેટલાજ વાસ્તે, હું તેવણુને મારા બાવાના કવખતના મરણની 'ને તેવણુનો જીવ લેનાર આ શખસની વાત કેહવા ફકત ઇનતેજાર ઉતી. પણુ એ શખસને તેવણુ આગલ હું ઉંઘાડો પાડું, તે આગમજ તેવણુ મરી ગીયા. મારી ખાતરી ઉતી, કે જો હું એ વાતથી તેવણુને જાણીતા 'મે આએ શખસના પાપી કામથી જો તેવણુ માહિતગાર થતે, તો તેવણુ કદીબી એવા ગુનેહગારને પોતાનો વારસ નેમી જતે નહી. તેમ જો થતે, તો હું મારા બાપનું વેર વલેલું સમજતે, મેં આજે રાતનાજ સાંભલ્યું. કે બમનશાહ ઘણો વખત કહાડે તેવી હાલતમાં નથી, એટલે હું તેવણુને એ વાત કેહવા સારૂજ રાતોરાત આવી'તી.'

ગુલી અને ધના ફરીથી એકેકે તરફ જોઇ મનમાં વિચારવા લાગ્યાં, કે હીલ્લા જો બમનશાહને મલવા પામી હતે, તો જરૂર બમનશાહ રૂસતમની બધી વાત જાણી તેના નામ ઉપર છેકો મારતે અને તેમ થયાથી, કદાચ તે લોકના હાથમાં જરૂર લાભ થતે. પણુ બીજા હાથ ઉપર વિચાર કરતાં તેઓ એવાં ઠેડાવ ઉપર આવ્યા, કે રૂસતમના નામ ઉપર છેકો પડયાથી હીલ્લાને તાલેવંતાની દીકરી તરીકે આખો વારસો મલતે.

'ત્યારે રૂસ્તમને ઉંઘાડો પાડી, તમે કાકાજીની દોલતનાં ધણી થાઇ બેસતે ખરાં.' ધનાએ તાહુકો પુરયો. 'તમુંને જબરો લાભ થતે !'

'મને લાભ થતે ?' હીલ્લા બોલી. 'મેં પેહલેજ કેહયું કે હું મારા ધણીના સુખમાં સંતોશી છેઉ.'

'મારી હીલ્લા એવાં લાભની જરાબી પરવા કરતી નથી.' ધનજીશાહે હીલ્લા તરફથી કહયું.

'હું ઘણીજ મોડી આવી.' હીલ્લા બોલી. બમનશાહને 'હું જીવતા જોઇ શકી નહી, અને તેવણુ સાથ મને વાત કરવાની તકબી મલી નહી. પણુ તેથી કાંઇ ખોટું થયું નથી. હું રૂસતમને ઉંઘાડો પાડવા 'ને ફસાવવા સારૂં હીંયા આવી'તી. એ સમજેછ, કે હું એને ફસાવી શકી નથી, પણુ એ પોતાને હાથે મારા હાથમાં ફસયોછ. એને એનાં કરતુકે ફસાવી

ઉંધારો પાડશોજ. જુગાર રમનારને ફકત ઠંડનીજ સજા થાયછ, પણ આજ રાતના એના કામને માટે એને 'કાળાં પાણી જવું પડશે !

સરવે કોઇ ડાચાં વકાસી રૂસતમ તરફ જોવા લાગ્યાં, અને ઓચંબામાં પડી ચુપ થાઇ ગયાં.

'માયના મામાનો ફાલો લેના આયો!' હીલ્લાએ આગલ બોલવા માંડયું. 'હજી તો માંમાને ગુજરવાને વખત થયો નથી, હજી તો બંગલાને બીજે છેડે આવેલા ઓરડામાં તેવણુતું પાક રૂવાન પડેલું છે, તેટલાં આએ ગુનેહગાર શખસે એક ચોરની કાની પોતાના મુરબ્બી સમાન મામાના ઓરડામાં ધુસી, ટેબલ પરથી કુંચી લેઇ, તેની તીજોરી ઉંઘાડી, તેમાંથી ખરૂં 'વીલ' કહાડી લેઇ, તેને બદલે એક બનાવટ કરેલું 'વીલ' તીજોરીમાં ઠસાવી દીધું.'

'એ વાત તેં કેમ જાણી હીલ્લા ?' ધનજીશાહે આ નહી ધારેલી વાત સાંભલી પુછયું.

'હું તે વખતે પેલા મોગરાના મંડપમાં છુપાયલી ઉતી!' હીલ્લા બોલી. 'જ્યારે એ કુંચી લેઇ પાછલા ઓરડા તરફ ગીયો, ત્યારે હું મંડપમાંથી નિકલી તીજોરીવાલા ઓરડાના પાછલાં બારણાંની પછવાડે જઇ ઉભી'તી. જ્યારે એને ખોટું 'વીલ' પોતના ખીસામાંથી કાહાડી પરબીડામાં ઠસાવ્યું, 'ને ખરૂં 'વીલ' ખુરસી પર મુકી, પોતે આગલા ઓરડામાં ગીયો, તે વખતે, મેં તે ખરૂં 'વીલ' ઉંચકી લીધું. તે ખરૂં 'વીલ' મારી પાસે છે!!'

'એ બધી વાત જુઠી છે.' રૂસ્તમ બુમ પાડી ઉઠયો. 'મારી ઉપર તોહમત ઉઠું કીધુંજ. 'ખરૂં વીલ.'—

'જરા સબુર.' હીલ્લા વચમાં બોલી પડી. 'ખરૂં 'વીલ' શું! તું એમ કેહવા માગેછ, કે ખરૂં 'વીલ' પેસુ લવંગ્યાએ બાલી નાખ્યુંછ. મુરખ, તે તો એક ફાલતું કાગજ હતું, જે તારે હાથે પરબીડાંમાથી 'વીલ' કાહાડતાં ભોય ઉપર પડી ગીયુંતું, 'ને તારી નજર તે કાગજ ઉપર નહી પડી'તી.'

'એ ખરૂં 'વીલ' કયાં છે જોઉં ?' ધનજીશાહે પુછયું.

'મારી પાસે છે.' હીલ્લા પોતાના ઓવરકોટના ખીસાંમાં હાથ નાખી તે 'વીલ' કાહાડતાં બોલી. 'આએ રેહયું તે.'

હીલ્લાએ પોતાના ઓવરકોટના ગજવામાં તે 'વીલ' કાહાડવા હાથ નાખ્યો! પણ ગજબ!! ગજવું તો ખાલી હતું!

'વીલ' ગજવામાં હતું નહી!

ત્યારે 'વીલ' કયાં ગયું!

એ શું ન ધારેલો બનાવ! હીલ્લાએ આટલી બધી મુસકેલીએ મેલવેલો મુદ્દો કેમ ગુમ થયો! વીલનુ શું થયું!!!

જરા સબર!

# પ્રકરણ ૩૨ મું.

## લુચ્ચાઓની તૈયારી.

વીલ ગુમ થયું હતું.

આટલી બધી મુશકેલીથી મેલવેલું 'વીલ' હીલ્લાના ઓવરકોટના ખીસાંમાથી કેમ જતું રેહયું, તેની કાંઇ સમજ હીલ્લાને પડી નહી. તે ગજવામાંથી બીજા ગજવામાં, અને બીજા ગજવામાંથી પેહલાં ગજવામાં જોવા અને તપાસવા પડી.

'વીલ નહી મલે ! તે કાંહ ગીયું ! હતું તો ગજવામાં ! કદાચ મોગરાના મંડપ હેઠલ, નહી તો બાગમાં કોઇ ઠેકાણે પડયું હોશે !! બીજાં બધાં કાગલો સલામત રેહયાં, 'ને એ કેમ પડી ગીયું.'

'જોઉં હીલ્લાં, એ વીલ.' ધનજીશાહે ફરીથી પુછયું.

'મારાં ગજવામાંથી તે કેથે પડી ગીયુંછ.' હીલ્લા ફગરાઇ જઇ બોલી. 'તે કાંહ પડયું હોશે તેની મને સમજ પડતી નથી. જાવો, જાવો, તમે બાગમાં જરા સોધો તો ધનજીશાહ. મોગરાના મંડપમાં, નહી તો ગુલછડીના ઝાડો વચ્ચે તે પડયું હોશે ! જરા જલદી જાવો તો ધન !

'હું જાંઉંછ.'

ધનજીશાહ પોતાની લાકડી હાથમાં લેઇ બાગમાં જવા ઉઠયા, પણ ધના તેટલાં બોલી ઉઠી:-

'સબર કરો ધનજીશાહ ! હું માકાને મોકલુંછ. તમે શું કરવા રાત પડી અંધારામાં બાહાર જાવોછ. માકા જા. મોગરાના મંડપ આગળ અને ગુલછડીના ઝાડોની હારમાં જો, ત્યાં કંઇ કાગજ પડેલું છે ?'

માકો ફાનસ લેઇ બાગમાં ગયો અને હીલ્લા વીચારમાં ગમગીન થાઇ, ઉભી. ધનજીશાહ, ગુલી અને ધના તરફ જોઇ બોલ્યા.

'કોઇબી રીતે 'વીલ' બાગમાંથી મલવું જોઇએ. હીલ્લાના કરતાં તમો બંને જનનો તેમાં વધારે લાભ સમાયલો હશે. એવી મારી ખાતરી છે ધના.'

'વીલ બાગમાંથી જરૂર મલવું જોઇએ.' હીલ્લા બોલી. 'મારા ગજવામાંથી તે પડી ગીયુંછ, તેમાં તો કાંઇજ શક નથી.'

રૂસતમ ગુપચુપ બેસી રેહયો. માકો શું સમાચાર બાગમાંથી લેઇ આવે છે, તે જાણવા માટે તેનો જીવ ચટપટમાં પડયો હતો, પણ બાગમાંથી જો માકાને વીલ મલે, તો તેણે કેવી રીતે પોતાનો બચાવ કરવો તે માટે નક્કી ઠેરાવ ઉપર આવી રૂસતમ બોલ્યો:-

'આએ તમે શું કરોછ હીલ્લા ! મારા મરહુમ મામાનું ખરૂં વીલ ખોટું છે, એમ સાબેત કરવાનો તમે આજે રસ્તો લેઇ બેઠાછ શું ? એવાં

કાગજોનાં ચીથરાંને શું કોઇડ ભુલ કરશે એમ તમે ધારોછ? તમારી આવી રાજા પાદશાહ જેવી વાતો, તમે કોણને સંભલાવવા આયાંછ? તમારા બાપે જુગારખાનામાં જીવ ઉપર કીધું, ’ને તમે મોગરાના મંડપમાં ભરાઇ તેનું વેર લેવા નીકલ્યાં, એ વાત કોઇ મુંબઇના નુસપેપરવાલાઓ ઉપર લખી મોકલો! તે લોક પોતાની કટારોમાં લખાનની ભરતી કરવા છાપે, પણ—

‘ખબરદાર રૂસતમ!’ ધનજીશાહ દમમાં બોલ્યા. ‘એવી રીતે જો તું વાંકો ફાટશે, તો તેમાં તારૂં પોતાનું નુકસાન તું તારે હાથે કરશે. હીલ્લાની તરફથી હું કંઇ બોલતો નથી, તેથી તારે સમજવું કે તેવણની વાત હું ખોટી માનુંછ. પણ હું એટલાજ વાસ્તે મુંગો બેઠોછ, કે તારા જેવા એક નીચ લબ્બાડ ’ને જુઠાની સાથે ગુસ્સે થવામાં હું પોતાને હલકો પડેલો સમજુંછ, વાસ્તે એકદમ મુંગો રેહજે. જો એક હરફબી બોલીયોછ, તો તું જાણે!’

લગભગ પા કલાક સુધી માંકો બાગમાં શોધ કરી પાછો ફર્યો, અને તેને પછો ફરેલો જોઇ, હીલ્લા એકદમ ખુરશી ઉપરથી ઉઠી પુછવા લાગી.

‘કેમ મલ્યું કે?’

‘નહી બાઇ સાહેબ.’ માંકો બોલ્યો. ‘મોગરાંનો માંડવ અને ગુલાબનાં બધાં ઝાડોની આગલ પાછલ મેં બધી જગ્યા ઉપર જોયું, પણ કાગજ જેવું ત્યાં તો કંઇબી દેખાયું નહી!’

‘આસપાસ તેં જોયું તું માકા?’ ધનજીશાહે પુછયું.

‘હા સાહેબ, દરવાજા સુધી મેં તપાસ કીધીછ.’ માકો બોલ્યો.

રૂસતમ હવે ખડખડ હસી પડયો, અને ગુલી તથા ધના તેની તરફ જોવા લાગ્યાં.

‘હવે હું ધારૂંછ, કે ફારસ પુરો થયો હશે!’ રૂસતમ બોલ્યો. ‘ધનજીશાહ શેઠ બેઅદબી માફ કરો તો બોલું. તમારા ધણીઆણીએ ખરૂં વીલ મેલવ્યું એ વાત જેટલી ખરી છે, તેટલીજ ખરી વાત વીકાજી તાલેવંતાના એવણ દીકરી થાય તેબી ખરી હોવી જોઇએ!’

‘એટલે તું એમ કેહવા માગેછ, કે હું વીકાજી તાલેવંતાની દીકરી નથી!’ હીલ્લા ધીકકારથી બોલી.

ધનજીશાહ ગુસ્સામાં આવી પોતાની લાકડી લેઇ ઉઠયા, અને રૂસતમના ડગલાનો ‘કોલર’ પકડી તેને મારવા પોતાનો હાથ ઉંચકયો. પણ હીલ્લા તેજ વખતે ધનજીશાહનો હાથ પકડી બોલી:—

‘જવા દેઓ ધનજીશાહ. એને એના કરણીના ફલ આજે નહી તો હવે પછી મલશે. મારે ખાતર એને જવા દેઓ. કરો તેવું ભરો; એ વાત ભુલતો ના રૂસતમ. ‘હું ધારતી’તી કે આજે સર્વે વાતનું સેવટ આવશે પણ કાંઇ અજાએબ જેવી બીના બનીછ. મને કંઇ સમજ પડતી નહી, કે વીલ મારા કબજામાંથી કેમ જતું રેહયું!!’

'સબર કર હીલ્લા.' ધનજીશાહ બોલ્યા. 'આએ છેલ્લાં વીલમાં શું લખ્યું'તું? બહમનશાહે કોણને પોતાની દોલત આપી'તી?'

'હું તે જાણતી નથી.' હીલ્લા બોલી.

'શું તું જાણતી નથી?'

''વીલમાં શું લખ્યું'તું, તે મેં જરાબી વાંચ્યું નથી. હું તે ખુરસી ઉપરથી ઉંચકી લેઇ ઓરડામાંથી નિકલી પડી, ને દરવાજા બાહાર જઇ મેં તે મારા ગજવાંમા મુક્યું'તું.'

'ત્યારે તેં કેમ જાણ્યું કે તે વીલ હતું?' ધનજીશાહે પુંછ્યું.

'પેસુ લવંગ્યાને મેં બોલતાં સાંભલીયો, કે તે ખરૂં વીલ હતું.'

'પણ હવે મનેબી કંઇ પુછવા દેશોકે નહી?' રૂસ્તમ વચમાં પડતાં બોલ્યો.

'ધનજીશાહ શેઠ, હવે હું ધારૂંછ 'ને તમારાં ધણીઆણીની ખાતરી થઇ હશે, કે આ નાસાગોસાનો દાવ હવે પુરો થયોછ.'

હીલ્લા ધિક્કારભરી નજરથી રૂસ્તમ તરફ જોઇ બોલી;—

'તારી સીકકલ જોવી હરામ છે. એક બોલબી મારી સાથે બોલવાની તારી શું મકદુર છે? એટલુંજ યાદ કર, કે હું કોણ છઉં, 'ને તુને કોણ સાથે કાંમ લેવુંછ. હજી મારા હાથમાંથી તું ગીયો નથી.'

'હવે હીયાં ઘણો વખત ખોટી રેહવામાં સાર નથી.' ધનજીશાહ બોલ્યા. 'ચાલ હીલ્લા.' 'બેહસ્તીની પાયદસ્ત કયારે કાહડવાની છે ધના?'

'જી પાયદસ્ત કાલે સાંજના કાહાડવાનો વિચાર છે.' ધના બોલી.

'ધનજીશાહ હીલ્લાને લેઇ લીલી તરફ નિકલી ગયા, અને રૂસ્તમ આ બલા દુર થવાથી પોતાના મનમાં મલકાવા લાગ્યો. તેનો સીતારો હજી બુલંદ હતો. તેના પાપનો ઘડો કુટવાનો વખત હજી બરોબર થયો નહી હતો, સબબ તે હજી પુરેપુરો ભરાયો નહી હતો.

---

## પ્રકરણ ૩૩ મું.

—:o:—

### હું તો તેનીજ સાથે પરણવાની!

રૂસ્તમના દેખાવ, અને તેની ઢબછબ ઉપર મોહી પડેલી છછાછલી સીલ્લાને, જ્યારે હીલ્લાએ ગઇ રાતના ખલકનુમામાં બનેલા બનાવની તમામ હકિકત ધનજીશાહની રજાથી કહી સંભળાવી રૂસ્તમ સાથ થયલું તેણીનું કારજ તોડી નાખવા હીલ્લાએ જણાવ્યું, ત્યારે સીલ્લાને છેડાઇ પડતાં વાર લાગી નહી. અલબતાં એ બધી વાત ધનજીશાહની હાજરીમાં

થતી હતી, અને ધનજીશાહનો પણ તેવોજ વિચાર હોવાથી, રૂસ્તમનો ખ્યાલ છોડી દેવા માટે સીલ્લાને સમજાવવાનું કામ તેમણે હીલ્લાને સોંપ્યું હતું.

ઉછાછળી સીલ્લા! રૂસ્તમનાં બાહાસ્નાં દેખાવ ઉપર મોહી પડી તેને દીલોજાનથી તે ચાહતી હતી, પણ પોતાના ભવિશના સુખને ખાતર તેની બી-તરની ખામીઓ જાણવાની તેણીએ જરાબી દરકાર કે કાલજી કીધી નહી હતી. રૂસ્તમ સાથનું પોતાનું કારજ અગરજો ધનજીશાહ અને હીલ્લા બાંજી નાખે, તો સીલ્લા તેમની મરજી ઉપરાંત રૂસ્તમ સાથ પરણવાના ઠેડાવ ઉપર આવી હતી.

'તે લુચ્ચો છે, જુગારી છે, જે છે તે, પણ બસ હું તો તેનીજ સાથે પરણવાની.' સીલ્લાએ ગુસ્સાથી જવાબ દીધો. 'જે છે તે એ મારૂં નસીબ! સારા અને આબરૂદાર ધણી સાથ પરણ્યા પછી, તે પાછલથી છાકટો અને જુગારી નિકલેછ, ત્યારે તેનું કેમ?

'પણ મારૂં તો સાંભલ સીલ્લા.' હીલ્લા સીલ્લાની પીઠ ઉપર હાથ મુકી બોલી. 'રૂસ્તમને સારૂં હમે જે કાંઇ તુંને કેહીએછ, તે તુંને કડવું જેહર જેવું લાગતું તો હોસે, તેમાં કાંઇ શક નથી; પણ તેના જેવા એક લુચ્ચા સાથ તુંને પરણાવા દેઇ, તુંને ખુવાર અને ખરાબ કરવા હમે રાજી નથી. તારૂં ભાગ્ય ઘણુંજ બુલંદ છે, કે એ બધી વાતનો ભેદ, લગન આગમજ ફુટો. એક વખત કપાલે કાંન ચોંટિયા, તે કાંઇ છુટટા થતા નથી. આપણાં પારસીઓના લગનના કાયદા બીલકુલ ખામીભરયા છે. હજી પંચાયતને હસ્તક એ કામ હોતે, તો વધારે સારૂ થતે. પણ પારસીઓનુ શું ભલું થશે, કે ઉતાવલમાં પડી ઇંગ્રેજી સરકારને પોતાને સારૂ લગનના કાયદા બાંધવા અરજ કીધી, 'ને સરકારે પારસી લોકની રાહરસમથી, અને પારસી સંસારની અંદરખાનેની ખરી હાલતથી બેખબર ને અનજાણ હોવાથી, એવા ખામીભરયા કાયદા ઘડી કાહાડયા.

વાત વધી પડી. સીલ્લાં બોલતાં બોલતાં થાકી ગઇ, અને તે થાકના સબબથી તેણીને તાપ ચહડી! તેણીની છાતી બેસી ગઇ, અને તાપની બીમારીમાં રૂસ્તમ વિશે તે તરેહવાર બકવા લાગી. સીલ્લાની આવી હાલત જોઇ ધનજીશાહ ઘણાંજ ચિંતામાં પડયા, અને સહવારૂં પડતાંજ તેવણે ડાકટરને બોલાવી મંગાવ્યો.

સીલ્લાની બીમારી છ દાહડા સુધી ચાલુ રેહી.

હીલ્લા પોતાના ફરજંદની માફક તેણીની બરદાસ્ત લેવા લાગી. ધનજીશાહ સીલ્લાની હાલતમાં થયલા ફેરફારથી ઘણાજ દલગીર થઇ ગયા, અને જેવી તે સાજી થાય, કે તેણીને હવા ફેરફાર કરાવવા નવસારી કે કુંમસા લેઇ જવાનું તેવણે નક્કી કીધું.

ખલકનુમામાં બનેલા મોગરાનાં મંડપવાલા બનાવ પછી, ધનજીશાહ શીલ્લા સાથે ઉંચેજ મોહડે રેહયા. સીલ્લાની બીમારી દરમ્યાન કામ જોગ વાતચીત સિવાય વધુ એક હરફબી શીલ્લા સાથ તેવણ બોલતા નહી હતા. શીલ્લા ધનજીશાહની એવી ચાલથી ઘણી દલગીર અને દુ:ખી થવા લાગી, અને તેથી બન્ને ધણી ધણીઆણી વચ્ચે જુદાઇ દીન જતે વધતીજ ગઇ.

આ સર્વે સંતાપ અને દુ:ખનું સેવટ અગરજો શીલ્લા પોતાના ધણી ધનજીશાહને મનાવી લેતે, તો તેજ વખતે આવી જતે. પણ શીલ્લાએ ધનજીશાહને સમજાવી કે મનાવી લેવાની તજવિજ કીધીજ નહી, સબબ તે ધારતી હતી, કે ધનજીશાહ તેણીને મનાવવા અને સમજાવવા આવશે, ત્યારે તે બોલશે. એવી રીતે ધનજીશાહની વાર જોતાં દાહાડા નીકલી ગયા, અને જેમ જેમ મોહું થતું ગયું, તેમ તેમ ધનજીશાહ શીલ્લાની બેવફાઇ ઉપર વધારે અને વધારે ગુમાન ભરી નજરથી જોતા ગયા, તે એટલા સુધી, કે સેવટે શીલ્લા તરફનો તેવણનો સઘલો પ્યાર ધિક્કારમાં બદલાઇ ગયો, અને હવે તેવણ શીલ્લાથી દૂર અને દુરજ રેહવા લાગ્યા. એટલુંજ નહી, પણ પોતાની બેવફા બઇરીથી હવે જેમ બને તેમ જલદી જુદું પડવાનો તેવણે ઠેરાવ નક્કી કીધો.

'સીલ્લા જયાં સુધી પુનામાં રેહસે ત્યાં સુધી પેલા નાપાક છુકટાનો ખયાલ કદી ભુલનાર નથી.' ધનજીશાહે વિચાર કીધો. 'લોક વસ્તુ વધી જશે, અને તરેહવાર ગામગપાટા વિકલતાંજ રેહશે, વાસ્તે એ છોકરીને અહીંયાથી લેઇને નિકલી જવામાંજ સારૂં સેવટ આવશે.'

સીલ્લા સાજી થાઇ ખરી, પણ હજી તે રૂસતમનો ખયાલ દીલથી ભુલી નહી. તેણીના ગમનો પાર હતોજ નહી. શીલ્લા તેણીને ઘણીબી સમજાવતી, પણ તેણીની એકબી વાત સીલ્લાના ધ્યાનમાં ઉતરતી નહી હતી.

લુચ્ચો રૂસતમ! આ પુતલીના પવીત્ર પ્યારને લાએક તે હતોજ નહી. પેહલાં તો તે સીલ્લાને ચાહતોજ નહી હતો, પણ સુનામાએ તેને ફરજ પાડવાથી પાછલથી આ પુતલી સાથ પરણવાનું જે તેણે કબુલ કીધું હતું તે તેણીને ખાતરજ નહી, પણ તેણીના પઇસાને ખાતર હતું.

ગરીબ બીચારી સીલ્લા!!

* * * *

---

# પ્રકરણ ૩૪ મું.

—:૦:—

## ચાહારૂમ અને દસરૂં. બહમનશાહનું વીલ.

બહમનશાહ બંગાલીના મરણના ખબર સાંભલી નજદીક તેમજ દુરના સર્વે ખેશીઓ, અને દોસ્ત આશનાવોની એક ગંજાવર મીજલસ બીજે દીવસે સાંજના બહમનશાહ બંગાલીની પાયદસ્તને વખતે ખલકનુમામાં ભેગી મલી હતી.

મરહુમનું વીલ વાંચવા જો કે ચાહારમનો દીવસ મુકરર કીધો હતો, પણ સીતારામ સોલીસીટર તથા તેવણના કારભારી મુંબઈમાં રોકાઇ જવાથી દસમા સુધી તે બાબદ મોકુફ રાખવી પડી હતી.

ગુલી અને ધના ધરમ ઉપર ચુસ્ત હોવાથી, બહમનશાહનો ચાર દાહાડાનો ખરચ પોતાને મનમાનતી રીતે, પેલા સફેદ પાઘડીવાલાઓના સમાવ્યા પ્રમાણે, તેઓએ ધુમધામથી કીધો, અને દસમાને દાહાડે બહમના લગન જેવી ખાણીપીણી તેઓએ ચલાવી.

દસમાને દીવસે બધી ધામધુમ પુરી થવા બાદ, સાંજના બહમનશાહનું વીલ વંચાવાનું હોવાથી ખલકનુમાના દીવાનખાનામાં બહમનશાહના નજદીક અને દુરનાં આશાવંત ખેશીઓનું મેજરૂં મલ્યું. દરેક જન કાંઇ નહી ને કાંઇ આંશામાં અટવાતાં હતાં, અને તેઓ ફુલ નહી અને ફુલની પાતરી ઉપરબી રાજી થવા તઇયાર થાઇ રહયાં હતાં.

વીલ આજે સાંજનાં વંચાવાનું હોવાથી ધનજીશાહ સોલીસીટરબી કેવારના આવી બેઠા હતા. તેવણનું આવવાનું મુખ્ય કારણ હીલ્લાએ રૂસતમ ઉપર મુકેલાં 'ફોરજરી'નાં બોહતાંનનું તકલીદીપણું શોધી કહાડવાનું હતું. હીલ્લાને મોહડેની તમામ હકિકત સાંભળ્યા પછી, ધનજીશાહને તે ખરી લાગી નહી. તેવણે નકકી વિચાર્યું કે હીલ્લા પરણવા પેહલાં રૂસતમના પ્યારમાં પડી હતી, અને જયારે રૂસતમ સીલા સાથ પરણવા નિકલ્યો, ત્યારે હીલ્લાએ રૂસતમ ઉપર વેર લેવાનો વિચાર કરી આએ બધું તોફાન ઉભું કીધું હતું.

સીતારામ સોલીસીટરનો મેનેજીંગ કલાર્ક રોશનઅલી ચાર વાગાને સુમારે આવી પુગ્યો, અને ધનાએ તેજ વખતે તેના હાથમાં મરનાર બહમનશાહની તીજોરીની કુંચી આપી, તેમાંથી વીલ કાહાડી વાંચવા કહયું. રોશનઅલી તીજોરીમાંથી વીલ કાહાડી લાવી દીવાનખાનામાં વાંચવા બેઠો, અને સરવે કોઇ તે ધ્યાનથી સાંભળવા લાગ્યાં.

'હું' બહમનશાહ બેહરામજી બંગાલી ઇત્યાદી, ઇત્યાદી.

વીલની શરૂઆતમાં રાખેતા પ્રમાણેના ફકરા પુરા થયા પછી, તેમાં કેટલીક નાહાની નાહાની રકમો નજદીક અને દુરનાં ખેશીઓને આપવા બહમનશાહે ફરમાવી હતી. ત્યાર પછી મરનારે પોતાની વાપરવાની કેટલીક ચીજો, રૂપાંની તપકીરની દાબડી, હીરાની વીંટી, ઘડીઆલની સાંકળી, ચોપડીઓ વિગેરેની ભેટાનો નિકાલ કીધા બાદ, ઘરના ચાકરો નફરો; બાવરચી અને કારભારીને તથા કોચમેન અને ઘોડાવાલાઓને તેમની વફાદારી માટે કાંઇ કાંઇ આપવા ફરમાવી, છેવટે અતલગના સગાંઓને બસો અને ત્રણસોના વરશાન આપવા ફરમાવ્યા બાદ, પોતાની મોટી મીલકતની વેંહચણી કરવા તેવણે ફરમાવ્યું હતું.

ગુલી અને ધના તથા સુનામાયને દર વરસે વ્યાજમાંથી એક એક હજાર રૂપ્યા આપવા ફરમાવી, બાકીની તેવણની સરતે રોકડ અને જંગમ સ્થાવર મીલકત રૂસતમ સત્થાને કાંઇબી કબુલાત વગર આપી દેવા ફરમાવ્યું હતું.

આ ખુશખબર સાંભલતાંજ ગુલી અને ધનાના હોસકોસ ઉડી ગયા, અને ખલકનુમા જાણે તે લોકની નજર સાંમે ચકકર ખાતો હોય, એમ તેમને દેખાવા લાગ્યું. સુનામાયનું મોહડું આ હરખભરી ખબરથી એટલું તો ખુશ થઇ લાલચોલ થઇ ગયું, કે આસપાસ બેઠેલાં લોક એમ સમજવા લાગ્યા, કે તેવણને માથે લોહી ચહડવા માંડે છે.

'મારા ખોદાયજી પરથી બધી મરૂં, કે અંતે તેવણે મારા દીકરાની દાદ લીધી, ને જેવી તેની મનસની ઉતી, તેવી તેને બક્ષેસ કીધી.' સુનામાય રૂસતમની પીઠ ઉપર હાથ મુકી બોલ્યાં. 'આજે હું મનની તરાઇએ સુવશ.'

ગુલી અને ધના એક હરફબી બોલી શકયાં નહી. તે લોકને બોલવાની જરાબી સત્તા હતી નહી. રૂસતમની ફતેહ અને તે લોકની હાર થઇ હતી.

રોશનઅલી વીલ વાંચી રેહી તેની ઘડી કરતો હતો, તેવામાં ધનજીશાહે પુછ્યું:—

'જોઉં રોશનઅલી, જરા વીલ મારા હાથમાં આપોતો? કંછે તમુને અડચણ તો નથીની?'

'હા સાહેબ લેવોની.' રોશનઅલી જરા આનાકાની કરી બોલ્યો. 'મને એમા અડચણ શાની. તમારી તો એ ઉપર સાખ છે.'

'સાખ તો છે.' ધનજીશાહ વીલ તપાસી પોતાના હરફ જોઇને બોલ્યા.

ધનજીશાહે પોતાની સહી બરોબર તપાસી જોઇ, પણ કાંઇબી શક જેવું તેવણને લાગ્યું નહી. વીલ રોશનઅલીએ લખેલું હતું, અને ધનજી-

શાહની નજર સાંમે મરનાર બહમનશાહે તે ઉપર પોતાને ધ્રુજતે હાથે સહી કીધા બાદ, ખુદ ધનજીશાહે તે ઉપર પોતાની સાખ કરી હતી.

'આએ વીલ જો રૂસતમે બનાવ્યું હોય, તો મારી અને બહમનશાહની સહીબી ખોટી હોવી જોઇએ.' ધનજીશાહે વીચાર કીધો. 'બેમાંથી એક તરકટ કીધુંછ. યા તો હીલ્લાએ તેની ઉપર વેર લેવા ખોટું તરકટ ઉઠ કીધુંછ, જો આ વીલ ખરૂં હોય, તો હીલ્લાનુ કેહવું ગલત હોવું જોઇએ જો આ વીલ ખોટું હોય, તોજ હીલ્લાનું કેહવું ખરૂં હોવું જોઇએ. આ વીલ ઉપર શક લેઇ જવા જેવું મને જરાબી લાગતું નથી. આએ સહી મારી નથી એવો મને જરાબી શક જતો નથી. ત્યારે હીલ્લા શું ખરેખર એવી—

'આએ વીલ તમે પોતે લખેલું તેજ છે, એમ તમે ખાતરીથી ધારોછ. મી૦ રોશનઅલી ?' ધનજીશાહે ઉંડો વીચાર કરી સવાલ કીધો. 'તમે સોગન ખાઇને કેહશો કે એ તેજ વીલ છે ?'

'ખચીત ધનજીશાહ શેઠ.' રોશનઅલી જરા અજબ થઇ બોલ્યો.

'તમે એમ ખાતરીથી કેહવોછ ?

'હા. હું ખાતરીથી કેહુછ કે એ તેજ વીલ છે.' રોશનઅલીએ ફરીથી છાતી ઠોકી કહયું 'આપને શું કાંઇ શક જાય છે ધનજીશાહ શેઠ ?'

ધનજીશાહે વીલ અંદર જોઇ ખાતરી કરી જવાબ દીધો. 'નહી ? મને લાગેછ કે એ અસલ વીલ હોવું જોઇએ.'

આએ વાત ચાલતી હતી, તેટલાં બહમનશાહની કારભારણ મેહરી દીવાનખાનામાં દાખલ થઇ મોટે અવાજે બોલી.

'મરૂં' મરૂં સુનામાય, જરા મને બેસવા દેઓ મરૂં. મારો જીવ ઘણોજ ફરેછ ! હું કેવારની આવતે, પણ મને એકાએક વાઇનું જોર એટલું તો થઇ આયું કે મરીની ચાહ પીધી ત્યારે જરા જીવ થર પડયો. મકું જે મેહસ્તી જે રાતે ગુજરીયા, તે દીવસે સાંજના તેવણે મને પોતાની પાસે બોલાવી પોતાવા તકીયા નીચેથી આએ એક કાગજ કાહડી, મને આપી સોગન દેઇ કહયું, કે તેવણનું વીલ વંચાઇ રહયા પછીજ એ કાગજ ઉખેડીને વાંચવા સુનામાય ગુલમાય અને ધનમાયને કેહજે. આએ રહયું તે કાગજ.'

મેહરીના આ સખુનોએ દીવાનખાનામાં બેઠેલાં સરવેને અજાએબીથી છક કરી નાખ્યાં. ગુલી અને ધના જએોને મનથી આ દુનીયા હવે અકારી ઝેહર જેવી થઇ પડી હતી, તેઓનો ગયેલો જીવ આ નવી ખબર સાંભલી પાછો આવ્યો, સઘળ આ કાગજમાંથી તે લોક કાંઇ વધાઇ સાંભલવાની આશા રાખવા લાગ્યાં. સુનામાયના પેટમાં એક મોટો ધ્રુસકો પડયો. ધનજીશાહ આ કાગજને એક 'કોડીસીલ' સમજવા લાગ્યા. રૂસતમનો ચેહરો બીલકુલ ફીકો પડી ગયો, અને તેના હાથપગ ઠરઠર કાંપવા લાગ્યા.

મેહરીએ તે કાગજ ધનાના હાથમાં આપ્યું, અને ધનાએ તે બાગેબુલંદ વાંચવા રોશનઅલીને સ્વાધીન કીધું.

# પ્રકરણ ૩૫ મું.

——:o:——

## છંછાનગઇ!

એ કાગજ હતું કે કોઆસીલ? સર્વે કોઇની અટકલ જુદી જુદી હતી.

બહમનશાહ બંગાલીએ મરતા આગમજ જે કાગજ મેહરીના હાથમાં આપ્યું હતું તે હવે સર્વેની હજુરીમાં રોશનઅલીએ ઉખેલી વાંચ્યું.

'મારી વાહલી દીકરીઓ સુના, ગુલી અને ધના;

મારી તમામ મીલકતની વેહચણી જે રીતે મેં કરી છે, તે જાણી તમો ઘણાજ અજબ થશો ખરાં, પણ તેથી તમારે દલગીર કે દુઃખી જરાબી થવું નહી. મેં કાંઇ તમારી તરફ બેકદર કે બેરેહમ થાઇ એ વેહચણી કરી નથી, તેમજ તમો ત્રણે જને જે મમતા, માયા અને મેહેરબાનીથી મારી સારવાર કરી હતી, તેનો પુરનો બદલો તમુને આપવાની મેં જે કાંઇ તજવીજ કરી છે, તે તમુને પસંદ પડશે.

મેં જે કાંઇ કીધું છે, તે મેં મારી પુર હુશીઆરી અને અકકલથી કીધું છે, અને તેમ કરવામાં મેં મારી ફરજ બજાવી છે. એ વીચાર આજ દશ વરસ થયાં મેં કરી રાખ્યો હતો અને સેવટે તેજ પ્રમાણે મેં કીધું છે, અને તેમ કરી મેં મારી ફરજ અદા કીધી છે. વાસ્તે તમે કોઇએબી મારા મરણ પછી મારા વીલની મતલબ જાણી દુઃખી થવું નહી, પણ મારા ફરમાન ઉપર સંતોશ પકડી, સંપ અને સલ્લાહાથી ખુશીમાં રેહવું.

લી૦

**બહમનશાહ બેરામજી બંગાલી.**

રૂસતમનો ગભરાટ આ કાગજ પુરૂં થયા પછી નરમ પડયો. જેઓ કાગજથી કાંઇ નવી આશા રાખતાં હતાં, તેઓ પાછાં નાસીપાસ થાઇ ગયાં. સુનામાયનેબી પાછી ધીરજ આવી. ગુલી અને ધના 'વસનાયલી દાર'ના જેવું મોહડું કરી પાછાં ઠેકાણે બેઠાં, અને ધનજીશાહે ઉઠી લીલી તરફ ચાલવા માંડયું.

'આ દુનીયામાં મારે સારૂ સુખ છેજ નહી.' ધનજીશાહ રસ્તામાં વિચાર કરતા ચાલ્યા. 'જને મેં મારા જાન કરતાંબી વધારે ચાહી, તે અંતે બેવફા બની! જેની અંદર મેં વીસ્વાસ મુકયો, તણે મને દગો દીધો! હવે સુખની આશા રાખવી ફોકટ! લીમડાના રોપાને સાકરનું પાણી પાઇ તેનાથી મીઠાસની ઉમેદ રાખવામાં કંઇજ નહી પણ હેમકાઇ છે.'

'હીલ્લા કાંહ છે?' હીલીમાં જઇ પુગતાજ ધનજીશાહે સીલ્લાને પુછયું.

'તેવણ તો ક્યારનાં ઉંઘાઇ ગીયાંછ ધનજીશાહ.' સીલ્લા બોલી. 'તમે શું ખલકનુમા ગીયાતા કે?'

'હા.'

'ત્યારે શું થયું ધનજીશાહ?'

કંઇ નહી.' ધનજીશાહ બોલ્યા 'સીલ્લા જલ્દી કર. હમણા સાત વાગાછ, મારે આજને આજ તુને લેઇ મુંબઇ જવું છે, ને ત્યાંથી આપણ નવસારી જઇશું, હીલ્લાને ઉઠાડવાની કંઇ જરૂર નથી. તેને સુઇ રેહવા દે. તારા પેહડવાનાં કપડાં એક પેટીમાં મુકી લે! હું મારા ઓરડામાં કાગજ લખુંછ, તેટલાં તું તઇયાર થઇ જા!

ધનજીશાહ પોતાના ઓરડામાં જઇ એક લાંબુ કાગજ લખવા પડયા. તે લખતાં તેવણને ઘણી મેહનત પડી. જ્યારે તેવણ તે કાગજ લખી રેહયા, ત્યારે તેવણના દીલનો ગંમ પુર જોશમાં પ્રગતી નિકલ્યો, અને તેવણની આંખમાંથી આસુનાં ટીપાં તે કાગજ ઉપર ટપકવા લાગ્યાં.

સીલ્લાને એક પેટીમાં પોતાનાં કપડાં ગોઠવતાં વાર લાગી નહી. ધનજીશાહ કાગજ લખી રેહયા, તેટલાં તેણીનું કામબી પુરૂં થાઇ રહયું હતું.

'કેમ પેટી તઇયાર કીધી?' ધનજીશાહે સીલ્લાને તઇયાર થાયલી જોઇ પુછયું.

'હાજી.' સીલ્લા બોલી.

'હીલ્લા હજી સુતેલીજ છે કે?' ધનજીશાહે તલાશ કીધી.

'હાજી. તેવણનું માથું દુખતું હોવાથી તેવણ સુઇ ગીયાંચ.' સીલ્લા બોલી.

'સુવા દેજે. ઉઠાડવાની જરૂર નથી. મારે તેને મલવું નથી.'

કોઇબી રીતે હીલ્લાને મલ્યા વગર સીલ્લાને પોતા સાથ લેઇ નિકલી જવાનો ધનજીશાહે ઠેડાવ કીધો. હીલ્લા તરફનો તેવણનો તમામ પ્યાર આજથી ધીક્કારમાં બદલાઇ ગયો, અને જેની સીકકલ ઉપર એક વખત તેવણ ફીદા થઇ ગયા હતા, તેની સીકલને હવે સદા નિવારી મુકવા, પોતાનું ઘરબાર તજી જવા, અને પોતાની એક વખતની જાન કરતાં વાહાલી મોહોરદારને છાંડી મુકી, તેણીને તરછોડી જવાની તેવણ તઇયારી કરવા લાગયા.

પણ એ સરવેનું કારણ શું હતું?

કારણ તેવણ હીલ્લાને બેવફા સમજતા હતા. હીલ્લા પ્યાર ખાતર નહી પણ પઇસા ખાતર પોતાને પરણી હતી, એમ એવણે હવે પોતાની ખાતરી કીધી હતી. પરણવા આગમજ તે રૂસતમની પ્રિતમાં પડી હતી,

અને પાછલથી પોતાની હશામ પ્રિતને પંપાળવા ખાતર તે પુને આવી વસવાના ઇરાદાથીજ તેવણ સાથ પરણી હતી, એમ તેવણ સમજતા હતા. સીલ્લાને રૂસતમ સાથ નહી પરણવા દેવાની હીલ્લાની મતલબ તેવણ બુરીજ સમજતા હતા, સીલ્લા જ્યારે રૂસતમ સાથ પરણવા નિકલી ત્યારે હીલ્લાએ રૂસતમને ફસાવવા અને તેની ઉપર પોતાનું વેર લેવા, એક બોહતાન ઉભું કીધું છે, એમ તેવણની હવે ખાતરી થઇ હતી, અને તેટલાજ માટે તેવણ આ પગલું ભરવાના પાકા ઠેરાવ ઉપર આવ્યા હતા.

એક ઓરતને પરણી તેવણ ઠગાયા હતા. એમ સમજી આજે તેવણ હીલ્લાને તરછોડી જવાની ગુપચુપ તઇયારી કરતા હતા. કમનસીબ હીલ્લા! તેણીનો વેહમાયલો ભરથાર તે તેણીને પોતાના આવા ઘાટકી વિચારથી વાકેફ કરતે, તો તેની વધુ ખાતરી કરવા, જમીન અને આસમાનબી એક કરવાને ચુકતે નહી

ગાડી દરવાજાની આગલ આવી ઉભી. ધનજીશાહે તેમાં સરવે સાંમન મુકાવ્યો, અને પોતાના વિસ્વાસુ નોકર ખટલા સુરતીના હાથમાં હીલ્લા ઉપર લખેલું કાગજ આપી, કાંઇબી બોલ્યા વગર ગુપચુપ સીલ્લાને લેઇ ધી લીલી છોડી તેવણ સ્ટેશન તરફ નીકલી ગયાં.

---

## પ્રકરણ ૩૬ મું.

—:o:—

### પારસી લગનના કાયદાની ખામીનો ઈલાજ.

હીલ્લા જ્યારે જાગી ઉઠી, ત્યારે રાતના નવ વાગ્યા હતા. ઉઠતાં વાર તેણીએ ખટલાને સવાલ કીધો:

'શું હજી શેઠ ખલકનુમામાંથી આયા નથી ખટલા?'

'તેવણ તો આવીને પાછા ગીયા બાઇ.'

'પાછા ગીયા?'

'હા બાઇ. બે કલાક થયા તેવણ ગીયા.'

'કાંહ ગીયા? કોણ સાથ ગીયા?' હીલ્લાએ એકાએક વિચારમાં પડી પુછ્યું.

'સીલ્લાબાઇને પોતાની સાથે લેઇને તેવણ ગીયા.'

'ગીયા? સીલ્લાને લેઇને ગીયા?' હીલ્લા મનમાં બબડવા લાગી. 'ને મને જણાવ્યા વગર તેવણ ગીયા! તેવણ કંઇ કેહી ગીયા છોરેની ખટલા?' હીલ્લાએ ખટલાને પુછ્યું.

'હાજી. આએ કાગજ તેવણ તમુને આપવા મને કેહી ગીયાછ.'

ખટલો સુરતી હીલ્લાના હાથમાં ધનજીશાહનું કાગજ મુકી પોતે પોતાને કાંમે ગયો, અને હીલ્લા ધપકતી છાતીએ અને ધુજતે હાથે તે કાગજનું કવર ફાડી, બતી આગલ ઉભી રેહી વાંચવા લાગી. તે કાગજ અતીઘણું લાંમબું હતું. હીલ્લાની નજર કાગજનાં મથાલાં ઉપર પડતાંજ તે કાગજ અંદરની મતલબ પામી ગઇ, સબબ ધનજીશાહની હંમેશની લખવાની પોતાની મોહબતભરી ઢબ તેણીની નજરે પડવાને બદલે, ફકત સાદું મથાલું તે કાગજમાં હીલ્લાની નજરે પડયું. હીલ્લા તે કાગજ વાંચવા લાગી.

'હીલ્લા.'

જ્યારે મેં તારા હાથની પેહલવેહલી માગણી કરી હતી, ત્યારે મેં તુંને મારી જીંદગીની આગલી કાંહાણીથી જાણીતી કરી કહયું હતું, કે હું એક વખત એક દગલબાજ ઓરતને હાથ ઠગાયો હતો, અને ફરીથી તેવી કોઇ ફિતુરી ઓરતનો હું ભોગ થાઇ પડું, એવી ફિકરથી મેં નહીં પરણવા માટે કસમ લીધા હતા. અને તે કસમ મેં વીસ વરસ સુધી પાલીયા હતા. તે મુદત પછી તારી પ્રિતના પડવાની મારી સરજતને શરણ થાઇ, તારી રાજી ખુશીથી આપણ લગનનાં ગાંઠથી જોડાયાં હતાં.

અગર જો દયા જેવું કાંઇબી તારા ઘાતકી દીલમાં હતે, તો તું મારી સાથ આવી ઘાતકી ઠગાઇ કદીબી કરતે નહીં, અને મારી જીંદગીના બેમુલ સુખનો નાશ કદીબી તું કરતે નહીં. તારાં ઘાતકીપણાંની અને બેરેહમીની હદ રેહી નહીં. મેં તુને મારી જીંદગીથી વધારે ચાહી અને અંતે તું બેવફા અને નિમકહરામ થઇ. રૂસતમના પ્યારમાં તું પેહલેથીજ પડેલી હતી, અને તેને મલવા ખાતર તું ઘણીજ અધીરી બની હતી. પુને આવી રેહવા, રૂસ્તમને મલવા, અને તેને તારી નજરે જોઇ, તારાં દીલની આગ બુજાવવા ખાતરજ તું મારી સાથ પરણી હતી, એમાં તો જરાબી શક હવે રહયો નથી.'

'રૂસતમને મલવા!' હીલ્લા વાંચતાં વાંચતાં રડી પડી મનમાં બોલી. 'મારા દીલની આગ બુજાવવા! મારો ધણી મારે વાસ્તે એવો વિચાર કરે! રૂસતમના પ્યારને ખાતર હું પુને આવી! ઓ ખુદા! મારી ઉપર આ કેવું બોહતાન! મારી લાજ ઉપર આ કેવો બટો!'

હીલ્લાએ આગલ વાંચવા માંડયું.

લીલીમાં આવી વસ્યા પછી મેં એ વાત જાણી. એ દુઃખભરી વાત જાણ્યા પછી, મેં તારી ઉપર મારી નજર રાખી હતી, અને દર વખતે મેં મારી ખાતરી કીધી હતી, કે રૂસ્તમના પ્યાર માટે અને તેને મલવા માટે તું ઇનતેજાર હતી તેની તબયતના સમાચાર જાણવા, અને તેની હિલચાલની ખબર મેલનવા, તું દરેક તજવીજ કરતી હતી. હીલ્લા

સાથના તેના લગનની ખબર સાંભલી તું દુ:ખી અને દલગીર થતી હતી, અને અદેખી બની તે કારજ તોડવાના તેં એક નહી, પણ અનેક બાંહાંણા કાહાડયાં હતાં.'

'મ્હમનશાહ બંગાલીના મરણની રાતે ખલકતુમામાં શું બન્યું હતું, તેની મને બધી ખબર પડી છે. ત્યાં તું રૂસતમને રાતનાં બાગમાં મલી. ત્યાં મલવાને માટે કદાચ તેં આગમજથી તેની સાથ ગોઠવણ કીધી હોય, એ બનવા જોગ છે, અને જ્યારે તું પકડાઇ ગઇ, ત્યારે રૂસતમ ઉપર ખોટું બોહતાન જોડી કાહડી તેને ફસાવવા તું તઇયાર થાઇ હતી.'

'હવે તારા જેવી દગલબાજને કેવે નામથી બોલાવવી તેની મને સમજ પડતી નથી. મારી અનંત પ્રિત અને અથાગ વિશ્વાસનો તેં જે નાશ કીધો છે, તેનાં ફળ તું જીવીને જોજે! તું પ્યારને ખાતર નહી પણ પઇસાને ખાતર મારી સાથ પરણી હતી, એવું તેં પોતે સાબેત કરી આપ્યું છે. જો તારૂં દીલ પેહલેથીજ બીજા સાથ લાગ્યું હતું, તો મારી સાથ પરણવાની તુંને જરાબી જરૂર નહી હતી. મને જ્યારે તું ચાહાતીજ નહી હતી, તો મને પરણવાની પઇસા સીવાય બીજી તારી શું મતલબ હોય, તે સમજવું મુશકેલ નથી.'

'પણ જે બન્યું તે ન બન્યું થતું નથી. બનવાના બનાવ બન્યા વગર રેહતા નથી, અને સમજુઓએ કુદરતના એ કાયદાને સર નમાવી શરણ થવું જોઇએ. તેવીજ રીતે આજે હું મારી સરજતને શરણ થાઉછં. એટલા માટે જેની ઉપર તારૂં દીલ હોય તેને મલવા માટે, તેના પ્યારમાં મોજ મેલવવા માટે, અને તારા દીલની અગન બુજાવવા માટે હું તુને આજથી છુટી મુકું છું.'

'તું મને છુટી મુકેછ! ઓ મારા ખાવિંદ અને ખુદા!' હીલ્લા પોતાનું માથું કુટી રડી પડી બોલી. 'અરે તું મને કેહીને જા! મારા ધન, મને તું કેહીને તો જા! અરે મારો ખુલાસો જરા સાંભલીને તો જા, મારા ધણી!'

'કપાળે ચોંટેલા કાન છુટટા થતા નથી.' હીલ્લા પોતાની રડતી આંખો નુસી નાખી પાછું કાગજ વાંચવા લાગી. 'પારસી લગનના કાયદા પારસીના રેવાજ અને શાહરસમને અનુસરતા નથી. બ્રીટીશ સરકારે, પારસીઓ માટે પારસીઓનેજ કેહવે તે કાયદા ઘડેલા છે, પણ તે કાયદા ઘડતી વખતે સરકાર પારસી સંસારી હાલત અને રેવાજથી બેખબર હોવાથી ઇંગ્રેજી લગનના કાયદાને મલતાજ કાયદાઓ ઘડી કાહાડી, તે કાયદાઓ પારસીઓને ગલે ઘાલ્યા, અને તેથી પારસીઓના સંસારમાં પડતા સડાંનો હવે ઇલાજ થાઇ શકતો નથી. છુટા છેડાનો હું દાવો કરી શકું નહી, પણ

તેથી ઉલટુ કાયદો તારૂં ભરણ પોશન કરવાની મને ફરજ પાડે છે, એટલાં વાસ્તે આ કાગજના જવાબમાં તુએ મને જણાવવું, કે તારા ગુજરાન માટે તુંને દર માસે કેટલી રકમ જોઇએ છે. તે રકમ હું આપવા તઇયાર છું. દરેક રીતે તારી મરજી પુરી પાડવાની હું તજવિજ કરશ, અને હું આશા રાખું છ કે ધનજીશાહ સોલીસીટરનાં નામને કાંઇબી કલંક લાગે એવી ચાલ તું ભવિશમાં ચલાવશે નહી. ધી લીલીવાલું મારૂં મકાન હું તુંને આજથી આપી દેઉં છ. હવે પછી એ મકાન તારૂં ઘર સમજજે. હીલ્લા આ દુની-યામાં જ્યાં સુધી તું જીવે, ત્યાં સુધી મને મલવાની તું જરાબી તજવિજ કરતી ના, કે મને નજરે જોવાની તું સેજબી આસા રાખતી ના.'

'મારૂં ઠેકાણું હાલ તુરત બીલકુલ ચોકસ નથી. પણ તું જો કાગજ લખે તો નિચલે સરનામે લખવું. આજથી એક પખવાડયાંમાં એ વાતનું સેવટ આવવું જોઇએ.'

ઠેકાણું                                    લ્મા. ધનજીશાહ મનજીશાહ.

ધ. મ. સોલીસીટર.

c/o પોસ્ટ ઓફીસ,

નવસારી.

કાગજ વાંચી હીલ્લાના ગમ તેમજ ગુસ્સાનો પાર રેહયો નહી. ગંમ તેણીને પોતાના ધણીથી જુદા પડવાનો હતો, અને ગુસ્સો તેણીની ઉપર મુકાએલાં નિચ અને નિરલજ બોહતાનનો હતો. પોતા ઉપર મુકા-યલાં બોહતાન વાંચી તેણીનુ લોહી ઉકળી આવ્યું. કેવી રીતે કામ લેવું, તેની તેણીને કાંઇબી સમજ પડી નહી. ધનજીશાહનું કાગજ વાંચી તે બીજી સર્વે બાબદ ભુલી ગઇ, અને આ નવી આફતનું નીવારણ કેમ કરવું તેના તે વીચારમાં પડી.

તે કંગાલ કાગજને ફાડી તેણીએ તેના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા. 'મારા ઉપર તે આવો નીચ શક લેઇ ગીયો!' હીલ્લા મનમાં ગુસ્સાથી બોલી. 'શું હું તેને તેના પઇસા ખાતર પરણી! અને શું રૂસતમને મલવા સારૂં હું પુને આવી વસી! ઓ મારા ખુદા!!'

ધનજીશાહ ઉપર હીલ્લા એટલી તો ગુસ્સે થાઇ ગઇ, કે રૂસતમ ઉપર વેર લેવાનું વટીક તે ભુલી ગઇ. પોતાની ખરી હાલતનોબી તેણીને ખ્યાલ રેહયો નહી, અને પોતાના ધણીથી તે તરછોડાઇ જુદી પડી છે, એવું ભુલી જઇ પોતા ઉપર મુકાયલાં બોહતાંન માટે પોતાનું સર પટકી તે જારબેજાર રડવા લાગી.

'કાંઇ ફીકર નહી,' હીલ્લા અંતે એક નક્કી ઠેરાવ ઉપર આવી મનમાં બબડી. 'એના મકાન 'ને પઇસા ઉપર આગ લાગો! મને એ સર્વે

આજથી હરામ છે. સર્વેથી વધારે પ્યારી મને મારી ઇજત છે. આએ શીશીવાળું મકાન મને એ આપી દેવા માગેછ, પણ મને તે જોઇતું નથી. હું કાલનેકાલ એનું ઘેર છોડી જઇ, એની ખાતરી કરી આપશ, કે હું એના પઇસા ખાતર એને પરણી નહી હતી. હું મારૂં ગુજરાન મારી જાતી મેહનત 'ને આપ કમાઇથી કરશ. આ દુનીયા ખરેખર દગાખોર, લુચ્ચા, અને ફરેબીઓની છે. ફક્ત તેઓનીજ ફતેહ છે, 'ને ભલાંઓનો કંઇજ નહી પણ તેમાં મરો થાય છે.'

હીલ્લા પોતાને થાયલું અપમાન ભુલી નહી. તેણીએ બનતાં સુધી પોતાના ઘરના નોકરોને આ બનાવથી બેખબર રાખવાની તજવીજ કીધી, કે જેથી ચાવાચાવી થતી અટકે, અને નીંદાખોરોને ગપના ગપાટા ઉડારવાની જોગવાઇ મલે નહી.

હીલ્લા રાતોરાત પોતાના કપડાંલ-તાં બાંધી, પોતાને તજી ગયલા ખાવીંદ ઉપર તેના કાગજનો જવાબ લખવા બેઠી. જે ખાવીંદ તરફ તે આજ સુધી પ્યારભરી નજરથી જોતી હતી; જેનો હાથ તેણીએ પોતાના જીંદગીના તારનાર તરીકે પકડયો હતો; અને જેની અંદર તે પોતાના ભવીશનું સુખ સમજી બેઠી હતી, તેની ઉપર એક નાંહાનું જેવું કાગજ લખવા આગમજ, હીલ્લાએ એક નહી પણ એક દજન કાગળો થોડાં થોડાં લખી ફાડી નાખ્યાં, સબબ તે સર્વે માહેલાં એકમાંબી તે પોતાના દીલના ખરાં દુઃખની લાગણીનું વર્ણન કરી શકી નહી. અંતે મોટી મુશકેલીએ નીચલું કાગજ હીલ્લાએ લખી કાહડી ધનજીશાહ ઉપર નવસારીની પોસ્ટ ઓફીસમાં મોકલી આપ્યું.

'ધનજીશાહ,

તમે મને ઘણી નાલાયક રીતે સંતાપી ગયા છો. પણ ખાતરીથી જાણુજો, કે તમોએ જે જે નીચ તોહમતો મારી ઉપર મુકયાં છે, તે વીશે હવે પછી તમારી ખાતરી થશે, અને ત્યારેજ તમારી ચાલ માટે તમુને પસ્તાવોબી થશે. ખલકનુમામાં મધરાતને વખતે હું જે કાંઇ બોલી હતી, તે બોલેબોલ ખરૂં હતું, અને તેમાં એક હરફબી ખોટો નહી હતો, એમ હું હજી તમુને ખાતરીથી જણાંઉછ. પણ હું કમનસીબ તે સાબેત કરી શકી નહી, એ મારાં કીસમતની કાહાંણીના બીજા ભેદભર્યા બનાવોના જેવોજ એક અજબ જેવો બનાવ મને લાગેછ. રૂસતમની ફતેહ મારાથી જોવાઇ શકાય તેમ હતું નહી. હું તેની ખુવારી અને ખરાબીમાં રાજી હતી. તીજોરીમાંથી ચોરાયલું વીલ કેવી રીતે મારા અજવામાંથી જતું રેહયું, તેની મને હજી સુધી જરાબી સમજ પડતી નથી, પણ ખુદાને હાજર નાજર જાણી, હું તેના કસમ લેઇ 'હું છ, કે જે વખતે હું મોગરાના મંડ-

પમાંથી બાગમાં નીકળી તમારી સાંમે આવી ઉભી, તેની પાંચ મીનીટ અગાઉ તે મારાં ગજવાં અંદર બીલકુલ સલામત હતું.

હું એજ સરકારે ઘડી કાહાડેલા પારસી લગનના કાયદા બાબે તમારૂં કેહવું બેશક ખરૂં હશે, પણ મેં તમુને પરણીને દુઃખી કરવાની જરાબી નેમ રાખી નહી હતી. મારા વીચાર પ્રમાણે દરેક પરણી બાયડીની ફરજ છે, કે તેણીએ પોતાના ધણીને સુખી અને ખુશી રાખવો, અને જો ધણીનું સુખ ધણિઆણીથી નાશ પામતું હોય, તો તેવી ધણિઆણીએ પોતાના ધણીના સુખને માટે પોતાના સુખના ભોગે તેને સુખી કરી આપવો અને એજ તેની ફરજ છે. પરણી જીંદગીનું ખરૂં સુખ અરસપરસના પ્યાર ઉપર આધાર રાખે છે, પણ એ પ્યાર બંને બાજુ ઉપર હોય તોજ પરણી જીંદગીનું સુખ પોતાનું સમતોલપણું જાલવી રાખે છે. એક તરફનો પ્યાર પરણી જીંદગીના સુખની ખુવારી છે. હું એજી કાયદાની તમોએ દેખાડેલી ખામીનો ઇલાજ એજ છે, અને એજ કારણે પારસી પંચાતે આગલા વખતમાં ચુકવેલા પારસી સંસારી મુકદમાની નોંધ પારસી પ્રકાશ જેવાં કિમતી દફતરે નોંધાએલી મેં વાંચી છે.

બહમનશાહનાં ચોરાયલાં વીલ સાથ મારી સરજતની હસ્તી અને નિસ્તી જોડાયલી છે, એમ હું માનું છ. જો એ ગુમ થયલું વીલ મલે, તોજ હું મારી પાક દયાનત અને નેક નહયત સાબેત કરી શકું, અને જો તે નહી મલે, તો હું મારી ઉપર મેલાયલાં તોહમત સાબેત કરી શકું એમ નથી. એટલાં વાસ્તે હાલ તુરત હું તમારી ખાતરી કરી શકતી નથી, અને જ્યાં સુધી તમારી ખાતરી થાય નહી, ત્યાં સુધી હું તમારાં ઘેરમાં રેહનાર નથી. તમે મને પઇસા ઉપર પરણેલી સમજો છો તો ભલે, પણ હું તમારી ખાતરી કરી આપશ, કે પઇસાને ખાતર હું પરણી નથી. પરણ્યા પછી મેં કોઇબી રીતે તમારા પઇસાનો ભલો કે બુરો ઉપયોગ કીધો નથી, તેમજ કોઇબી દાહાડે મારા જીવ સાથ છુટે હાથે તમારો પઇસો મેં ખરચ્યો નથી, હું ધી લીલી છોડી જાઉછ. જે ઘેરને આજ સુધી મેં મારૂં ઘર કરી ગણ્યું હતું, તે ઘર હવે હું તજી જાઉં છ. જ્યાં સુધી હું મારૂં નિરદોશપણું સાબેત કરૂં નહી, ત્યાં સુધી મને એ મકાનમાં રેહવું હરામ છે. મને મારાં ગુજરાન સારૂ તમારી મદદની જરૂર નથી. હું મારૂં ગુજરાન જેવી રીતે પરણવા આગમજ કરતી હતી, તેવી રીતે કરશ, અને કોઇબી રીતે તમારાં ભલાં અને નેક નામને બટ્ટો કે કલંક લાગવા હું નહી દેવશ, એમ ખાતરીથી જાણજો.

લા૦ તમારી વફાદાર

હીલ્લા ધનજીશાહ '

અને તેજ દીવસે હીલ્લા પુનું છોડી પોતાના ધણીના વતનથી બેવતન થાઇ ગઇ.

ધી લીલી છોડી પુનેથી નિકલી હીલ્લા પાછી મુંબઇ આવી. મીઠાંમાસી અને પેસુ પેન્ટર તેણીને પોતાને ત્યાં પાછી આવેલી જોઇ ઘણાજ ખુશી થાઇ ગયાં. હીલ્લાને શું સબબથી મુંબઇ આવવું પડયું, તે જાણવા મીઠાંમાસી ઘણાંજ ઇનતેજાર બની રેહયાં, પણ હીલ્લાએ ખરી બીનાથી તેવણને બીલકુલ બેખબર રાખ્યાં, સબબ હીલ્લાની ખાતરી હતી, કે જો ખરી બીના મીઠાંમાસી જાણશે, તો જરૂર તેવણ તેણીને સમજાવી ધનજીશાહની પાસે પાછી મોકલાવસે, યા તો ધનજીશાહને પોતે મલી બંનેને સલ્લાહ કરાવશે.

હીલ્લા સલ્લાહ કરવા જોકે તઇયાર હતી, બલકે ઘણીજ રાજી હતી, પણ સલ્લાહ કરવા આગમજ તે પોતા ઉપર મુકાયલાં બોહતાન ખોટાં ડી પોતાના ધણીની તે ખાતરી કરવા માંગતી હતી. એવી રીતે તે પોતાના વેહમાયલા ધણીનો વેહમ દુર કરી તેને તેની હુલડાઇ માટે એક જાતની સજા કરવાની તે હુજત લેઇ બેઠી હતી, અને એટલાંજ માટે મીઠાંમાસીથી હીલ્લાએ એ વાત બીલકુલ પરદામાં રાખી હતી.

---

## પ્રકરણ ૩૮ મું.

—:o:—

### નવે નામે નવું કાંમ, અને નવું ઠાંમ!

મીઠાંમાસી અને પેસુ પેન્ટરને માથે પડવાના વિચારથી હીલ્લા કંઇ મુંબઇ આવી નહીં હતી, એટલું તો નકકી હતું. પોતાનાં ગુજરાનનું સાધન શોધી કાહાડવા માટે હીલ્લા પાછી 'ગવરનેસ' તરીકે ધંધો કરવા બીજીવાર નવે નામે બહાર પડી, અને એવી મતલબથી મુંબઇના 'કયસરે હિન્દ' છાપામાં એક ટુંકી જાહેર ખબર તેણીએ નીચે પ્રમાણે છપાવી.

**એક આબરૂદાર પારસી બાનુ.**

મુંબઇ યા બાહેરગામ કોઇ સારાં કુટુંબમાં 'ગવરનેસ' તરીકે, નોકરી રેહવા માંગે છે. પગાર કરતાં ઇજ્જતની વધારે ઇનતેજાર છે. બચ્ચાંઓને કેળવવાનો અને 'પીયાનો' વગાડવાનો ખાસ અનુભવ છે. આ પત્રના મેનેજર ઉપર 'પીયાનો' ને સરનામે લખવું.

જાહેર ખબર છપાવી હીલ્લા તેના જવાબની રાહા જોવા એક અઠવાડયું સબર પકડી બેઠી. એક અઠવાડયું પુરૂં થયું અને બીજું અઠવાડયું શરૂ થતાંજ હીલ્લા પોતે 'કયસરે હિન્દ' પત્રની ઓફીસમાં ખબર કાહા-

ડવા ગઇ, અને ત્યાંથી તેજ દીવસના ટપાલમાં આવેલું એક કાગજ મૈનેજરે તેણીના હાથમાં મુકયું. હીલ્લા તે કાગજ ઉખેડી જોઇ દલગીર થવા લાગી. તેણીને લાગ્યું કે કોઇ ચીબાવલાંએ જાહેર ખબર વાંચી તેણીની મશકરી કરી છે, સબબ તે કાગજ ઉપર શાહીના ત્રણ મોટા ડાઘા પડેલા હતા, અને દસકતબી કોઇ શીખાઉ છોકરાંએ ચીતારેલા હોય તેવા તેણીને લાગ્યા. નાસિપાસીથી દલગીર થઇ છાપખાનામાંથી બાહાર નિકલી, તેણીએ પેહલું ચીબાવલું કાગજ વાંચવા માંડયું

'વાહલી પીયાનો.'

તમે બાહારગામ આવશો કે? પીન્ડી આવશો? 'પીન્ડી' એટલે શું તે સમજ્યાં કે? 'પીન્ડી' એટલે રાવલપીન્ડી શેહર. સમજ્યાં કે મારાં પીયાનો! પણ મને જો તમો ગમશો ને મારે પસંદ હોશો, તો હું તમને લેઇ જવશ. રાવલપીન્ડી ઘણું મજેનું છે. હવા પાણીબી સારૂં છે, અને હમારૂ ત્યાં રાજ ચાલેછ. તમે શું પગાર માગોછ, ને કેટલી બધી આગરૂ માંગોછ, તેનો બંદોબસ્ત કરવા આજથી આંઠ દાહાડામાં, ખેતવાડી કામાબાગની સાંમે નંબર અગીઆરવાલા બંગલામાં મીસીસ સરજ્યન મેજર ચાલીસહજારને પાંચ વાગા અગાઉ મલવા આવજો,' પાંચ વાગા પછી હમે રોજ હમારી બે ઘોડાની ગાડીમાં એપોલો ફરવા જઇએછ.

૧૦ જરાં જેમ્સ ચાલીસહજાર.'

ચાલીસહજારની જરીનું આ કાગજ વાંચી, હીલ્લા દલગીર હોવા છતાં પોતાનું હસવું થોભાવી શકી નહીં. તેમાં મીસીસ ચાલીસહજારનું નામ વાંચી તેણીને રમુજ પડી, અને કોઇ પરવારતાંએ રમુજ ખાતર આ કાગજ લખ્યું હશે, એવાં સેવટ ઉપર તે આવી. દેખઇતું હતું, કે આ લખનાર કોઇ ઇન્તરનુ હાલ્લું, અને તચાકનું ટીચકું હતી, સબબ 'બે ઘોડાની ગાડી,' અને 'રાવલપીન્ડીમાં રાજ' વગેરે લખાણ વાંચી હીલ્લાને આ લખનાર વિશે એવું મત બાંધતાં વાર લાગી નહીં. તોપણ કામાબાગની સાંમેના બંગલામાં તપાસ કરવાની હીલ્લાને ખાએશ થઇ. આ કાગજ લખનાર કોઇ ચીબાવલું છોકરૂં હશે, પણ આ કાગજ લખાવનાર કોઇ બીજું કાંય નહીં હોય એમ સમજી હીલ્લા ગ્રાંટરોડ જવા માટે ટ્રામ ગાડીમાં ચહડી બેઠી.

ટ્રામ ગાડીમાં બેઠા પછી, હીલ્લાને જે બીજો વિચાર આવ્યો, તે જરીના ધણી સરજ્યન મેજર 'જેમ્સ'નાં નાંમ વિશે હતો.

'જેમ્સ કાંઇ પારસીનું નામ હોય નહીં.' હીલ્લા મનમાં બબડી. 'જેમ્સ' તો ઇંગ્રેજનું નામ છે. ત્યારે શું આએ જરબાંઇ કાંઇ જાંગલાની ઘણિઆંણી હશે! નખ્ખોદ જાય પારસીઓને એબના લગાડતાં આએ ઇન્તરના હાલ્લાંઓનું! નખ્ખોદ ગીયા પારસીઓની શું બંધી લઇ બેઠાછ! બેશરમો

પોતે બંગલાઓમાં ખપવા ઇંગ્રેજી દરેસ પેહડી ગાડીમાં બેસે, અને પોતાની પાસે પોતાની બઇરીઓને પારસી લેબાસમાં બેસાડે અનજાનાં શું સમજે ? કોઇ તો એમજ જાણે કે આએ પારસણ કોઇ ફરંગી સાથે ફરવા નિકલીછ. કાગડાની પાંખ જેવા વગી ગોરા પડયા, તે પોતાના મનમાં એમજ સમજતા હશે, કે હમો ઘણાજ ખુબસુરત, ને ઘણાજ સોહામણા લાગતા હોઇશું. ઇંગ્રેજના લેબાસમાં જાણે 'કુરમાં વસ્તા એકાદ કયતાન કે પાસકોલ ફરંગી કરતાં વધારે તો સારા લાગતા નથી, જો તેમજ હોશે તો આએ જરાબઇની નોકરી હું ના પાડશ. જે હશે તે હમણાજ માલમ પડી જશે.'

હીલ્લાએ કામાબાગની સાંમેનો બંગલો શોધી કાહાડયો, અને તે બંગલા ઉપર લગાડેલું નંબર ૧૧ બી શોધી કાહડી પોતે અંદર દાખલ થાઇ પુછવા લાગી.

'ચાલીસહજારના જરબાઇ હીયાં રેહછ ?'

'હા બાઇ.' એક લાલીઆનો ચબરાક પોરીયો જે દીવાનખાનામાં સામન સાફ કરતો હતો તેણે જવાબ દીધો.

'તેવણ ઘેરમાં છે કે ?'

'હાજી. બાઇબી છે અને સાહેબબી છે ?'

'સાહેબ !' હીલ્લા મનમાં બોલી 'નઝબોદ ! ત્યારે તો હું ધારતીતી તેમજ થયું ! જેમ્સ તો કોઇ ઇંગ્રેજ નિકલ્યો ! આએ જરબાઇને મલી તો જોઉ. છોકરા તારાં બાઇને કેહ કે તમુને કોઇ મલવા આવેલું છે.'

'જી તમારો 'કયાટ' છે કે ? તે હોય તો લાવો.' લાલીયો બોલ્યો. 'હીયાં તો બધો વેલાતીમાં કારભાર ચાલેછ. હોઉવે.'

હીલ્લાનું નામ લેઇ પેલા લાલીયાનો છોકરો અંદર ગયો, અને હીલ્લા જરબાઇની વાટ જોતી દીવાનખાનામાં બેઠી.

'કોણુને પુછોછ ?' ચાલીસહજારની જરી ઠણકો કરતી બાહાર નીકલી આવી બોલી.

'મીસીસ જરાં જે—' હીલ્લા પોતાના ગજવાંમાંથી છાપાખાનામાંથી મલેલું કાગજ કાહાડતાં બોલતી હતી, તેટલાં જરી વચમાં બોલી પડી.

'તમારૂં 'નેમ' શું ?' જરીને જરાજરામાં ડોલ ઘાલવા માટે વાતચીતમાં ઇંગ્રેજી શબ્દો વાપરવાની આદત પડેલી હોવાથી તેણીએ એક ઇંગ્રેજી બોલ પોતાના સવાલમાં ઘુસાડી દઇ પુછયું.

'જી મારૂં નામ ખુરશેદ. કયસરે હિન્દમાં 'ગવરનેસ' તરીકે નોકરી મેલવવા માટે મેં જાહેરખબર છપાવીતી.'

'અંહ. આઇ સી-આઇ સી.' જરી પોતાની હમેશાની ઢબ પ્રમાણે, હસીને બોલી. 'ખુરશેદ ? તે તમે કે ? આઇ સી આઇ સીઇઇઇ. તમે પીયાંનો કે ! આઇ સીઇઇઇ.'

ટચાક જરીનો સુંદર ચેહરો જોતાંજ હીલ્લા અજબ થાઇ ચમકી. દેખાવમાં જરી ઘણીજ ખુબસુરત અને સ્વભાવે ઘણીજ હસમુખી હતી. ઉમરે તે પાંતરીશ વરશની હોવા છતાં, તે પચીસ કે ત્રીસ વરસ જેટલી જવાંન લાગતી હતી. હીલ્લાની નજર જરી ઉપર પડતાંજ તે ચમકી, તેનું કારણ એટલુંજ હતું કે જરીનો ચેહરો આબેહુબ સીલ્લાની સીકકલના જેવો તેણીને લાગ્યો. તેજ મોહડું, તેજ આંખ, અને તેજ નાક! તેજ કપાળ, તેજ ભવાં, અને તેજ ઢબછબ.

ચાલીસ હજારની જરી કદમાં ઠીંગણી, દેખાવે સુંદર અને સોહામણી હતી. સ્વભાવે તે ઘણીજ રમુજી, અને બોલકણી હતી, અને પોતાની વડાઇ કરવામાં તે ઘણીજ બાહાદુર હતી. જરી કેલવાયલી નહીં હોવા છતાં તે સુધારાવાલામાં ખપતી હતી, જરી જોકે ઇંગ્રેજી બે ત્રણ ચોપડી શીખી હતી, તોપણ પોતે ઉંચા ધોરનનો અભ્યાસ કીધો હોય, એવું દેખાડવાની તે તજવીજ કરતી હતી, અને તેમ કરવા માટે 'મુર' અને 'બર્ન્સ' શેકસ્પીઅર,' 'કારલાઇલ'ના પુસ્તકો હંમેશ, તે પોતાના હાથમાં લેઇ ફરતી, અને તે વાંચવાનું ડોલ ઘાલતી હતી.

એવી રીતના આપણાં ચાલીસહજારનાં જરબાઇ હતાં! પણ એ નામાં ક્રીત નામ કાંઇ તેવણને મહીરેનું નહી પણ સાસરેનું નામ હતું. તેવણને મહીરે તો તેવણ જુદેજ નામથી ઓલખાતાં હતાં, પણ પરણ્યા પછી તેવણનાં ધણીને તે નામ ગમ્યું નહી, એટલે જરબાઇને તેવણ જરને નામે બોલાવવા લાગ્યા, અને જર ઉપરથી તેવણના નામને મરડાઇ મોરાઇ જરી થઇ જતાં જરાબી વાર લાગી નહી. તોપણ જરી પોતાને જરાં કરી કેહવડાવતાં હતાં.

'હા જી. તે જાહેરખબર છપાવનાર હું પોતે છઉ.' હીલ્લાએ જવાબ દીધો. 'તમે કેહો તો હું વગાડી દેખાડું.'

'ઓ યસ! મારે કંઇ અડચણ નથી, જો તમુને વગાડવું હોય તો.' જરીએ હસતે મોહડે કહયું.

હીલ્લા તુરતજ ઉઠી દીવાનખાનામાં પડેલો 'પીયાનો' ઉંઘાડી તે વગાડવા બેઠી, અને જરી તે ધ્યાનથી સાંભલવા લાગી. હીલ્લાએ પોતાની રાબેતાની ચતુરાઇ અને ચાલાકીથી એક ઇંગ્રેજી ગાયણ વગાડયું, અને જરી તે ગાયણનું ધડ કે પુછડું જાણ્યા પીછાન્યા વગર ખુશી થઇ હીલ્લાની ચાલાકીની તારીફ ઉપર તારીફ કરવા લાગી.

'ખુરશેદ તમારી વગાડવાની ઢબ ને ઝડપ ખચીત વખાણવા જેવી છે. મને તે ઘણીજ પસંદ પડીછ. તમે મારી સાથ પંજાબ આવશો? હમારૂં રેહઠાણ હાલ રાવલપીન્ડીમાં છે.'

'હું તમારી સાથે કોઇબી ઠેકાણે આવવા રાજી છઉં જરબાઇ, હીલ્લા
લી. 'મને પગાર કરતાં ઇજ્જત વધારે જોઇએછ. હું પઇસાની ભુખી
ી, પણ—

'ઓ! આઇ સી. આઇ સીઇઇઇ. તમારી મતલબ હું સમજી ખુરશેદ,'
રી માથું ધુનાવી બોલી ઉઠી. 'તેમજ હું તમારી સાથે ચાલશ. મારે ત્યાં
ઇ બચ્ચાં છોકરાંનો અબજાર નથી. એક 'કમપેનીયન' તરીકે હું તમુને
જવા માગુંછ. રાવલપીન્ડીમાં મારા જેમ્સ સીવીલ સરજયન છે, અને
ણુની ગેરહાજરીમાં મને બિલકલ ચેન નહી પડતું હોવાથી મને એક
બતીની જરૂર છે. તમુને હું મારી 'સીસટર' બરોબર ગણુવાની કબુલાત
ાપું તો તમો રાજી થશોની?

'મને બસ એટલુંજ જોઇએ.' હીલ્લા ખુશી થઇ બોલી.

'પગારની બાબદમાં હું પાંચ પઇસાનું મોહડું જોવશ નહી.' જરી
લી. પગાર જો છસો રૂપીયા હું તમુને આપું । તમે 'પ્લીઝ' થશો કે?
લ યું ખુરશેદ?'

'તમારો સખુન હું માથે ચહડાઉંછ.' હીલ્લાએ ટુંકમાં પટાવ્યું.
ોલ રાઇટ, ઓલ રાઇટ.' ત્યારે હવે તમે એમ કરો તો ઠીક.'
રીએ પોતાના ઘડીઆલમાં જોઇ કેહયું. 'તમે આજથીજ આપરે ત્યાં
ાવી રેહવો. આપણું જવાનું નકી નથી. મારા જેમ્સને ટુવેનટી ફોર
વરની નોટીસમાં કોઇ વખત ઉપડી જવું પડેછ, ને કોઇ વખત તો
૧ અવરની નોટીસમાં તઇયાર થવું પડેછ.' પણ જ્યારથી તેવણુ 'મેજર'
યાછ, ત્યારથી એવણુને સીવીલ ડયુટી ઉપર મુકયાછ. વાસ્તે તમારાં
ધર એન્ડ ફાધરને' મલી તમારાં કપડાં લ-તાં લેઇ. આજથી આપરે ત્યાં
ાવો. 'હાઉ ઇઝ ધેત?'

હીલ્લાએ દલગીર ચેહરે પોતાનું ડોકું ધુનાવી કેહયું:—

જી, મારાં 'મધરબી' નથી અને 'ફાધરબી' નથી.!!'

'ઇનડીઇઇડ! ઓ! આઇ સી—આઇ સીઇઇઇ.' જરી અજબ થઇ
લી. 'આઇ સી.! આઇ સી.!!! ત્યારે તો 'આવ ભાઇ હરખા,
આપણુ બેઉ સરખાં' તેમ હુંબી માબાપ વગરની છઉં. મારાં માય તો
ને નાહાલ્લી મુકી મરી ગીયાં, ને બીચારા બાવા મારા લગન પછી
જરી ગીયા. ત્યારે તમે કોઇને મલવા માંગતા નથી કે ખુરશેદ?"

'નહી બેહન.' હીલ્લા બોલી. 'મારો સામન મારી પીછાનવાલાને ત્યાં
. મારા કપડાંની પેટી ત્યાંથી હું મંગાવી લેવશ, નહી તો હું પોતે જઇને
લેઇ આવશ.'

'ત્યારે તો તમે હીયાંજ રેહવો, ને સાંજ સહવાર તે આપણુ મંગાવી
ઇશું'. જરીએ હવે ધરાધર ઇંગ્રેજી બોલો વાપરવા માંડયાં. 'નેવર માઇન્ડ'

સાંજના આપણા 'એ પેરવાલી લેન્ડો'માં એપોલો ઉપર મેજર જેમ્સ સાથે ફરવા જઇશું. મારા જેમ્સ હમણા આવશે. તેવણ ઘણાજ 'ગુડ નેચરના છે. ને તમુને જોઇને તેવણ ઘણાજ 'પ્લીઝ!' થશે.'

હીલ્લાને જરીના બોલવાથી ઘણું જ હસવું આવવા લાગ્યું. તે પોતાનું હસવું ઘણીજ મુશકેલીથી રોકી શકતી હતી. સબબ જે જે જગ્યાએ જરી ઇંગ્રેજી બોલોનું તોપખાનું પોતાની વાતચીતમાં છોડતી હતી, તે તે ઠેકાણે એ, તો 'બરબટ' થાઇ જતું હતું, કે હીલ્લા પોતાનું હસવું મુશકેલીથી પોતાના કાબુમાં રાખી શકતી નહી હતી.

એટલું છતાં હીલ્લાના હસવાની મતલબ જરીને જરાબી સમજ પડી નહી.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### આગલો સાથ પાછલીનો મીલાપ.

'હલ્લો 'જેમ્સ.' હું તમારીજ વાર જોતી હતી!' જરીએ ઉઠી મેજર જેમ્સ જેવો બાહારથી આવ્યો, કે તેનો હાથ પકડી કહ્યું.

'કાંય ડીયર. વળી કાંઇ દોહડીયાં કહડાવવાની વાત છે કે શું?' જેમ્સ હસી પડી બોલ્યો.

'ઓવ નોવ!' જરી નખરાં કરી મદમ લોકના બોલવાની નકલ કરી નદરવા લાગી. 'ક્યસરે હીન્દ'માં પેલી જાહેરખબર છપાવનાર 'પીયાના' ને મેં બોલાવીતી, તે આવીછ. મને તે છોકરી ઘણીજ ગમેછ જેમ્સ. 'ઓવ આઇ લાઇક હર.' એક તો તે હુશીઆર ને લાયકીવાલી છે, ને તે સાથે એવો સરસ પીયાનો વગાડેછ, કે શું તેની તારીફ કરૂં પણ સહુથી સરસ તો તેની 'બ્યુટી' છે. મને તો એવું થાયછ, કે જાણે તેનું મોહોનુંજ જોયા કરૂં.,

'પણ જરી, તે શું તારા કરતાંબી વધારે ખુબસુરત છે?' મેજર જેમ્સે મશકરી કીધી.

'તે તો તમને ખબર ડીયર.' જરીએ જવાબ દીધો. 'પણ હવે તેને ટીકીટીકીને જોયા ના કરતા હં! હું જાણુંછ કે તમુને લોકોના બઇરાં તરફ ટીકવાની કેવી આદત છે તે! યુ નોટી ડીયર!' તે દાહડે 'પીયાનાફોર્ટના' ઓરડામાં તમે કંઇ કમતી નહી ટીકીયું'તું. તમે માટીડાઓને એ ઘણીજ

ખરાબ આદત છે, બસ કોઇના બહરાં જરા દેખાવલાં હોય, તો તેને ટીકીયાજ કરવું ! જો નાટકમાં જાય તો આસપાસ ફરી ફરી બસ બહરાંઓનેજ જોયા કરવું, ને જો હાથમાં 'ઓપેરા' આવી ગીયું, તો બીચારાં બહરાંઓની કમબખતી ! નોનસન્સ ! મને એટલી બધી ચીર લાગેછ, કે એ બાબદસર તમારો રીપોર્ટ, સરજયન જનરલ ઉપર હું કરૂં.'

જરીનો જેમ્સ અંગરેજ નહી પણ પારસી હતો, અને તેનું [illegible] નામ જમશેદજી હતું. જમશેદજી ઘણુંજ રંગીલો અને [illegible] વાળો પારસી હતો. તેના બાપના અટક ચાલીસહજારના [illegible] મીસીસ જેમ્સને સરવે જન ચાલીસ હજારની જરીને નામે ઓલખતાં હતાં. જેમ્સ મુંબઇની ગ્રાંટ કોલેજમાંથી પાસ થઇ લશકરી નોકરી મેલવવા લંડન ગયો હતો, ત્યાં જઇ તબીબની પરીક્ષા પસાર કરી તે ઇન્ડીયન મેડીકલ સરવીસમાં ખલ થયો હતો. લશકરી નોકરીમાં તબીબ તરીકે દાખલ થયા પછી દેશ તેવો વેશ વાલી કેહવત પ્રમાણે, જમશેદજીને તમામ ઇંગ્રેજી લેબાસમાં રેહવાની ફરજ પડયાથી તેણે સરવે ઇંગ્રેજી રીતભાત એખત્યાર કીધી હતી. આખ્ખો દાહડો ઉંધાડું માથું, મોહડામાં ચીરૂટ અને ગજવામાં મેચીસની ખડી લેઇ ફરતો હતો.

મેજ જેમ્સ કદમાં ઉંચો, કદાવર અને દેખાવે ઘણોજ ખુબસુરત, તથા રંગે વરણનો હતો. તેના ચેહરા ઉપર દાહાડી કે ઠેભીયા કે મુછ જેવું કાંઇ હતુ જ નહી. લશકરી નોકરીમાં દાખલ થયા પછી તેણે બ્રીટીશ સરકારની નોકરી વફાદારીથી બજાવી હતી, અને કાબુલ તથા અફઘાન લડાઇમાં તેણે બજાવેલી નોકરીની કદર સરકારે બુજી તેને માન ચાનથી નવાજી નાખ્યો હતો. આજે સરજયન જેમ્સ રફતે રફતે મેજર જેમ્સની પદવીએ ચહડયો હતો.

જોકે આ જોડાંને લગનના ગાંઠથી જોડાયાને આજે લગભગ પંદર કે વીસ વરશ થયાં હતાં, તોપણ તેઓ વચ્ચે એકબી વખત કંકાસ કે કલેશ જેવું કાંઇ થયુ નહી હતું. જરીનો પ્યાર જેમ્સ ઉપર એટલો બધો તો હતો, કે તે કોઇ કોઇ વખત તેને પ્યારથી તું તાંથી બોલાવતી હતી, અને જેમ્સ તેને માટે જરાબી વાંધો કે અપમાન લેતો નહી હતો.

જરી સાથે જઇ રેહયાને હીલ્લાને આજે આંઠ દીવસ થયા હતા. એ અરસામાં જરી અને જેમ્સ હીલ્લા સાથે ઘણાજ હલમલી ગયાં હતાં, અને હીલ્લાને પણ આ ધણી ધણીઆણીનો સ્વભાવ પસંદ પડી ગયો હતો.

'ખુરશેદ તું મને ઘણીજ ગમેછ.' જરીએ એક દાહડે હીલ્લાને ફુરસદે બેસી વાત કરતાં કહયું. 'પણ ખુરશેદ તું હજી ઘણી જુવાન છે, વાસ્તે

મારી તુને સલ્લાહ છે કે જવાન ઉમરમા તું પરણવાનો વીચાર કરતીજ ના. જુવાંનીની નાહેલીથી જે કામ થાયછ, તેનો પસ્તાવો હંમેસા પાછલથી થાયછ. મારો પોતાનો દાખલો લે. હુંબી જવાંન ઉંમરમાં હુલ્લડ બની પરણી'તી, પણ હવે હું ઘણીજ પસ્તાઉંછ ખુરશેદ!'

'તમે પસ્તાવોછ?' હીલ્લા અજબ થાઇ બોલી. 'તમારા દેખાવ ઉપરથી તો તમે તમારી પરણી જીંદગી ઘણીજ સુખી અને ખુશીથી ગુજારોછ જર?'

'દેખાવ ઉપરથી આદમીને તપાસવાની આદત જો રાખી, તો જરૂર ઠગાયા વગર છુટકોજ નથી ખુરશેદ.' જરીએ જવાબ દીધો. 'મારી વાત તો જુદીજ કીસમની છે. જોકે જવાનીમાં પરણીને હું આજે દુઃખી થતી નથી, પણ તેબી—

જરી કાંઇ આગલ બોલવા જતી હતી, પણ એકાએક અચકાઇ જવાથી હીલ્લા તે જાણવા કુદરતી ઇંતેજાર બની.

જરા બોલો તો ખરાં જર! હું તો જાણું કે તે શું છે?'

'તુને તે સાંભલતાં ઘણો કંટાલો લાગશે.' જરી બોલી. 'તે ઘણીજ લાંબી વાત છે ખુરશેદ.'

'લાંબી તો લાંબી.' ખુરશેદ બોલી. 'પણ હું તે સાંભલવા માંગુછ જર.'

'ત્યારે તો સાંભલ ખુરશેદ.'

## આલીસહજ્જરની જરીની કાહાણી.

'ખુરશેદ, મારા મરહુમ 'ફાધર' અસલ ઘણુજ માતબર, અને પુનામાં એક જાંણીતાં ખાનદાનના નબીરા હતા. ગાડીઘોડા, બાગબગીચા, અને ચાકરનફરનાં તેવણ માલેક હતા. પણ કોણ જાણે કેવી રીતે મારા બાપના પઇસા જતા રેહયા, તેની મને હજી સુધી કાંઇ સમજ પડતી નથી. હું તે વખતે ઘણીજ નાહલ્લી ઉમરની હતી. મારાં મધર ગુજરી ગીયાં'તાં, 'ને મારા બાવાની કેટલીક ગંજાવર મીલકતો જે પુના શેહેરમાં હતી, તે સઘલી વેચાઇ ગઇ.

પુનાનું નામ સાંભલી હીલ્લા જરા ચમકી, જરી તરફ જોઇ તેણીની વાત તે ધ્યાનથી સાંભલવા લાગી.

'આઇ. સી!' જરી હીલ્લાની તરફ જોઇ બોલી. 'પુનાનું નામ સાંભલી તું ચમકી કાંય ખુરશેદ, તેં પુનું જોયુંછ કે?'

'કાંઇ સેહજસાજ.' હીલ્લાએ સાવચેતીથી જવાબ દીધો.

'વેલ, મારા 'ફાધરનો' હાથ ઘણોજ ભીડમાં આવતો ગયો.' જરીએ પોતાની વાત પાછી ચલાવી. 'તેવણ કરજના બોજા હેઠલ દબાતા ગીયા. માગનારાંઓના તકાદા વધતા ગીયા, 'ને સેવટે તેવણના માંગનારાઓએ તેવણને તુરંગમાં નખાવવાની ધમકી આપી. હું તે વખતે ઘણીજ 'યંગ'

હતી, 'ને પુનાની કોનવંટ સ્કુલમાં શીખવા જતી'તી. મારી 'લાઇફમાં જે મુખ્ય બનાવ બન્યો, તે બનાવની શરૂઆત એ કોનવન્ટ સ્કુલથી શરૂ થાયછ.

'એક દીવસે હું સ્કુલમાંથી સાંજના પાંચ વાગે મારે ઘેર જતી'તી, તે વખતે માલકમ ટેન્ક આગલ આવેલી એક સુંદર ફેન્સી સામનની દુકાન ઉપર પેહલવેહલો મેં મારા જેમ્સને ઉભેલો જોયો. જેમ્સ વેલાયતથી તે વખતે તુરતનોજ પસાર થઇ આવેલો હતો, 'ને તે વખતે તેનાં મોહડાં ઉપર મુછઆી નહી ફુટેલી હતી. એ જેમ્સની બેહન બચઇ મારી સાથે સ્કુલમાં એકજ કલાસમાં હોવાથી, એક દાહડે બપોરના જેમ્સ, પોતાની બેહનને મલવાને બહાંણે મારી સ્કુલમાં આયો. ત્યાં બચઇએ મારી સાથ તેની પેહલી ઓલખ કરાવી'તી. તે ઓલખમાંથી હમુને દોસ્તી થઇ. 'ને દોસ્તીમાંથી પ્રિત બાઝી.'

'કેવી રીતે હમો ત્યાર પછી રોજ મલતાં'તાં તે કેહવાની કાંઇ જરૂર નથી. હમો બંને જન એકબીજાને ચાહવા લાગાં, 'ને વખત જતે હમારો ચાહ વધી ગયો, 'ને અંતે હમો એકબીજાના પ્યારમાં પડીયાં. જેમ્સે એક દાહડે મારા હાથની માંગણી કીધી. 'ને જેમ્સની માંગણી મેં એકદમ કબુલ કરી તેને પરણવાનું વચન આપીયું.'

'ત્યાર પછી મહીના એકમાં જેમ્સને પોતાની રેજીમેન્ટ સાથ બેંગલોર જવાનો હુકમ થયાથી તે પુનું છોડી ગયો 'ને હું તેના પ્યારમાં પડેલી હોવાથી, તેની જુદાઇ સાંખી શકી નહી.'

બેંગલોરથી જેમ્સ રોજ મારી ઉપર કાગજ લખી બચઇને સરનામે મોકલાવતો, અને બચઇ, તે કાગજ મને હાથોહાથ આપતી'તી. આહ! 'માઇ ગોડ! તે કાગજ વાંચી મારા જીવને અજબ નિસંત થતી હતી.'

'એવામાં મારા 'ફાધરે' મને સ્કુલ મુકી દેવાની ફરજ પાડી. એક તો મારી ઉંમર સત્તર વરસની થયાથી, 'ને બીજું તો તમારી સ્કુલનો પગાર આપવા જેટલી તેવણની શકતી નહી રેહવાથી, અંતે મને સ્કુલ છોડી ઘેરમાં બેસવું પડ્યું.'

'. રા 'ફાધરના' માંગનારાઓ હવે એકદમ ઉઠી ઉભા થયા. મુંબઇની હાઇ કોરટમાં, તથા પુનાની કોરટમાં તેવણ ઉપર ફરીઆદીઓ મંડાઇ, ડીકરીઓ થઇ, 'ને ટાંચ તથા તેવણને પકડવાનાં વારંટ પણ સેવટે નીકલ્યાં. 'યુ સી' ખુરશેદ ડીયર, મારા બાવાનો એક વખત કેવો હતો 'ને હવે કેવો વખત આયોતો'!

'એવે સમે મારા બાવાનો માનીતો અને તેવણના દુખમાં ભાગ લેનારો તેવણનો એકજ દોસ્ત હતો. તે મુંબઇથી તુરતનોજ પુને આવી વસીયો'તો. તે એક સોલીસીટર હતો. તેણે આવાં સંકટને વખતે મારા બાવાનો હાથ ધરીયો.'

'તે સોલીસીટરનું' નાંમ જાહેર કરવા હું નથી માંગતી ખુરશેદ, સબબ મેં તેને દગો દીધોછ, 'ને તે બીચારાશને મોટા રકાસ થવા ઉપરાંત મારાથી તેની રૂસવાઇ 'ને ફજેતી થાઇ તે તો જુદી. એ સોલીસીટર પુનામાં ઘણો આતંબર 'ને આબરૂ ઇજતવાલો ગણાતો'તો. તેને સરવે કોઇ તેના ભલા ખવાસને લીધે ચાહતાંતાં'ને ખરેખર તે સરવેના ચાહને લાયક હતો.'

'મારા બાવાના કાંમનો વહીવટ કરવા તે સોલીસીટર હમેશ મારે બંગલે આવતા જતા હોવાથી, મને જોઇ તે મારી ઉપર મોહી પડયો, 'ને તેણે પોતાનો વીચાર મારા બાવાને જણાવી કહયું, કે અગરજો મારાં લગ્ન મારા બાવા તેવણ સાથે કરી આપે, તો મારા બાવાનું સઘલું કરજ તેવણે ફેરવવા કેહયું'.

'ખુરશેદ હું તુંને શું કેહું? મારા બાવાએ વાત વીશે મારી મરજી પુછી. મેં તેવણને કલાવાલા કરીને પગે લાગીને 'ને રડીને કેહયું, કે મારૂં દીલ બીજાને હું આપી ચુકી'તી વાસ્તે મને નકકામી બોહોસ કરી જ્યાં મારૂં દીલ નહી હોય, ત્યાં મને પરણાવવી નહી, પણ બાવાના ધ્યાનમાં તે વાત ઉતરી નહી. તેવણે મને બધી વાત સમજાવી જણાવ્યું, કે કોઇ બીજે ઠેકાણે મારાં લગન થયાથી તેવણની ખુવારી 'ને ખરાબી થશે, 'ને તેવણની ઇજત 'ને હોરમતનો તેવણના કરજદારો તેવણને તુરંગમાં નખાવી નાશ કરશે. તેવણની એ વાત મારા ધ્યાનમાં ઉતરી, 'ને મારા બાવાની ઇજત 'ને હુરમત બચાવવા ખાતર, મેં તેવણના સખુનને માન આપી પેલા સોલીસીટર સાથ પરણવા હા કેહયું.'

'તમે પરણવા કબુલ થયાં? ખુરશેદે જરીને સવાલ કીધો.

'હા ડીયર. હું પેલા સોલીસીટરને પરણવા કબુલ થઇ.' જરીએ જવાબ દીધો. 'તે વકીલ કાંઇ બદરૂપો કે કદરૂપો નહી હતો. તેબી વીસ બાવીસ વરસનો જુવાંન હતો, 'ને દેખાવમાંબી ઘણોજ ખુબસુરત હતો. પણ મારૂં દીલ હું જેમ્સને આપી ચુકેલી હોવાથી, મારી હાલત 'સુડી વચ્ચે સોપારી' જેવી થઇ પડી'તી.

આ દગલબાજીની વાત સાંભળી દીલ્લા મનમાં ઘણીજ મુજાવા લાગી, અને જરીએ તેની કાંઇ પણ દરકાર કીધા વગર પોતાની વાત આગલ ચલાવી.

'અંતે હું લાચાર બની! મારા બાવાની હુજત આગલ મારૂં જરાબી ચાલ્યું નહી. 'ને તેવણે મને પેલા સોલીસીટર સાથે અહરાવી. તે સોલીસીટરે મારા બાવાની તમામ મીલકત જે પુનામાં હતી, તે તેવણે પોતે મન પસંદ ભાવે ખરીદી લીધી. તે મીલકતના વેચાનથી મલેલાં નાંણાં મારા બાવાના હાથમાં આવ્યાથી, તેવણે પોતાનું કરજ ફીટાડવા ઉપરાંત એક મોટી રકમ તેમાંથી તેવણ ફાજલ પાડી શકયા. મારા બાવાનું સરવે કરજ ફીટાવી, લગનની તઇયારી કરવા મારા બાવા મને લેઇ મુંબઇ આયા'ને

હમારી પાછલ મારો અદરાયલો ખાવિંદ હમુને મુંબઇમાં આવી મળીયો. મુંબઇમાં હમો ફરેલવાડી પાંડેની ધરમસાલામાં ઉતરયાં.'

'મારા બાવાનું દુઃખ જ્યારે ઓછું થયું, ત્યારે મારા દુઃખનો પાર રેહયો નહી, સબબ, હું એક ભલા, ભોલા 'ને આબરૂદાર જવાંનને ઠગતી 'તી. મારા ધણીએ મારી ઉપર પુરતો વિસ્વાસ મુકયો'તો 'ને હું કમબખત તેના વિસ્વાસનો ઘાત કરતી'તી. ખુરશેદ, તે વખતે મેં જો તેને ખરી બીનાથી વાકેફ કરી તેની મદદ ચાહી હોતે, અથવા તેની પાસે માફી ચાહી હોતે, 'ને મારા જેમ્સની બધી વાત મેં જો તેને જણાવી દીધી હોતે, તો ઘણુંજ ઠીક થતે.

'લગનની તઇયારીઓ મારા અદરાયલા ખાવિંદે, ધમધુકાર કરવા માંડી. 'મારકસ' ને ત્યાંથી બ્રેસલેટો,' 'નેકલેસો' અને 'ફયરીંગો' ઉપરાંત કેટલુંક કિમતી જહવેરાત મારે માટે તેણે ખરીદયું'ને કાપડયાને ત્યાંથી તરેહવાર સાડીઓ, વરદી પ્રમાણે આવી. લગનને વાસ્તે વાડી લખાવી લીધી,'ને અંતે લગનને હવે એકજ દાહડો બાકી રેહયો. પણ બેહન ખુરશેદ, તું જો મારી વાતથી કંટાલતી હોય તો હું એ વાત બંધ કરૂં.'

'નહી નહી જરા.' હીલ્લા બોલી 'મને તમારી વાત સાંભલવા ઘણીજ ગમેછ. હું તમારી બધી વાત ઘણુજ ધ્યાનથી સાંભલુંછ.'

આઇ. સી.' જ ખુશી થઇ આગલ બોલવા લાગી. 'લગનને હવે એકજ દાહડો બાકી રેહયો'તો. આવતી કાલે લગન હતાં. તેમ મારા બાવા 'ને મારો વર, બંને જન સાથે બાહાર ગીયા'તા. હું ધરમસાલામાં એકલી વિચારમાં પડેલી હતી, તેવામાં મારા ઓરડામાં એકાએક મારો જેમ્સ હાંફતો હાંફતો દાખલ થયો.'

'જેમ્સ મુંબઇમાં!' હીલ્લાએ સવાલ કીધો. 'તેનુ મુંબઇમાં કેમ આવવું થયું! 'ને તેબી આવે કટોકટ વખતે!!'

'બચઇ ઉપર મેં મારી તમામ ખરી હકિકત લખેલી હોવાથી, તેણીએ તે જેમ્સ ઉપર લખી, 'ને તે ખબર સાંભલતાંજ જેમ્સ બેંગલોરથી મુંબઇ આવવા એકદમ નિકલી પડયો'તો. જેમ્સ 'ને મારી વચ્ચે તે વખતે શું બન્યું 'ને શું વાતચીત થઇ. તેનું બયાન હું કરી શકતી નથી. જો તે દાહડો મોડો આયો હોતે, તો વધારે ઠીક થતે. જેમ્સે મારી વાત સાંભલી જણાવીયું, કે બેંગલોરથી તે મારી સાથ પરણવા ખાતર મુંબઇ આવેલો છે, 'ને કદીબી તેણુ મારી સાથ પરણ્યા વગર પાછુ જવાના પાડી. મેં તેને ઘણો સમજાવીયો, પણ તેના ધ્યાનમાં મારી વાત ઉતરી નહી. તેની આજેજી 'ને મીનતથી મારૂં દીલ, જે મેં તેને પેહલેથીજ આપીયું'તું, તે પીગલી પાણી થઇ ગીયું. હું તેની આગલ લાચાર થઇ ગેઇ. અંતે જેમ્સે મારી પાસે એવો વચન લીધો, કે તેજ

દિવસે સાંજના ચાર વાગે મારે તેની સાથે પરણીને બેંગલોર તરફ નિકલી જવું. હમે કેવી રીતે પરણી ગીયાં તે વાત લંબાન કરવામાં સાર નથી. તેજ દિવસે સાંજના ચાર વાગે હું જેમ્સને મરીન લાઇન્સના સ્ટેશન ઉપર એકલી જઇ મલી, 'ને તેણે આગમજથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે, હમારો લગન કોઇ બે મોબેદ આતશબેહરામમાં બે સાક્ષીઓની રૂબરૂ કરી આપ્યાં. 'ને તેજ દીવસે રાતની ટ્રેનમાં મારા બાવા 'ને અદરાયલા ધણીને મુંબઇ પડતા મુકી, હું મારા પરણેતર ધણી સાથ બેંગલોર નિકલી ગઇ. હું ધારતી'તી, કે એ બનાવ પછી પેલો સોલીસીટર કંઇ તુફાન ઉભું કરશે, પણ તેણે તેવું કંઇબી કીધું નહી. તેણે મારી જરાબી ખનખોદ કીધી નહી, 'ને આજ સુધી તેણે મારી તરફ સેહજબી વાંકી ચાલ ચલાવી નથી.'

'પણ ત્યાર પછી શું તમે તેને મલીયાંજ નથી?' હીલ્લાએ પુછ્યું.

'એ એક વલી જુદીજ વાત છે.' જરી બોલી. 'ત્યાર પછી એકજ વખત હમે મલીયાં'તાં. જેમ્સ સાથ પરણ્યા પછી ત્રીજે વરસે હમારો મેલાપ થયો'તો. તે વખતે મારા હાથમાં મારી નાહલ્લી બુચી એક વરસની હતી. મારા જેમ્સની રેજીમેન્ટને કાબુલની સરહદ ઉપર જવાનો હુકમ થયાથી, જેમ્સ પેસાવર ઉપડી ગીયો'તો 'ને હું મુંબઇ આવી પાંડેની ધરમશાલામાં ઉતરી'તી. હું પણ પેશાવર જવાની તઇયારી કરતી'તી, પણ એવા ગરમ દેશમાં મારા દુધમલ બાલકને લેઇ જવાની હું ફિકરમાં પડી'તી. કાબુલ 'ને પેશાવરની ગરમી મારી બુચીથી ખમાય તેમ નહી ઉતું. ખુરશેદ. એ વાતના વિચારમાં હું એકલી પડેલી ઉતી, તેવામાં એકાએક તે મારી સામે આવી ઉભો રેહયો.'

'કોણ?' હીલ્લાએ અજબ થાઇ પુછ્યું. 'કોણ તમારી સામે આવી ઉભો રેહયો?'

'વલી કોણ? જેની સાથ હું અદરાઇ'તી, 'ને જેને હાથતાલી આપી હું જેમ્સ સાથ પરણી ગેઇ'તી તે?' જરીએ ખુલાસો કીધો. 'પેલો સોલીસીટર! તેને જોતાંજ મારા હોશ ઉડી ગીયા; પણ તેટલાં તેણે મને ધિરજ આપી ગભરાવા ના કેહ્યું. મેં તેની પાસ મારા વાંકને માટે માફ માગી. તે બીચારામાં કેટલો બધો ફેરફાર મેં જોયો! સ્વભાવે તે કુંજરો ને બરીલ થાઇ ગીયો હોય એમ મને તેની વાતચીત ઉપરથી દેખાયું. તેને કોઇની તરફથી એવી ખબર મલી, કે જેમ્સની પેશાવર ખાતે બદલી થયાથી તે બેંગલોરથી એકદમ ઉપડી ગીયોછ, 'ને હું મુંબઇથી થોડા વખતમાં પેશાવર જનાર છું, 'ને આજે મને એક છોકરીનું ફરજંદ થયુંછ. એ ખબરને આધારે તે મને મલવા માટે આયો'તો. તેણે પોતાની

મારી હાલતથી મને વાકેફ કીધી, 'ને મારી બુચીને પોતાની છોકરી કરી લેવાની તેણે મરજી જણાવી. તેણે મને કબુલાત આપી, કે હું જો મારી છોકરી તેને સ્વાધીન કરૂં, તો તે તેને કેલવી, શીખવી, કોઇ સારે ઠેકાણે પરણાવશે; 'જ નહીં પણ તેનો કોઇ વારેસ નહીં હોવાથી, પોતાની તમામ દોલત મારી દીકરીનાં નામ ઉપર તે કરી આપશે. પણ એક કબુલાત તેણે હમારી સાથે કીધીછ, તે એ કે હમો બંને માટી બઇ-એરે કોઇબી દાહડે, તે છોકરી ઉપર માબાપ તરીકે દાવો કરવો નહીં.'

'પેહલેવેહલે એ વાત મને પસંદ પડી નહીં, 'મેં મારૂં ફરજંદ એવી સરતે તેને સ્વાધીન કરવા ના પાડયું, પણ રફતે રફતે તેણે મને સમજ પાડી સમજાવ્યું, કે જે પરદેશમાં હું મારા જેમ્સ સાથ જઇ વસ-વાની હતી, ત્યાંની ગરમી તેમજ ઠંડી મારી બુચીથી ખમાશે નહીં, 'ને તેથી તે ઘણી હલાક થશે, 'ને કદાચ, હવા જો માફક નહીં આવશે, તો તે નાજુક બાળક મરીબી જશે. એ વાત તેમજ તેની બીજી તકરારો મારા ધ્યાનમાં ઉતરી, 'ને મેં તેની પાસ પંદર દાહાડાની મેહતલ માંગી લીધી. મારા જેમ્સ ઉપર એ સઘલી બીના મેં ખુલાસાથી લખી જણાવી. જેમ્સને એ વાત ઘણીજ પસંદ પડી, 'ને તેણે તુરત વલતા ટપાલમાં જવાબ મોકલી દીધો, કે લસકરી નોકરી ઘણીજ કફેરી છે, 'ને નાજુક બાંધાના બાળકોના હકમાં પેશાવરની ઠંડી તેમજ ગરમીની હવાઓ નુકસાન કીધા વગર રેહનાર નથી, વાસ્તે મારી બુચીના બાબમાં જણાવેલી ગોઠવણ જો પાર પડતી હોય, તો તેણે તેમાં પોતાની ખુશી જણાવી.'

'તુરતજ મેં જેમ્સનું કાગજ તે સોલીસીટર ઉપર મોકલી આપીયું, 'ને ત્રીજે કે ચોથે દાહડે તે એક ખુબસુરત નર્સને પોતાની સાથે લેઇને મારી આગલ આયો, 'ને મારી દીકરીને તે પોતાની સાથે લેઇ ગયો.'

'યુ સી.' જરી આંખમાં પાણી લાવી બોલી. 'જેમ્સને કે મને તે વખતે જરાબી ખ્યાલ નહીં આયો, કે હમે હમારાં બચ્ચાંથી સદાનાં છુટાં પડીયેછ.'

'મારી દીકરીને મુકી હું પેશાવર ત્યાંની ગરમીમાં મુંજાવા, 'ને ઠંડીમાં અકડી જવા ગઇ. પણ મેં તે વધારે ખુશીથી ખમી, તે એટલાંજ વાસ્તે, કે હમો બંને ઘણી ઘણીઆંણી એકબીજા ઉપર જીવ આપતાંહતાં; 'ને એવી એકાંત 'ને આફતભરી જગ્યામાંબી હમો બંને જન ઘણી સાથે ખુશી હતાં. તે સાથે ખુરશેદ, યુ નોવ! લવ! ઓ ડીયર! લવ! અફગાની-સ્થાનનું જંગલ મારે મન મુંબઇની 'મલબાર હીલ' અને પેશાવરની પાહાડી ખીનો મારે મન જાણે 'ઇન્ડરલેન્ડ' હતાં, કારણ, મારી પાસે 'ને મારી સાથે સદા મારો વાહલો જેમ્સ હતો.'

તે દીવસથી આજ સુધી મેં મારી દીકરીને એકબી વખત નજરે જોઇ . છ મહીને મને પેલા સોલીસીટર તરફથી સમાચાર મલેછ ખરા, પણ મારી તરફથી આજ સુધી મને એકબી કાગજ મલ્યું નથી. મારો જેઝ હતો હતો, કે તેની સીકકલ આબેહુબ મારા જેવીજ હતી.'

'હા. હું ગું છ કે તેની સીકકલ તમારા જેવીજ છે.' હીલ્લાથી ગફલતીમાં બોલાઇ ગીયું.

'તું જાણેછ?' એટલે? ઓ આઇ સી! ત્યારે તું તેને ઓલખેછ?' જરી એકાએક ચમકી ઉઠી બોલી.

'જરબાઇ, તમો અજબ ના થાઓ.' હીલ્લા બોલી. 'કોઇ અજાએબ જેવા સંજોગ વચ્ચે આપણુ બંને જનનો મેલાપ થયો છે. હું તમારી દીકરીને ઘણી સારી રીતે ઓલખું છ. તેનું નામ સીલ્લા છે નહીં!'

'યસ! યસ! હા. હા. જરી બોલી ઉઠી. 'સીલ્લા. હા તેનું નામ સીલ્લા છે.'

'ને તમે પુનેવાલા નોરોજવાનજીનાં દીકરી થાઓ નહીં?' હીલ્લાએ વધારે ખુલાસો કીધો.

'અરે તારી મમાઇ બપાઇ મરેરે ખુરશેદ!' જરી વધારે અજબ થાઇ બોલી. 'તું તો બધું જાણતી દેખું!'

'તમે જેને હાથતાલી આપી, તે પુનેવાલા ધનજીશાહ સોલીસીટર, ને લીલીના માલેક' હીલ્લાએ બીજી ઇધાની આપી.

'હા. હા.' જરીએ જવાબ દીધો. તે ધનજીશાહ સોલીસીટરજ. ખુરશેદ, ઓ ખુરશેદ. તું ધનજીશાહને ત્યારે પીછાનતી દેખું.'

---

## પ્રકરણ ૪૦ મું.

—:o:—

### 'વળી કોઇ ઝાંવી બુમ પડાવી ગેઇછે હો.'

અધીરી જરીની ઉલટપાલટ તપાસમાં હીલ્લાને અંતે ખરૂં કેહવાની ફરજ પડી, કે પારબતીમાં સીલ્લાના સોબતી તરીકે તે નોકરી કરી રહી હતી, અને ત્યાંથી ધનજીશાહ સોલીસીટર સાથ તેણીની પીછાંન થાઇ હતી.

'પણ બેહન જર, મારી ઉપર મેહરબાની કરી એટલું કરજો, કે ધનજીશાહ મારે વીશે જરાબી જાણે નહી.'

'સારૂંનથી.' જરી પોતાની રીત પ્રમાણે બોલી. તેને વાસ્તે તું જરાબી ફીકર ના કરતી ખુરશેદ. 'પણ ખુરશેદ. મારી સીલ્લા સારીકાની તો છેની?'

'ધનજીશાહની દેખરેખ હેઠલ તે સુખી 'ને ખુશી છે. એમ હું તમુને ખાતરીથી કેહુંછ જર.' હીલ્લા બોલી. 'સીલ્લા મળજની બળી તો ખરી.

'માય તેવી દીકરી' જરી બોલી. 'મારામાંથી એ ખામી ખરીછ. કોઇબી કંઇ મને સમજાવે, તો મારાથી વધારે હુજત તે સાથ થતીજ નહી. એ એબ ઘણીજ ખરાબ છે. ધનજીશાહે મારા બાવા ઉપર જે જે ઉપકારો કીધા'તા, તેથી શરમની મારી મેં તેવણુ સાથ પરણવા હા પાડી'તી,' પણુ અંતની ઘડીએ મારા જેમ્સે આવી મને સમજાવી, ને જો હું તેની સાથ પરણી જવા ના પાડું, તો તેણે જીવ કરવાની મને ધમકી આપી, 'ને તેના કાલાવાલા સાંભલી હું તેને ના પાડી શકીજ નહી.'

ધનજીશાહની આગલી જીંદગીની તમામ હકિકત જરીને મોહડેથી સાંભલી, હીલ્લા ખરેખર ઘણીજ દુ:ખી થવા લાગી. તે દુ:ખી થઇ એટલુંજ નહી, પણુ દુ:ખી થઇ તેની ઉપર દયા કરવા લાગી.

પોતાનો ધણી એક ચીબાવલી અને ખુબસુરત ઓરતને હાથે કેવી રીતે ઠગાયો હતો, તેની તમામ બીના હીલ્લાએ આજે જાણી, અને પોતાના ધણીના શકનુ મુલ કારણુ તેણીએ શોધી કાહડયું. એક વખત તે ઓરતને હાથથી ઠગાયલો હોવાથી, દરેક ઓરત ઉપર તે શકની નજરેથીજ જોતો હતો, અને તેથીજ તેને હીલ્લા ઉપર શક ગયો હતો.

હવે હીલ્લા પોતાના ધણીની આગલી હાલત જાણી તેની ઉપર દયા કરવા લાગી. તે તેને પાછી ચાહવા લાગી. હુલડાઇ અને છીછલાંપણુંથી પોતે જે પગલાં ભરયાં હતાં, તે માટે હવે હીલ્લા પોતાને ઠપકો આપવા લાગી, અને 'ધી લીલી' છોડી રખડતી થવામાં તેણીએ પોતાની મોટી ભુલ જોઇ.

પણુ ભુલ, તે ભુલજ. પોતાની ભુલ થઇ ખરી, ને અંતે તે ભુલ હીલ્લાએ જોઇ. પણુ એ ભુલ તેણીએ બહુ મોડેથી જોઇ. હીલ્લા હવે જરીની હકિકત સાંભળી ધનજીશાહને હીલ્લા બીલકુલ નિરદોશ ગણુવા લાગી, સઘલાંમાં હવે તે પોતાનોજ વાંક જોવા [illegible]

ખરેખર હીલ્લાની હાલત વિચીત્ર પ્રકારની થાઇ પડી

પણુ લાઇલાજ! હીલ્લા બીલકુલ લાઇલાજ બની હતી. હવે નસીબ શું શું નવા રંગો તેણીને દેખાડવા માંગે છે, તે જોવા તે ધીરજ ધરી [illegible]ઠી, અને જરીની નવી સંગતમાં તે [illegible] મ[illegible] વા લાગી.

સરજ્યન મેજર જેમ્સ અને તેની મોહોર[illegible]ર સાથ મુંબઇમાં હીલ્લાએ ત્રણુ મહીના ખેંચી કાહડયા. તે ત્રણુ મહીના હીલ્લાને મન ત્રણુ વરશ જેટલા લાંબા લાગ્યા. હીલ્લાએ બનતાં સુધી પોતાની ખરી હાલતથી પોતાની ઓલખાણુ પીછાંનવાલાઓને બેખબર રાખવાનો ઠેડાવ કીધેલો હોવાથી, તેણીએ મીઠાંમાસી કે પેસુને ધનજીશાહ સાથ પોતાને પડેલા

વાજાની પુરી કિમત કરી નહી હતી, એટલુંજ નહી, પણ તેણીએ તે હકીકત પોતાના ઉરકેરાટોથી જણાવવાની તસ્દી લીધી નહી હતી.

ખરૂં જોતાં હીલ્લાની હાલત ઘણીજ દુઃખી હતી.

ખાલીસાહેબજારની જરીના સોબતી તરીકે રેહવામાં તેની મુખ્ય નેમ મુંબઈથી દુર નિકળી જવાની હતી, પણ સરજ્યન મેજર જેમ્સની રજા પુરી થતાંજ, તેણે બીજી રજા કઢાવી. અને તે બીજી રજા પુરી થતાંજ ગરમીની મોસમ શરૂ થયાથી મેજર જેમ્સે રાવલપીન્ડી જઇ ત્યાંની ગરમીમાં [illegible] કરતાં, વગર પગારે બીજી દોઢ માસની રજા લીધી. જેમ જેમ જેમ્સ પોતાની રજા લંબાવતો, તેમ તેમ હીલ્લા ઘણીજ ફફડતી ચડફડતી હતી, પણ લાચાર! તેનાથી કંઇબી બોલાય તેમ નહી હોવાથી [illegible] વગર તેણીને છુટકોજ નહી હતો.

પણ એ લાંબી મુદત દરમ્યાન, એક ચોકસ જાહેર ખબર મુંબઇના જાણીતા ગુજરાતી છાપાઓમાં બેહવડી રીતે ચાલુ છપાતી હતી, તે ઉપર હીલ્લાની નજર આજ સુધી બીલકુલ પડીજ નહી હતી.

તે જાહેર ખબર શું હતી?

તે જાહેર ખબર નીચે પ્રમાણે હતી.

'ધી લીલી, પાછાં ફરે. મારી કસુર થઇ છું દલગીર છું મને માફ કરો તમો કાંહ છો તે જણાવો.

'મુવા જુઠા! મારયા કાર! વલીયું નખ્ખોદ! વલી એ શું મોહકાન!!' જેમ્સ પેટ ધરી હસતો હસતો પોતાના હાથમાં એક છાપો લઇ દીવાનખાનામાં હાજર થઇ જરીને ઉપલી જાહેરખબર વાંચી સંભલાવી બોલ્યો!—

જો કુ [illegible]ર! પેલા ધાંખરાને વરી કોઇ છાવી બુમ પડાવી ગેઇછ હોય ધ. મ. તે કોણ? હું ધારૂછ કે ધનજીશાહ મનજીશાહજ હોશે! ને વલી 'ધી લીલી'! જોની આએ જાહેરખબર વાંચની?'

---

# પ્રકરણ ૪૧ મું.

—:o:—

## જુના પાપનો નવો પુરાવો—પાપનો પરપોટો!

આજે મુનલાઇટ બેંડ હતું!

બેખબરો અને નીર્દોશ ભોલાંઓ 'મુનલાઇટ બેંડ'ને ટાંકણે, ફરવા નીકલવામાં એક જાતની સેહલગાહ સમજે છે. પણ ખરૂં જોતાં, એ સુધરેલી સેહલગાહ કાંઇજ નહી, પણ સુધરેલા આકારમાં એક જાતની બદી થઇ પડી છે. મુનલાઇટ બેંડના નામના ઓઠાં હેઠલ મોડી રાત્રે, ચંદરના ચલકાટ વચ્ચે, બેંડસ્ટેંડથી થોડે દુર. આસપાસ આવેલાં ખુલ્લાં ચોગાનમાં કેટલાક સાધુના વેશમાં સંસાર સુખના શતરૂઓ, સંસારી બદીઓને ઉન્તેજન આપવા ભમતા અને ભટકતા ફરે છે! આ વેલાતી બદીનો ચેપ પારસી મંડલમાં કેટલો ફેલાયો છે, તે જાણવાની અને જોવાની જેની ખાએશ હોય; તેઓએ જાતી અનુભવ મેલવવા એ મુનલાઇટ બેંડની સેહલગાહે એકાદ ફેરો મારી પોતાની ખાતરી કરવી. પણ એ સર્વે બનાવ આગમજથી ગોઠવણ થયા પ્રમાણેજ બને છે! મુનલાઇટ બેંડની રાત્રે એકબીજાને મલવાની આગમજથી ગોઠવણો થાય છે! અમુક વખતે અમુક ઠેકાણે મલવાની આગમજથી ગણત્રીઓ થાય છે, અને બાજે વખત કોઇ રમતા પંચીની પ્રપંચી જાલમાં કોઇ શરમાલ અને નીર્દોશ અબલા ફસી પડી તેનો ભોગ થઇ પડે છે.

અને તોપણ આ સુધરેલી સદીના ફેશનએબલ સંસારની 'મુનલાઇટ બેન્ડ' એક જાણીતી મોજમજાહ થઇ પડી છે. તવંગરો તેનો લાભ લીએ છે, અને ગરીબો નાહેક તેમની પાછલ ઘસડાઇ તણાઇ જાય છે.

મુનલાઇટ બેન્ડની આ બદીથી હીલ્લા પુરેપુરી જાણીતી હોવાથી, તેણીએ જરીને એ વાતથી ખબરદાર કીધી, પણ જરીના ધ્યાનમાં એ 'ફેશનએબલ' બદીની વાત ઉતરી નહી, અને મુંબઇની એ નવી સંસારી બદીને નજરે જોવા તે ઘણી બજીદ થઇ બોલી:—

'ઘડી ઘડી હવે કોણ મુંબઇ આવવાનું છે ખુરશેદ. મારા જેમ્સે શું શું મેહનતે રજા મેલવી. પણ આપરે કાંહ પગે ચાલતાં જઇએછ, જે તું એટલી બધી ગભરાયછ! આપરી તો ગાડી છે, એટલે ગાડીમાંજ બેસી રેહીશું. મારા જેમ્સનીબી મરજી તેવીજ છે, 'ને તુંને હું લેઇ જવા વગર રેહનાર નથી.'

હીલ્લાનુ જરી આગલ કાંઇ ચાલ્યું નહી, અને તેણોને જરી સાથ જવાની ફરજ પડી. મેજર જેમ્સે ભાડે રાખેલી લેન્ડો ગાડી વખતસર

શતના આવી પુગી, અને જરી તથા હીલ્લાને મેજર જેમ્સ પોતાની સાથે લેઇ 'મુન લાઇટ બેન્ડ' સાંભલવા ગયો.

રાતની ચાંદનીમાં નાસાગોસાની રમત લગભગ ત્યાં શરૂ થઇ ચુકી હતી. ત્યાં અજબ રંગ મચી રેહયો હતો. 'નહી કામના નહી કાજના, અને દુશમન અનાજના' જેવા કેટલાક ચીબાવલા અને ચવિત્રા પારસીના પોરીયાઓ, જેઓના ઘરમાં વાંસ ફેરવે તો હાલ્લું નહી જડે તેવા, અને જેઓના 'ઘરમાં તો ખીચડીના ફાકા, ને બાહાર આઇસકીરીમ ખાવા જાય' તેવાઓના ઇટરાત અને એસકાટનો પાર હતોજ નહી. તેઓમાના કેટલાક તો છતી આંખે આંધલા બનવા અને ફક્ત ખુબસુરતમાં ખપવાના શોખ માટેજ 'આઇગ્લાસ' લટકાવી, હાથમાં રૂપાંના મુંડાવાલી 'વોકીંગ સ્ટીક' અને રૂમાલ ઉપર 'જોકી-કલબ' અને 'કીસમીકવીક' છાંટી, ફરતા હતા! તેઓમાંના કેટલાક બાપદાદાનો પેહરવેશ બદલી ઇંગ્રેજી લેબાસ ઘાલી 'સાહેબ'માં ખપવાના ગુમાનથી આવતા હતા. તેઓના કેટલાક કાતરયાંના ઘસેલા, અને નળિયાના ખસેલા, પારસી બાનુઓની સાથ ઇંગ્રેજી લેબાસમા ફરતા હોવાથી ગોત્રેના 'ગેપાડે' જેવા લાગતા હતા. તેઓ માના કેટલાક પારસીના લેબાસમાં એમથી તેમ ડોલા કાહડી કોઇની શોધમાં ફરતા હોય, તેમ નજર કરતા હતા, અને તેઓમાના કેટલાક દુર ચોગાનમાં, કોઇ સુખી ધણીના સુખમાં સડો લગાડવાની તજવીજ કરતા, તો કોઇ શેતાનની ખસલતનાઓ ધરમઠગના વેશમાં કોઇ નીરદોશ અબલાને પોતાના હવસની જાલમાં ફસાવવા અનેક પ્રકારની હીકમતો લડાવતા હતા. કોઇજ એવા હતા, કે જેઓ ડગલા અને પાઘડી કે ફેંટા ઉપર ફરતા હતા, અને ઘણાક એવા હતા, કે જેઓ પોતાના બાપદાદાનો ખરો પેહરવેશ બદલી મુસલમાનોની મગોલ-કેપ-અને ટરકી કેપ પેહડી ફરતા હતા.

આપણી વાર્તાના આ પ્રકરણમાં, આ સુધરેલી બદીનો સડેલો ચીતાર લંબાણથી રજુ કરવા પુરતી જગ્યા નહી હોવાથી, ત્યાં બનતા કમકમાટ ભર્યા બનાવોને હવે આપણુ લંબાવીશું નહી, સબબ, કોઇ બગચ્યાનાઓને માથે આ વાર્તાનું કદાચ એક મખમલની તોપી મીસાલ બેસતી આવી જશે, તો તેથી આ વાર્તા, તેમને મન જેહર જેવી કડવી, અને કચરા જેવી અનગમતી લાગશે.

મુનલાઇટ બેન્ડની મજાહ ભોગવી પાછાં ફરતાં મેજર જેમ્સ 'મોનજીની'ને ત્યાં હીલ્લા અને જરીને આઇસક્રીમની જ્યાફત આપવા લઇ ગયો

બે ખુબસુરત પારસી બાનુઓ એક સાહેબ સાથે (યાદ રાખવું કે જેમ્સ પોતાના લશકરી લેબાશમાંજ હંમેશ ફરતો હતો.) મોનજીની દુકાનમાં જેવી દાખલ થઇ, કે આજુબાજુની ટેબલ ઉપર બેઠેલાં કેટલાંક

પારસી કુટુંબો તેઓને ફરી ફરી જોવા લાગ્યાં, અને તેજ વખતે હીલ્લાની નજર એક ઓલખીતા પારસી ઉપર પડી.

તે પારસી ઉપર હીલ્લાની નજર પડતાંજ તેણીએ તેને ઓલખ્યો, અને તે પારસીએબી હીલ્લાને તેજ વખતે ઓલખી.

તે કોઇજ નહી પણ રૂસતમ સત્થાનો સોબતી પેલો પેસુ લવંગ્યો, સીંગર કંપનીનો આડતીયો હતો.

તે ભારોભાર હતો, અને તેના પગ ફેરઓ લેતા હતા. તોપણ હીલ્લાને જોતાંજ તેનો અર્ધો દારૂ ઉડી ગયો, અને તુરતજ તે અર્ધો હુશીઆર થાઇ ગયો.

આઇસક્રીમની જ્યાફત પુરી થવા બાદ, જરીએ જેમ્સની સાથ દુકાનની અંદર ફરવા માંડયું. જરી અને જેમ્સથી હીલ્લાને છુટી પડેલી જોઇ, પેસુએ તેણીની આગલ જઇ નમીને પુછ્યું.

'કેમ છો બેન હીલ્લામાય? ગરીબને ઓરખોચ કે?'

હીલ્લાને કાંને પેસુનો અવાજ પડતાંજ તેણીએ ફરીને તેની તરફ જોઇ પુછ્યું. 'કોણ?'

'તમારો સેવક! ભાવેના બેન.' પેસુએ ઘણુંજ ધીમે અવાજે ટુંકમાં કહયું. 'મારાથી તમુને કાંઇ લાભજ થાશે. તમારો પેલો પુનેવાલો રૂસતમ! જોયુ કેની, મારી સાથે કેવો નીમકહરામ થાયો

'તેથી તમે મને શું કેહવા માગોછ?' હીલ્લાએ જરા દમમાંજ પુછ્યું.

'જરા સાંભરો તો ભદુ કેહઉં.' પેસુ ધીમે અવાજે બોલ્યો. 'તમુને તો લાભજ થશે હો કે. બેસતી બહમનશાહ જે રાતે ગુજયરા, રાતે તમે મોગરાના માંડવમાં ભરાઇ બેઠાંતાં! હઉવે! ને હમુને માંડવામાંથી ચીમાઇ ચીમાઇ તમે જોતાંતાં! એ વાત ખરી કે હીલ્લામાય? ચાલો હવે મેં તો તમારી ખાતરી કીદી, કે હું તમારી ભદી વાત જાણુંછ. ટુંકુ ને ટચ, એ કે આવતી કાલે સાંજના પાંચ વાગે, તમે મને 'બેન ઇસટેન'ની પારની પછવારે ગોઠવેલા એકાદ બાંક ઉપર જો મલવાનુ નકકી કરો, તો હું કાંઇ અજબ જેવી તમારા લાભની વાત તમુને કેઉં! હું જાનુચ, કે રૂસતમ ઉપર તમે વેર લેવા માંગોછ. હું તમુને મધદ કરસ. હું તેને ફસાવસ. હું તેને ભટંભ્બે મોકલાવી આપસ. તેની મુઠી મારા હાથમાં છે હીલ્લામાય. હવે બોલો તમે કાલે આવશો કે?'

પેસુની વાત સાંભલી હીલ્લા થોડી લલચાઇ ગઇ ખરી, પણ જરી અને જેમ્સને પોતા તરફ આવતાં જોઇ વધારે વાત લંબાવવાનું તેણીએ દરૂસ્ત ધાર્યું નહી, અને તુરતજ તેણીએ જવાબ દીધો, 'ઠીક છે. કાલે સાંજના રૂર હું તમને મલશ.'

હુરછા પેસુ હીલ્લાની આગળથી, કાંઇ જાણતો નહી હોય તેવુ ડોલ ઘાલી દુકાનમાંથી બાહેર નિકલી ગયો, અને હીલ્લાનો જીવ આવતી કાલને માટે કાળને ડોલે તલપી રેહયો.

રૂસ્તમ સત્થા ઉપર વેર લેવાની તક હાથ કરવા હીલ્લાને નવેસરથી નવી લાલચ પેદા થાઇ. તેણીએ પોતાના આ પુરાના દુશમનનો પીછો હજી છોડયો નહી હતો. પેસુ લવંગ્યા જેવો તેનો સોબતી કેવી રીતે રૂસ્તમને ફસાવવા માંગે છે, તે જાણવા માટે હીલ્લા અધીરી પડી ગઇ હતી, અને બીજે દીવસે સાંજ પડતાંજ બેન્ડ સ્ટેન્ડ આગલની પાર પાછલ ગોઠવેલા બાંકો માહેલા એક બાંક ઉપર હીલ્લા પેસુની રાહા જોતી જઇ બેઠી.

બરાબર પાંચને ટકોરે પેસુ લવંગ્યો દરેક બાંકની તરફ બેઠેલાંને જોતો જોતો અંતે હીલ્લાની આગલ આવી ઉભો.

'બન્દો નમેછ હીલ્લામાય.'

'પેસુ હીલ્લાને નમી અદબથી જે બાંક ઉપર હીલ્લા બેઠી હતી, તેજ બાંકને બીજે છેડે દુરથી બેસી ઠંડે પેટે બોલવા લાગ્યો:—

'તવારે તમે રૂસ્તમને ધિક્કારોછ હીલ્લામાય?'

'નહી, હું તેને ધિક્કારતી નથી. 'હીલ્લાએ તુરતજ જવાબ દીધો. 'તમે જાણોછ! જે લોક પોતાના દુશમનને ધિક્કારેછ, તેઓ સેવટે તેનું ખુન કરવાને અચકાતા નથી. ઉંઘ જેમ મોતનો નાહલ્લો ભાઇ ગણાયછ, તેમ ધિક્કાર ખુનનો નાહલ્લો ભાઇ થાય છે.'

'ઓસે. એવી ફેલસુફી મને મારા પઘમજી બાપે શીખવી નથી.' પેસુ બોલ્યો. 'હું જાનુછ, કે તમે તેને ધિક્કારોછ. તે જો ફાંસી જાય, તે જો ભટંખે જાય, તે જો ભીખારી થઇ જાય, તેની જો ખુવારી થાય, તો તમે દલગીર નહી થાઓ, એ તો વાત ખરી કેની? તમે વચ્ચમાં કંઇ બોલો ના બેન. હું બદું સમજુછ. તમે કોન છેઓ, તે મને ખબર છે. હું તમુને ઓરખુંછ. 'લોલી'મા મેં તમુને પેહલાં જોયાં, તેવારે મેં તમુને ઓરખેલાં નહી, પણ પાછલથી રૂસ્તમે મને બદું કેડલું હોકે! તમે હમુને ખલકનુમાંમાં તે રાતના જોયાં, ને જવારે રૂસ્તમે વીલ અદયલું, તવારે તમે કાં ઉતાં તે મેં તમુને જોયલાં હોકે! રૂસ્તમ તો મુવો આંધરો ઉતો, પણ બન્દાની તો આંખો ચાર ઉતી હીલ્લામાય!'

જાણે પોતાના બાપદાદાના ધીકતા ધંધાની વખાન કરતો હોય, અને તે વખાન કરી કેટલીક મગરૂરી લેતો હોય, તેમ પેસુ ઠંડે કલેજે પોતાના પરાક્રમોની વિગત હીલ્લા આગલ બોલવા લાગ્યો.

'વારૂં તેથી હવે તારે શું કેહવું છે?' હીલ્લાએ તોછડી બની પુછયું.

'મોકાન બદી કેવારે વલી, તેની તમુને ખબર છે?' પેસુ બોલ્યો. 'મોધરાંના માંડવામા તમે પેલુ વીલ લેઇ બરાઇ બેઠાં, 'ને બરાઇને હમુને

જોયા. હમે શું કીદું તે બદું તમે તપાયેસું. હમારૂં બોલવું ચાલવું તમે સાંભયેરૂં, અને પછી તમે માંડવામાંથી નીકરી બંગલામાં ગીયાં. ખરૂં કે! તાં તમે રૂસ્તમને ધંમ ધીદો! તાં તમે વીલની વાત કેહી દીધી! વીલ બનાવટી ઉતું એમ તમે કેયું રૂસ્તમે. તે વીલ બદયેલું તે તમે તમારી આંખે જોયું, એમ તમે ભોયેલા. તમે જે કાંઇ દીઠું તે બદું કેયું. પણ તમે ખોટાં પયરાં; કોઇએ તમારૂં બોલવું માયેનુ નહી. કારણ શું? કારણ એટલુંજ કે તમે કેયું કે ખરૂં વીલ તમારા ખીસાંમાં ઉતું, પણ તમારાં ખીસાંમા કાંઇ વીલ ઉતુંજ નહી! વીલ તો કેથે જતું રેયુંતું.'

પેસુની આ વાત સાંભલી હીલ્લા પોતાના ખીસામાંથી ગુમ થયેલાં વીલનો થોડો થોડો ભેદ હવે સમજવા લાગી.

'વીલ જતું રેયું.' પેસુએ વાત આગલ ચલાવી. 'તેનું નામ નહી રેયું, તેની નીસાનબી નહી રેઇ. તમે કેયું માંડવામાં ઓસે, કે બાગમા ઓસે. પણ માંડવોબી સોયેધો, 'ને બાગબી સોયધો. બદાં જન વચે તમારે બરડે પાણી ઉતયેરૂં, તમારા ભાર વાયેગા, 'ને ઢોસલાં બેઠાં! રૂસતમ તમુને હસવા લાગેગો, 'ને તમુને રડમસ થાઇ ઘેરે જવું પયડું! ખરી વાત કે?'

'વારૂ પછી? આગલ.'

'આગલ ઓટલો, ને રૂસતમની માયનો ચોટલો! પેસુ રૂસતમ ઉપર બહુ ગુસ્સે થાઇ બોલ્યો. 'હું એને છોડનાર નથી. એ સા——ની મુંધી મારા હાથમાં છે.'

'પછી? પછી શું?' હીલ્લાએ ટુંકમાં સવાલ કીધો.

'તવારે વીલનું શું થયું? તે કાં ગીયું?' પેસુ હવે મુલ વાત ઉપર વાત કરવા લાગ્યો. 'મોગરાંનો માંડવો કાંઇ વીલને ખાઇબી નથી ગીયો, 'ને બાગમાંથી પવનને જોરે તે ઉધીબી નથી ગીયું! તે વીલ તો બંન્દાની પાસે છે! તે બીલકુલ સલામત છે. તમે સમયેજાં કે?

'બરાબર! હવે મને સમજ પડી, કે તે વીલ મારાં ગજવાંમાંથી કેમ જતું રેહયું.' હીલ્લાને કાંઇ યાદ આવવાથી તે બોલી. 'તું જ્યારે નાહસી જવા માટે મોઘરાનાં મંડપમાં ભરાયો, ત્યારે તું મારી આગલથીજ દોડી ગયો, પણ અંધારાંમાં તારી નજર મારી ઉપર પડી નહી.'

'નહી, તેમ નહી!' પેસુ હીલ્લાની ભુલ ભાંગી બોલ્યો. 'નજર તો પરી. મેં તમુને જોયાં, પણ અખારા કરી હું તમારી પાછલ ધુસી ગીયો. તમારા ગજવાંમાં, મને કાંઇ લાંબાં કાગજની સફેદ ઘડી જેવું ધેખાયું. તે મેં તમારાં ગજવામાંથી ખેંચી લીદું, 'ને તે ઉપર તમારી નજર પડી નહી! હવે તમે સમયેજાં કે?

'સમજી, સમજી હવે હું સમજી.' હીલ્લાને હવે બરાબર સમજ પડયાથી તે અજબ થાઇ બોલી. 'ખરી વાત. તે કાગજ લાંબું હતું. 'ને તેથી તેનો છેડો મારા ગજવાંની બાહર નિકલી આયો હશે. મેં તે વીલની લાંબી ઘડી કરી મારા ગજવામાં મુક્યું'તું, 'ને તે ઉપર તારી નજર પડી!'

'હવે! જવારે મારી નજર તમારી ઉપર હતી, તવાર તમારી નજર વીલ ઉપર હતી! પણ જવારે મારી નજર તે વીલ ઉપર હતી, તવારે તમારી નજર——

'ધનજીશાહ અને રૂસતમ બાગમા વાતચીત કરતા'તા તેઓ ઉપર હતી,' હીલ્લા બોલી-

'બરાબર.' પેસુએ જવાબ દીધો. 'હવે સરવાલો બરોબર મયલો.'

ત્યારે તે વીલ તારી પાસે છે?'

અલબત! કાંય નહી હોય.' હોય નહી તો જાય કાં?'

'ને તે વીલ મારી પાસથી લેવાનો સબબ શું?'

'તે વીલ તમે બરોબર તપાસી નહી રાયખું, તે સબબથી મેં તે લીદું! 'પેસુએ નફટ જવાબ દીધો. 'પણ ગેઇ વાત હવે ભુલી જાઓ, તમે જો મારી સાથે મલીને કાંમ કરો તો——

'મલીને કાંમ કરૂં! એટલે!' હીલ્લા ચીરડાઇને બોલી. 'પેસુ તું તારી હાલત બીલકુલ ભુલી જાયછ. તું ઓલખેછ હું કોણુની દીકરી છઉ તે?'

'નહી કાંય! બાપેધાડે ઓરખું'છ?'

'ત્યારે એવું કેમ બોલેછ.' હીલ્લાએ કહયું. 'એકલા રૂસતમે મારા બેહસ્તી બાપને ફુસલાવી ખુવાર કીધો, તેથી તું કંઇ નિરદોશ ઠડતો નથી. તું તેનો સોબતી હતો. વાસ્તે જેટલો ગુનેહગાર રૂસતમ છે, તેટલોજ ગુનેહગાર તેનો મદદગારબી ઠડે છે.'

'તેત્રીસે ફરેસતાના, આચ સાંલે આંવાંઇજધ માય છે તેના, 'ને આતસબેરામ બાપના સોગન ખાઇ હું તમુને કેઉછ હીલ્લામાય, કે મારી તેમા કસુર બીલકુલ નહી હતી. 'પેસુ ખોટા સોગન ખાઇ બોલ્યો.' તમે મારી સાથે કાંમ પારસો, તો તમુને તેમાં ફાયધોજ થશે. અરે તે વીલમાં સું સું લયખું'છ તેની કંઇ ખબરબી છે કે?'

'ઘણું થાય તો હું તારી મદદથી, મારા બાપનો જીવ લેનારને જગની નજરમાં ઉઘાડો પાડી, મારૂં વેર લેઉં. બસ એટલુંજ'. હીલ્લા વીચાર કરી બોલી. 'પણ રૂસતમની સાથે તુને શું વાંધો પડયો?'

'અરે એ સા—નો તો ઠાર ધોજખમાં થશે, ને એને જીવતાં જીવત આવડા આવડા કીરા પરસે હીલ્લામાય.' પેસુ, રૂસતમને સેસ ભરવા લાગ્યો. 'મેં એને ખોટું વીલ બનાવવાની હીકમત ધેખારી! એ ધોબીના પથરને શું એ વાત ખબર ઉતી? તે વીલ જવારે વંચાઇ ભદું પસાર થયું, અને ખલક્નુમાનો જવારે એ ફાટી મુવો ધની થાઇ બેઠો, તવારે મને 'નો કોઠાં' કીદો! પણ એ ધની મુવો એમ સમજેછ, કે એના મોતનું ચીઠરૂં મેં ભારી નાયખુંછ. સમજવા ધઓની મારા બાપનુ તેમાં સુંજાયછ? એ બદી મેહનતના બદલામાં મને પાંચ બજાર રૂપરડી આપી, જવારે ઘણો રગજગ થાઇ 'ને મેં અનેકના તારા તોયડા, તવારે બીજાં અરી બજાર આપી, લાત મારી મને બાહાર કાહાયડો' ખલકનુમામાંથી મને ધકકા મરાયવા. કોણુનો ખલકનુમા! હું જો ઓને નહી, તો આજે ખલક્નુમાનો ધની શું એ થતે! પણ બચ્ચા સોરાબ પથાંન અરે ભુયલો રૂસતમ સત્થા! હું બી તારેજ ખરો બરૂચો, કે તારી લાતનો સવાધ તુને ચખાડું! બચ્ચા તુને એવો ગુંધરપાખ ખવાડું, કે તેની ગરમીથી તુને નેસેનેસ રોગ, અને સેરેસેરના નાસુર પરે!'

'વારૂં ત્યારે બહેમનશાહ પોતાનો વારેસ કોણુને ઠેડવી ગીયાં છે, તે વીલમાં તે વાંચ્યું હશેની?' હીલ્લાએ પુછયું.

'ધાંમ કરે કાંમ 'ને બીબી કરે સલાંમ.' પેસુએ હવે છેડા છોડવવાની વાત ચલાવી. 'હીલ્લામાય, હવે મને માફ કરો. મેં તમુને ઘણી ભાતથી જાણીતાં કીદાંછ. હવે બીજી વધારે ખબર જો તમુને જોઇતી ઓય, તો તેના તમુને પઇસા આપવા પરસે.'

'ખલકનુમામાં હું જે કંઇ તે રાતે બોલી'તી, તે બધું હું સાબેત કરી શકું, એટલી મને મદદ કર, 'ને હું તુને વચનથી બંધાઉછ, કે મારા ધનજીશાહ પાસે હું તુને ઘણુ સરસ ઇનામ અપાવશ.' હીલ્લાએ જવાબ દીધો.

'નહીરે બાપ! એ પારકી પંચાતમાં કોન પડે.' પેસુએ કાંન ઉપર હાથ મુકયા. 'ધનજીશાહને છેડી કોન ઉભું રેહ. એક તો તેવન લાહેર પયડા, એટલે ઇનામ તો રેયુ. પણ હાથે પગે ઝાંઝરાં પેરાવે, તો નકામો મારાં બચ્ચાંના મોંનામાંથી જતો રેઉ! મને તો ફકત રોકડા રૂપીઆ જોઇએછ! રૂપીઆ આપો 'ને વીલ લેવો. આએ હાથમાં રૂપીઆ, 'ને આએ હાથમાં વીલ! હું તો વીલ વેચવા બેઠોછ, તમારે તે લેવું છે? બોલો શું આપસો?'

'હું કંઇ કેહી શકતી નથી.' હીલ્લા દલગીર થાઇ બોલી. 'મારી પાસે પઇસા બીલકુલ નથી. પણ હું કંઇ તજવીજ કરૂં. બોલ તું શું લેશે.'

'ધસ હજાર રૂપીયા.' પેસુએ જટ જવાબ દીધો. 'રોકડા હોકે! નોટ બોટ નહી હો!

'મારા ધનજીશાહ શીવાય આએ જગમાં મારૂં બીજું કોઇ નથી, કે જે મને એટલી બધી રકમ ધીરી શકે.' હીલ્લા ધનજીશાહને યાદ કરી બોલી. 'પણ જ્યાં સુધી રૂસતમને ઉંધાડો પાડી, વીલની વીગત હું સાબેત કરી શકું નહી, ત્યાં સુધી એટલી મોટી રકમ મારાથી તેવણ પાસ મંગાય નહી.'

પેસુએ હીલ્લાની વાત ઉપરથી પોતાની ખાતરી કીધી, કે તેણીનું બોલવું બિલકુલ સાફ અને સાચ્ચું હતું.

'તમે જાનતાં નથી ભેન, કે એ વીલથી તમુને કેટલો ફાયદો થશે.' પેસુ બોલ્યો. 'જો હું રૂસતમને એ વીલ ધેખાડૂં, તો પચીસ અજારે તે વેચાતુ લેયે. પણ તેને મને લાત મારીછ. તો તેનો બદલો હું લેવા સારૂંજ તમને ધસ અજારે આપસ. તવારે તમેજ હીસાબ કરોની ભેન, કે મને કેટલું નુકસાન? પંનર અજારની ખોટ ખમવાની મારી ગુનાસ નથી, તો પણ સમયજા. રૂસતમની એક લાત પંનર હજારે મને પડી એમ હું સમજી લેવસ.'

'હું મારા વચનથી ફરૂં તેમ નથી.' હીલ્લાએ ફરીથી પેસુને સમજ પાડી. 'મારા બાપના બોલથી તુંને હું બંધાઉછ, કે તુંને હું ખુશી કરસ. મારી ઉમેદ મારા બાપનું ફરમાન બજાવવાની છે.'

'તવારે સમજો ભેન.' પેસુએ નવી રીત દેખાડી. 'આજે થયો મંગલવાર. આજથી આઠમે દાહડે, એટલે આવતે મંગલવારે તમે મને મારે ઘેરે મલજો. ને તેટલી વખતમાં તમારાથી જેટલાં નાનાં મેલવાય તેટલાં તમે મેલવી તમારી સાથે લેતાં આવજો. બીતાં ના! તમારી સાથે જોઇએ તો તમારા કોઇ ધોસને લેતા આવજો. મને તમારી ઉપર વિસવાસ છે હીલ્લા માય, કે તમે મને ફસાવસો નહી. હું હાલ ઢંકીઢોલના નાકા ઉપર ભે ટાંકી આગલ ઇંધ્રાચોરના ઘેરમાં રેઉછ. મંગલવારે સાંજના સાત વાગે તમે જરૂર આવજો. પણ મને ફસાવો તો નહી કે?'

* * * *

પેસુ અને હીલ્લા, તુરતજ બેન્ડસ્ટેન્ડ ઉપરથી છુટાં પડયાં.

હીલ્લાએ તેજ રાતે ચાલીસહજારની જરી આગલ પેસુ સાથ પોતાને થયલી સરવે વાત જણાવી દઇ, પોતાની તમામ કાંહણી ખોલ્લી કરી કહી, તેણીની મદદ માગી. એમ કીધાથી હીલ્લાની ગંમથી ભરાયલી છાતી ઉપરનો બોજો આપોઆપ ઉચકાઇ ગયો, અને પોતાના જીવને નિરાંત વલી હોય, એમ તેણીને લાગ્યું.

હીલ્લા આવા કટોકટ વખતમાં પોતાના ભાઇ સમાન મીત્ર પેસુ પેન્ટરની મદદ લેવા ભુલી નહી. તેજ દીવસે પેસુ પેન્ટરને હીલ્લાએ એક લંબાણ કાગજ લખી પેસુ લવંગ્યા સાથ વીલ વીશે પોતાને થયલી સરવે ગોઠવણ જણાવી તાકીદે પોતાની મદદે આવવા કાલાવાલા કરી તેને અરજ કીધી.

# પ્રકરણ ૪૨ મું.

—:૦:—

## ચકાસેલો ચંડાલ—ફ્રેનફીવર!

ના તો પેસુ પેન્ટર આવ્યો, કે ના તો તેની તરફથી કાંઇ કાગજ આવ્યું.

હીલ્લાની ચટપટનો પાર રેહયો નહી. દિવસ પાણીના રેલા માફક વહિ જવા લાગ્યા, અને હજી પેસુ પેન્ટર તરફથી તેણીને કાંઇબી જવાબ મલ્યો નહી, એટલે લાચારીએ હીલ્લા, મીઠાંમાસીને મલવા ગઇ.

પણ તેમાબી હીલ્લા નિરાસ થઇ. મીઠાંમાસી નાગપોર નિકલી ગયાં હતા, અને પેસુ પેન્ટર આજે ત્રણ દીવસ થયાં ઘેરમાં આવતો નથી, એવી ખબર પડોસીએ હીલ્લાને આપી.

મેજર જેમ્સ પોતાની મેહેરદાર જરીની ભલામણથી હીલ્લાને પઇસા સિવાય હરેક કિસમની મદદ આપવા તઇયાર થયો હતો, અને જેબી હીલ્લા ફરમાવે તે કરવાને મેજર જેમ્સે પોતાની ખુશી દેખાડી હતી.

'હીલ્લા તમે જે કેહવો તે હું કરવા રાજી છઉં. તમારી મરજી હોય, તો પેસુ લવંગ્યાને ત્યાં જઇ, તેનું ડોબરૂં રંગી, ગરદન મરડી નાખી તે વીલ હું લેઇ આઉ. તમારી મરજી હોય, તો તમારા ધનજીશાહની ગયેલી સુધ હું ઠેકાણે લાવી આપું. તમારી મરજી હોય, તો રૂસતમને ખલકનું-મામાંથી લાત મારી બાહર કાહડી આપુ. તમારે ખાતર તમે જે કેહશો તે હું કરૂં. કાંઇ જોર અજમાવવા જેવું કામ હોય તો તે મને કેહવો, પણ જો કાંઇ દોહડીયાંનું કાંમ હોય, તો તે તો તમારા ધનજીશાહનેજ કેહવો, સબબ આપરે કંઇ વાડી બંગલાના માલેક નથી. આપરો તો ગુજારો બધો આએ પગાર ઉપર.

અંતે મંગલવાર થયો.

અને તે છેડવેલોજ મંગલવાર હતો, કે જે મંગલવારે સાંજના સાત વાગે કંબીડાલ ઉપર આવેલા પેસુ લવંગ્યાના મકાનમાં જવાનું હીલ્લાએ નકી કીધું હતું. સવારની બપોર પડી, અને બપોરની સાંજ પડી, પણ હીલ્લાનો મદદગાર અને સાચો સલ્લાહકાર પેસુ પેન્ટર આવ્યો નહી, અને અંતે હીલ્લા નાસીપાસીથી રઠમઝ થઇ ગઇ.

અગરજો હીલ્લા પોતાના ધણી ધનજીશાહ ઉપર આ બધી વિગત લખતે, તો તે ભલો ધણી હીલ્લાને જોઇતી દરેક મદદ કરતે. એટલુંજ નહી, પણ તે પોતાની હુલ્લડાઇ અને બેવકુફી માટે પોતાની દલગીરી પણ

જણાવતે. પણ હીલ્લાએ તેમ કીધું નહી. ધનજીશાહની મદદ માગવામાં તેણીએ વાજબી ધાર્યું નહી, અને પોતાને થયલા ગેરઇનસાફની યાદ આવતાંજ તેણીએ તે વિચાર માંડી વાલ્યો હતો.

'ધનજીશાહની મદદ વગર હું એ કામ કરવા માગુંછ.' હીલ્લા મનમાં બોલી. 'હું કદીબી તેવણ આગલ હવે જનાર નથી. તેવણે મને બદનામ કીધીછ, ને મારી ઉપર પોતાને ઠગવાનું બોહતાન મુકયુંછ. મને જુઠામાં ખપાવીછ. વાસ્તે જયાં સુધા બહમનશાહ બંગાલીનું ગુમ થયલું વીલ મારા હાંથમાં આવે નહી, ત્યાં સુધી હું તેવણ પાસે જનાર નથી. તે વીલ લેઇનેજ હું મારૂં નિરદોશપણું સાબેત કરવા તેવણ પાસ જવશ.'

અંતે પેસુ પેન્ટર આવ્યો નહીજ. સાડા છ થયા. પેસુ લવંગ્યાને ઘેર જવા માટે ઠેડરેલો વખતબી થયો, પણ હજી તેનું ઠેકાણું મલે નહી.

પણ જવું તો જોઇએ. જવા વગર છુટકોજ નહી હતો. મેજર જેમ્સે હીલ્લાને ઉલટ અને હિંમત આપી, અને અંતે બંને જન પેસુ લવંગ્યાને ઘેર ડંકીડોલ ઉપર જવાને, એક ભાડેની વીકટોરીયા કરી નિકલી ગયાં.

'બેહન હીલ્લા, હવે મનમાંથી ભલતા વિચારો તમે કહાડી નાખો.' જેમ્સે ગાડીમાં વાત ચલાવી. 'ત્યાં ગીયા પછી શું થાયછ' તે પછી બીજી વાત. જોઇયે તો ખરાં કે વાત કેવાં રંગ ઉપર આવેછ.'

અંતે તેઓની ગાડી ડંકીડોલના રસ્તા ઉપર આવી પુગી. મેજર જેમ્સે બે ટાંકી આગલ પેસુ લવંગ્યાએ હીલ્લાને આપેલાં ઠેકાણાં પ્રમાણે ડંકીડોલના રસ્તા ઉપર હજરામ ઇંટાચોરનું ઘેર શોધી કાહડી, હીલ્લાને પોતાની સાથે લેઇ તે ઉપર ચહડી ગયો.

આપણા ઓનરેબલ મી૦ પેસતનજી લવંગ્યા ઘેરમાંજ હતા, તેવણ એકલાજ હતા, અને ગોઠવણ પ્રમાણે તેવણનો વકીલ કે કોઇ દોસ્ત આશનાવ તેવણ સાથે નહી હતા.

તેવણ એકલા એકલાજ મજાહ કરતા હતા.

પોતાની કરણીના ફલ તેવણ ચાખતા હતા. જેવું તેવણે કીધું હતું, તેવું તેવણ ભરતા હતા!

'જરા સબર કરો જેમ્સ.' હીલ્લા દરવાજામાં દાખલ થતાં અચકી બોલી. 'એનો ગુસ્સો ગેયલો લાગેછ! એ તો ઓરડામાં કોઇ સાથે મરાયછ.'

જેમ્સ થોડોવાર ઉભો રહી, પોતાની ખાતરી કરી બોલ્યો. 'અરે મરાયછ કાંહ, એ તો ઓરડામાં એકલો છે. મને લાગેછ કે એનું કોલાજું ગેપ થયુંછ. એ તો બકબકારો કરેછ. તમે અંદર તો ચાલો!'

જેમ્સ હીલ્લા સાથે ઓરડામાં દાખલ થયો, અને પેસુ ઉંધાડે માથે લાંબે લાંબે પગલે ઓરડામાં ફરતો અને તરેહવાર ગાલો દેતો તેઓને દેખાયો હીલ્લા તેનો ઉશ્કેરાયલો ચેહરો, અને લાલચોલ આંખો જોઇ ગભરાઇ જઇ, જેમ્સનો હાથ પકડી ઉભી, અને જેમ્સ પેસુની તરફ ધ્યાનથી જોતો ઉભો.

'અરે તારી ભેનનો ભંનેવી મરે, 'ને તારૂં સાતરે સાત ને સતી-આનાસ થાય, તેં મને લાત મારીછ. નહી! પણ બચ્ચા! હું હવે તુને જો જતો મુકું તો હું મારા બાપનો ધીકરો નહી!' પેસુ લવંગ્યો પોતાના ધ્યાનમાં ને ધ્યાનમાં બકબકતો હતો. તેની નજર જેવી જેમ્સ ઉપર પડી, કે ધીમે અવાજે તેની તરફ જોઇ બોલ્યો, 'આવો શેઠ. બેસો. સુવાનો તો વગ નથી, તમે રેહસો કે જસો? કપરાં કાહારો મારા બાપ! વાત ઘણી લાંબી છે! તમુને જોઇને જાને મેં ખરીવા મુઠી ખાદા હોય, તેમ મારા પેટમાં ટારક પરેછ.'

જેમ્સ હીલ્લાને પોતાની સાથે લેઇ ઓરડામાં એક બાજુએ જઇ ઉભો રેહયો, અને પેસુએ પાછું બકવા માંડયું.

'અરે તારી હીકમત કે મારી હિકમત સા—ચોર! મેં તુંને કેટલો ખટાયવો! ભેહસ બીચારા તાલેવંતાને! જાંબી તેનું રૂવાન પયરૂં હોય, તાં ભેહસ હોજો, ને તાંરો ઠાર સાતસો હાથ ઉંધા લાજખમાં થજો! તે બીચારાને મેં ઠયગો! મેં તુંને ખોટા પાસાથી રમતા સીખયેવો! મેં તુંને એક નોટની બે નોટ કરતાં સીખાવી! મેં તુંને ઘેરમાં રૂપીઆ પાડતાં સીખાયવું, 'ને ખોટું વીલ બનાવવાનીબી મેંજ તુંને યાદ બેવારી. લાવ એકદમ પચીસ હજાર! સા—ચોર! નહી તો હું એકદમ પેલી હીલ્લાને ઘસ હજારે પેલું ખરૂ વીલ વેચી તારાં રૂવાન રખરાવી નાખસ.'

સરજ્યન મેજર જેમ્સે આ દરદીની દુરથી તપાસ કરી લીધી, અને તેજ વખતે પેસુને પીઠ પાછલથી એકદમ પકડી, એક બચ્ચાંની માફક ઉંચકી ઢોલિઆ ઉપર લેટારી, હીલ્લાની સામટી મદદે તેના બંને હાથ અને પગ રૂમાલ વડે એવી રીતે બાંધી લીધા, કે પેસુ જરાબી હીલી કે ઉઠી શકયો નહી.

'આહા! બચ્ચા અંતે તું આએવો ખરો,' પેસુ જેમ્સ તરફ ડોલા કાહડી પડયો પડયો બબડયો. 'પણ જો, કે હવે તુને તન લાકડે હું ચહરાઉંચ કે નહી! તેં મારા હાથ બાંયદા ને પગબી બાંયદા, પણ મારી જભાં તું કેમ બાંદ્વાનો ઉતો! અરે છોર! ઓ ચોર! મારેછ! સીપાઇ!! ઓ વીકાજી મેરજી, મને મારેછ! ઓ તાલેવંતાના વીકા! તારી છોકરીને કેહ કે મને માફ કરે! અરે ઓ વીકાજી! મેં તુને ઠયઘો, 'ને તેથી તારો જીવ ગીયો! ઓ આતસબેરામ બાપ, મારી છાતીમાં આગ બરેચ!! ઓ આવા હજબ

માય! ઓ ભેરામ હજથ!! ઓ ધાતાર ઓરમજ મારી મધદે આવો! ઓ વીકાજી મેરજી, મને ઘોરા ના ગોરકો! ઓ મારા બાપ, મને બચાવ! ઓ મારા ખોધાય—

વાંચનારે જોઇ લીધું હશે, કે પેસુ લવંગ્યો ચસકી ગયો હતો.

પેસુનો આ લવારો બકારો તેના ભેજાં ઉપર ચહડેલી તાપની બીમારીને લીધે હતો, અને પોતાના પાપી અંતઃકરણનો ડંખ, તેનાથી નહી સાંખી શકવાથી, તે બકબકારો કરતો હતો.

'એ શું ખરેખર દીવાનો થયોછ, જેમ્સ?'

'નહી' એને ભેજાંનીતાપ ચહડીછ હીલ્લા.'

'પેસુ! શું છે! મને તું ઓળખેછ કે.' હીલ્લાએ પેસુની નજદીક ઉભી રેહી પુછ્યું. 'યાદ છે કે તેં મને આજે હીયાં શું કામ બોલાવતી તે?'

'કો–કો–કો–કોણ!' પેસુ બોબડો તોતડો થાઇ લડડતી જીભે હીલ્લા તરફ જોઇ ધુજતે અવાજે પાછો બકવા લાગ્યો. 'ઓ મારા બાપના બાપ આવો! તમે કોણ! હીલ્લામાય કે! ધ–ધ–ધનજીશાહના ધણીઆંણી! વીકાજીની ધીકરી! મને મને તમે મારવા આયવાંછ કે! મને મને તમે લુટવા આયવાંછ કે! નહી! નહી! મારી પાસે કંઇ નથી. વીલ તો મારી પાસે છે, પણ તે હું આપનાર નથી. એહ! ઓ મારી માય! ઓ વીકાજી! તારી ધીકરી મારૂં ખુન કરેછ!! ઓ રૂસ્તમ તારો બંનેવી મરે! તારે લીધે, હું ભટમ્બે જાઉછ! નહી નહી. મેં તો રૂસ્તમને મધદ કીદી, મેં કાંઇ વીકાજીનું ખુન નથી કીદું! મેં તો પચાસ રૂપીઆ તેમાંથી લીદા'તા! પણ અરે! એ મારી છાતીમાં શું થાયછ! અરે આગ બરેછ! મારી છાતીમાં આંગ બરેછ! થકકર આવેછ! મને જવા દેઓ! મને માફ કરો! હું તમુને વીલ—આપું——'

પેસુ હવે વધારે હાંફી જવાથી ધીમે અને દબાતે અવાજે બોલવા લાગ્યો.' 'મને માફ કરો. ભટમ્બે ના મોકલો—હું—કારાંપાની જવસ—તો—

પેસુ બોલતાં બોલતાં ઠાકી જવાથી હવે બેભાન જેવી હાલતમાં પડયો. સરજ્યન જેમ્સે તેની નાડ તપાસી, તેને તેવીજ હાલતમા રાખવું દરૂસ્ત ધારી, હીલ્લાને કેહવા લાગ્યો.

'એ બિલકુલ ઠાકી ગીયોછ, વાસ્તે એને એમજ પડી રેહવા દેવો જોઇએ. આહા! એના અંતઃકરણનો ડંખ એને કેવો દુઃખી કરેછ! આદમીનો મોહટાંમાં મોહટો દુશમન તેનું પોતાનું અંતઃકરણ છે!'

'હવે મને કદીબી તે વીલ મલે એમ હું ધારતી નથી!' હીલ્લા દલગીર થાઇ બોલી.

'નહી કાંય મલે.' જેમ્સે જવાબ દીધો 'જેવી રીતે એને તે વીલ તમારી પાસથી લીધુંછ, તેવીજ રીતે કાંય નહી આપરે એની પાસથી તે

વીલ ખોઇએ, હું એની ટેબલ ને પેટી તપાસું છ, તમે મને તેમાં મદદ કરો હીલ્લા.'

તુરતજ જેમ્સે પોતાના ગજવામાંથી મેચીસની એક દાબડી કાહડી કાંડી સલગાવી, ટેબલ ઉપર પડેલું એક નાહનું જેવું 'લેમ્પ' રોશન કરી, તે બતીનાં ઝાંખા ઉજાસ વચ્ચે હીલ્લાની સાથે તેણે શોધ કરવા માંડી.

પેહલાં તો તેઓએ ટેબલનું ખાનું ઉંઘાડી તે માહેલાં સઘરે કાગલો તપાસી જોયાં, અને ત્યાર પછી પેટી ઉંઘાડી તે મધે કપડાંની ઘડીઓમાં અને બીજા સામન વચ્ચે, ચોરાયલાં વીલ વિશે ઘણી તપાસ કીધા બાદ, નાસીપાસ થાઇ તે લોકે ખુનામા પડેલી એક કબાટ ઉંઘાડી. તેમાથી અંતે તેઓને એક કાગજનું બંડલ મલ્યું. જેમ્સે તે ઉંઘાડયું, અને હીલ્લાએ તે બંડલમાં બાંધેલા બીજાં કાગલોમાથી તુરતજ પોતાના ગજવામાથી ચોરાયલું વીલ ઓલખી કાહડયું.

'આએ રેહયું તે વીલ.' હીલ્લાએ તે ઉઘેડી વાંચવા માંડયું. 'હું નીચે સહી કરનાર બહમનશાહ————

હીલ્લા હજી તો આગલ વાંચતી હતી, અને જેમ્સ હજી તો વીલમાં વધુ શું લખેલું છે, તે જોવા જતો હતો, તેટલાં ઓરડાના બારણાં બાહ-રથી કોઇએ જોરથી આંચકો મારી ઉંઘાડી નાખ્યાં, અને તેજ વખતે, પેસુ પેન્ટર ધસારાબંધ ઓરડામાં દાખલ થયો.

ઓરડામાં પેસુ એકલોજ દાખલ થયો નહી. પેસુની પાછલ ધનજીશાહ સોલીસીટર દાખલ થયા, અને હીલ્લાને જોતાંજ તેણે બુમ પાડી:—

'હીલ્લા! મારી હીલ્લા! મને માફ કરજે!'

'હીલ્લાથી થોભાયું નહી. તેણીની છાતીમાં પોતાની ફતેહનો હરખ ગેલ કરી રેહયો હતો. વલી તેવામાં પોતાના વાહલા ધણીને પોતાની નજર સામે ઉભેલો જોઇ તેના શબ્દો સાંભલી, એકદમ તે તેને ભેટી પડી બોલી:-

'ધન! મારા ધન!! આએ રેહયું તે વીલ.'

'વીલ!' ધનજીશાહે અજબ થાઇ પુછયું- 'કીયું વીલ?'

'મારા ગજવામાંથી પડી ગયલું બહમનશાહનું વીલ.' હીલ્લાએ તે વીલ દેખાડી કેહયું 'હવે હું રૂસતમને જુઠો પાડી શકસ. હવે તમે મને નિરદોશ માનશો ધન?'

'ઓ! હું પાપી! હું વેહમી!! મને માફ કર મારા જાન!'

———

# પ્રકરણ ૪૩ મું.

—:o:—

## બહુમનશાના વીલની ખરી વીગત.

પેસુ પેન્ટરને હીલ્લાનુ કાગજ જે દિવસે મલ્યું, તેજ દિવસે હીલ્લાને મલ્યા વગર પેસુ એકદમ ધનજીશાહને શોધી કાહડવા નવસારી નિકલી ગયો, પણ ધનજીશાહનો મેલાપ નવસારીમા નહી થવાથી, તેણે નવસારીની પોસ્ટ ઓફીસમાંથી એવી ખબર મેલવી. કે ધનજીશાહ લાહોર નિકલી ગયા હતા, અને પોતાને નામના સરવે કાગજો, લાહોરની પોસ્ટ ઓફીસમાં મોકલી આપવા નવસારીના પોસ્ટ માસ્તરને તેવણે જણાવ્યું હતું.

આ ખબર મલતાંજ પેસુ પેન્ટર તેજ રાતની મેલ ગાડીમાં રજપુતાના રેલ્વે મારફતે લાહોર ઉપડી ગયો, અને લાહોરમા ધનજીશાહને તેજ દિવસે શોધી કાહડી, હીલ્લાની તમામ હકિકતથી તેવણને જાણીતા કીધા, અને તેજ દિવસે રાતની ગાડીમા ધનજીશાહ અને સીલ્લા પેસુ સાથ મુંબઇ આવવા નિકલ્યાં.

અમદાવાદ મેલ તે દિવસે ધારવા કરતાં વધારે મોડે મુંબઇ આવવાથી. ધારેલે વખતે તેઓ હીલ્લાની મદદે આવી શકયા નહી, જોકે પેસુ પેન્ટર ધનજીશાહ સાથે હીલ્લાની મદદે બરોબર વખતે પુગવાની દરેક ગણત્રી પેહલેથી કરીનેજ પોતે ધનજીશાહની શોધમા નિકલ્યો હતો

પણ પરીણામ કોઇબી રીતે સારૂં આવ્યું નથી, તે આપણે જોયું છે. પેસુની ગેરહાજરીમા મેજર જેમ્સે હીલ્લાને દરેક મદદ આપી તેણીતું કામ પાર પાડયું છે, અને હીલ્લા પોતાના કાંમનુ સેવટ પોતાનેજ હાથે લાવી છે.

“ધી લીલી” તેમજ પોતાની વાહલી મોહોરદાર હીલ્લાને હુંલ્લડાઇથી તજી જવા પછી, ધનજીશાહના પસ્તાવાનો કાંઇ પાર રહયો નહી હતો. તેવણને પોતાની જીંદગી એવી તો ભારી પડવા લાગી, કે દરેક દીવસ તેવણને મન એક પાહાડ જેવો મોટો લાગવા લાગ્યો. નવસારીથી તેવણે પોતાની ધણિઆણી માટે મુંબઇના દરેક છાપામા જાહેર ખબર છપાવી પોતાની મોહોરદારને પાછી મેલવવા માટે ઘણીબી તજવિજ કીધી, પણ તે સરવે ફોકટ ગઇ. નવસારીથી નિકલી ધનજીશાહ લાહોર ગયા હતા. લાહોર જ્યારે પેસુ પેન્ટર, હીલ્લાનું કાગજ લઇ ધનજીશાહ પાસ ગયો, અને પેસુએ જ્યારે સરવે ખરી બીનાથી તેવણને વાકેફ કરી હીલ્લાનું કાગજ દેખાડયું, ત્યારે ધનજીશાહના પસ્તાવાનો પાર રહયો નહી, અને તેજ વખતે પેસુબાના હજારો હજાર ઉપકાર ગાઇ, મુંબઇ આવવા તેવણ એકદમ નિકલી પડયા હતા.

'મેજર જેમ્સ' ધનજીશાહ પોતાનો હાથ લાંબો કરી જેમ્સની આગલ જઇ બોલ્યા. 'માફ કરજો. આજથી વીસ વરસાની વાત ઉપર મારી એક મોહોરદારને ઉઠાવી લેઇ જઇ તમે મને દુ:ખી કીધો 'હતો, પણ આજે તમે મને મારી ગુમ થાયલી મોહોરદાર મેલવી આપી સુખી કીધોછ, વાસ્તે હું તમારો ઉપકાર માનુંછ.'

'એમ કે.' જેમ્સે હસતાં હસતાં ધનજીશાહને શેકહેન્ડ કરી કહ્યું. 'ધનજીશાહ, હું તમુને મુબારકબાદી આપુંછ, કે તમે તમારી મોહોરદાર મેલવવા પામ્યા. ધનજીશાહ શેઠ, અગરજો બધીજ બધીજ પારસણો આએ પારસણ જેવી હોય, તો જરથોસ્તીઓની કેવી બોલબાલા થાય? લે ચાલો, હવે ઘેર જઇ આજની ખુશાલીમાં આપણ બધાં 'જોલીફીકેશન' કરીયે.'

ધનજીશાહે પેસુ લવંગ્યાને સારૂં તુરતજ એક ડોકટરને બોલાવી, તેની સારવાર કરવા તેવણને જણાવ્યું, અને બને તો એકાદ માણસને દરદીની ઉપર દેખરેખ રાખવા, અને તેની માહાવજત કરવા તાકીદ કરી, પોતે હીલ્લા, જેમ્સ, અને પેસુ પેન્ટર સાથ, જેમ્સને ત્યાં ઉતરી પડયા.

ત્યાં બ્રેન્ડી અને સોડા, તથા વ્હીસકીના 'પેગ' ઉપર 'પેગ' લેવાયા. ત્યાં ધનજીશાહ પોતાની આગલી મોહોરદાર જરીને લાંબી મુદતે મલ્યા. ત્યાં હીલ્લા પાસે ધનજીશાહે પોતાના ગુનાહાની માફી ચાહી. ત્યાં જરીએ હીલ્લાની અને હીલ્લાએ જેમ્સ અને જરીની વખાન ગાઇ. ખાના ઉપર નાહનાં જેવાં ભાશણો થયાં, અને સેવટે, મેજર જેમ્સ ખાઇ પીઇ પવનની લેહકીમા લેહર ખાતાં, 'ઇઝીચેર' ઉપર લાંબા થાઇ, પોતાની 'સીગાર' નો છેડો મોહડાંમાં લેઇ ધુમાડો ઉડારવા લાગ્યા.

'ધનજીશાહ મારી છોકરી કેમ છે, 'ને તે કાંહ છે?' જરીએ સવાલ કીધો.

'છે, તે સારીકાની છે. સ્ટેશન ઉપર ઉતરતાં હું તેને પાંડેની ધરમસરામાં ઉતારી આયોછ.' ધનજીશાહે જવાબ દીધો. 'તે આવશે; ધીરાં થાઓ જરબાઇ.'

બીજે દિવસે સહવારના ધનજીશાહ, બહમનશાહ બંગાલીવાલું વીલ એકાંતમાં એકલા વાંચવા બેઠા.

તેમાં સરવે નાંહની મોટી નવાજેશો, બહમનશાહે અસલ માફકજ કરી હતી, અને તેમની બાકી રેહલી સ્થાવર અને જંગમ મીલકતના વારેસના બાબમા નીચલો ફકરો ધનજીશાહે તે વીલમા વાંચ્યો.

'બાકી રેહલી મારી સરવે નાંહની મોટી સ્થાવર અને જંગમ મીલકત, મારા અતી વાહલા, અને પુરાના જાની દોસ્ત વીકાજી મેહરજી તાલેવંતાની સરવેથી નાંહલ્લી છોકરી હીલ્લાને સપુરદ કરવી, અને જ્યાં સુધી મજકુર વીકાજી મેહરજી તાલેવંતની છોકરી ઉંમરમાં આવે, ત્યાં સુધી તે મીલકતના

[illegible] ત્રીકે, બાઇ બાનુબાય નોશીરવાન કુંવરતાનવાલા, તે મરહુમ વીકાજી મેહેરજી તારાપોરવાલાની વડી છોકરી, અને ધનજીશાહ મનજીશાહ સોલી-સીટર, એઓએ વહિવટ કરવો. ઇતીયાદી ઇતીયાદી.

'શીરીન. મને માફ કરજે.' ધનજીશાહ બોલ્યા 'સંસાર સુખને સંભાળથી ભોગવતાં હવે હું શીખ્યોછ, તે 'લેસન' ઘણી મોંઘી કિંમતે હું શીખ્યોછ. ફરીથી હું બહેરો બનસ નહી. ફરીથી હું ફુલ્લડ બનસ નહી, અને ફરીથી તારી ઉપર વેહમની નજરથી હું જોવસ નહી.'

---

# પ્રકરણ ૪૪ મું.

—:૦:—

## ખલકનુમા!

પઇસાના પ્રતાપથી મટોડીના પુતલાંબી પુંજાય છે. પઇસાના જોરે, કાઉના કાવસ અને કાવસશાહ શેઠ, ખરસના ખુરશેદ અને ખરશેદજી શેઠ અને સાધારણ દોરા કે દોરીના દોરાબજી શેઠ બને છે! વળી પઇસાના જોરે, ખાંનબહાદુર અને રાકકરબાહદુર બને છે તે તો જુદા!

ખરૂં જોતાં તો પઇસાને આજે માન છે તેટલું માણસને માન નથી. સરઅવસરે ભરાતી મીજલસમાં જો કોઇ બે ઘોડાની ગાડીમા ધંમધંમ કરતાં આવશે, તો ઘેરધણી ખુરસી પરથી ઉઠી ગજગજ વાંકો વલી તેઓને નમીનમી સલામ કરી, મીજલસમા દોડાદોડ કરી મેલશે! પણ જો કોઇ બીચારો પગે ચાલી આવશે તો ફકત 'આગલ ચાલો સાહેબ' એટલુંજ બોલી, પીડા પતાવશે. પઇસેજ આ જગતમાં પુંજાય છે, અને પઇસે સરવે જન ગતમાં લોટ છે. પઇસેજ ધરમો અને કરમો થાય છે, અને પઇસેજ પઇસાદાર—પાપીઓના પાપ છુપાય છે, અને તેવા પાપી પઇસાદારો, સફેદ વેશમા રાતામાતા પઇ, ધરમઠગને સાચો પેહડી પોતાની ખરી એબને ઢાંકી 'સોલન સાબનના બઇથા' બની જાહેરમાં માનપાન મેલવા ફાવી જાય છે. એ સર્વે ખેલ પઇસાથીજ થાય છે!! એ સર્વે ખેલ પઇસાનોજ!! અને પઇસાનો ખેલ ન્યારોજ છે!

ખલકનુમાની માલેકી રૂસ્તમ સત્થાના હાથમા જવા પછી, રૂસ્તમના રૂસ્તમજી શેઠ થઇ ગયા, અને તેના પાપી પરાક્રમો ઉપર પઇસાનો પરદો ફરી વલવાથી, હજારો એબ ઢંકાઇ ગઇ.

ખલકનુમા પોતાના હાથમા લેતાંજ રૂસ્તમે તેમા મોટો ફેરફાર કરાવી નાખ્યો. મુંબઇથી જાણા રંગારીઓને બોલાવી, તેણે ખલકનુમાને અંદરથી તેમજ બાહેરથી મેહલ જેવો સીંગારી નખાવ્યો.

આવાં બેમુલ ધનનો ઢગલો પોતાના જીભરાયા દીકરાને મળવા છતાં, તેને હમેશાં ઉદાસ અને ફીકરમંદ જોઇ, સુનામાય વરેહવાર વીચાર કરતાં હતા:—

'લોકો કેહછ કે ગરીબીમાં સુખ છે. હું જ્યારે ગરીબ હતી, ત્યારે તવંગર બનવાની ઉમેદમાં રાત દાહડો પડી'તી. હવે જી મારૂં ધણીઆર હોરમજે પાંચ પઇસાની બક્ષિસ કીધી ત્યારે આએ પોરીયો રાત દાહડો વિચાર, વિચાર અને વિચારજ કરીયા કરેછ. એ શાનો વીચાર કરતો હોસે એને શું થતું હોશે, તેની મને કંઇ સમજ પડતી નથી. કાંઇ કહે તો હોય તો તેનો ઇલાજબી થાય! !'

છેલ્લાં પ્રકરણમાં બનેલા બનાવની બરાબર અગીઆર દાહડા પછી ખલકનુમામાં સુનામાય પોતાના દીકરા રૂસતમ સાથ બેઠાં હતાં, તેવામાં કોઇની બે ઘોડાની લેંડો ગાડી કંપાઉંડમાં ધમધમ કરતી દાખલ થઇ. સુનામાય ગાડીનો અવાજ સાંભલી ઉંચી ડોકી કરી જોવા લાગ્યાં; અને રૂસતમનો ચેહરો એકાએક ફીકકો પડી ગયો.

ગાડી કંપાઉંડમાં આવી ઉભી રહી, અને તેમાંથી ધનજીશાહ સોલીસીટર, હીલ્લા, પેસુ પેન્ટર અને પેસુ લવંગ્યો બાહર નીકલ્યાં.

આ હાજીમતાજીમાં પોતાના આગલા સોબતી પેસુ લવંગ્યાને જોઇ રૂસતમ આંખના પલકારામાં સઘલી બીના સમજી ગયો. જે ફીકર તે રાત દાહડો કરતો હતો, તે અંતે ખરી પડી, અને અંતે પેસુ લવંગ્યાએ તેને ફસાવ્યો, એમ તેની તુરતજ ખાતરી થઇ ગઇ.

રૂસતમ જનમથીજ હિચકારો હતો. પણ એવાં હિચકારાઓ જેમ વખતે જીવ ઉપર આવી જબરી હિંમત કરે છે. તેવીજ રીતે રૂસતમ હિંમત કરી પોતાના દુશમનની સાંમે જઇ ઉભો, અને સરૂઆતથી જોવા ફેરવી તેણે વાતો કરવા માંડી.

રૂસતમની આવી કિસમની પાક બેહાઇ જોઇ, હીલ્લા તેની સાંમે જઇ ઉભી. ધનજીશાહે તેણીને આગલ જતી અટકાવવા આડો હાથ દીધો, પણ હીલ્લા તે હાથ ખસેડી નાખી રૂસતમ તરફ જોઇ બોલી:

'રૂસતમ, અંતે મેં મારો બોલ પાલીઓછ. અંતે મારા મરનાર બાપનું ફરમાન મેં બજાવ્યુંછ. બહમનશાહ જંગાલી જે રાતે ગુજરી ગીયા, તે રાતે હું વીલ વિશે જે કાંઇ બોલી'તી, તે મારૂં બોલવું બોલેબોલ સાચ્ચું હોવા છતાં, તું 'ને તારાં બીજાં સગાંઓ તે જુઠું સમજ્યાં'વાં. તેં મારૂં બોલવું હસી કાહડયું'તું. મારી પાસે જે પુરાવો તેં રાતના હતો, તે ગુમાઇ નહીં ગયો'તો, પણ ચોરાઇ ગીયો'તો. પણ આપને આંચ કદી લાગતી નથી. તે પુરાવો મેં અંતે મેલવીઓછ તે જે કાંઇ હું

તે દાહડે રાતે બોલી'તી, તે બોલેબોલ સાબેત કરવા, તારાં પાપી કામોને અંધારાં પાડી જગતને જાહેર કરવા, તુંને એક લુચ્છા જુગારી, છાકટ અને 'ફોરજરી' કરનાર તરીકે સાબેત કરવા, હું આજે હિયાં આવીછ.

'રૂસતમ ભાપ, હવે ચાલો! ગાંસડા બાંએદા નહીં હોય, તો બાંદી તઇઆર થઇ જાજો મારા ભાપ! કારાં પાની નહીં તો સાત વરસનું બંટમ્બું તો છેજ! ભાતીયું પોતીયું બાંદી લેજે હું કે ભાપ.' પેસુ લવંગ્યાએ રૂસતમની મશકેરી કરવા માંડી.

'જુઠા! લબ્બાડ!!' હીલ્લા બોલી. 'પેહલેથી તે છલ્લે સુધી તેં બધી વાત જુઠી સમજાવી. તું કરાંચી ગીયોજ નથી. તું તો મુંબઇમાં—

'હોઇવે, અરે કરાંચી કાંથી જતો'તો.' પેસુ લવંગ્યો બોલી ઉઠયો. 'ઢંકીઢોલ ઉપર મારા ગેરમાં ભરાઇ બેસી કરાંચી ગીયો તો એવું ગાડું ગબડાયેવું. ભચારાં પેલાં સુંનાં જેવાં ઢોસાં સુનામાયનેબી છેતરયરાં. ઇસતીમ્બરની ટીકીટ લીદી, 'ને જે દાહડે ઇસતીમ્બર ઉપડવાની, તેજ દાહડે તેં જવાનો વીચાર માધી વાયલો, 'ને તારી તીકીટ લેઇને જે ધની ગીયો, તેને તેં તારી માયને નામનું કાગજ લખી આપી, કરાંચીથી 'પોસ'માં નખાયવું, તે ભુલી ગીયો કે! માય જાણે મારો ધીકરો દેશાવર વેપાર કરેછ, પણ ધીકરા તો ઢંકીઢોલ ઉપર હાથી દાંતનો વેપાર કરતા'તા! ને પેલી વાત કેઉંકે ભચ્ચા! બેહસ ભચારા તાલેવંતાને. તેનાબી જુગારમાં તનસો રૂપીયા જીતી ખાઇ ગીયો! 'ને પેલી વાત કેઉંકે ભચ્ચા! ધાકાભાઇ મોગરી ચોર, ભમન ભુકકાનો બંનેવી, તેને એક નોટના બે નોટ બનાવી આપવાને બાંને તે નોટ તું ખાઇ ગીયો!! 'ને વરી પેલી વાત કેઉં. ભચ્ચા! પેલી લતીફાના નાચમાં તેનું ઝાંઝર તે ચોરેલું તો! અને પેલી, પેલી વાત કેઉં કે ભચ્ચા———

'રૂસ્તમ. મારૂં કેહવું જરા ધ્યાનથી સાંભલ.' ધનજીશાહ ધીમે અવાજે બોલ્યા. 'તારાં દરેક કામો, તારાં દરેક કરતુક, તારાં દરેક પાપ જાહેર થઇ ગીયાંછ. હું હવે લંબાન કરવા માંગતો નથી. સાંભલ. ખરાં વીલને ઉડાવી નાંખવા, 'ને ખોટાં વીલને ખરાં તરીકે ઠસાવવામાં જે ધણીએ તુંને મદદ કરી'તી, તે પોતે હિયાં તારી સાંમે ઉભેલો છે. હીલ્લાના હાથમાં બહમનશાહનું તે અસલ વીલ પાછું આયુંછ. આએ શખસ સોગંન ઉપર જબાની આપશે, કે જે વીલને આધારે તું બહમનશાહની દોલતનો ધણી થઇ બેઠોછ, તે વીલ કંઇજ નહીં પણ એક ખોટું બનાવટી વીલ છે, અને તું "ફોરજરી"નાં ચાર્જમાં સપડાયોછ. જેવાં હાલ તારા તેવાજ તારા સાથી 'ને મદદગાર રેહમઅલીના થશે. વાત ખરી કે પેસુ?

'ભાપધાપે ખરી.' પેસુ લવંગ્યાએ મશકેરીમાં રૂસતમનું ગેરવવા માંડયું. 'પણ ઓ ધનજીશાહ ભાપ, મારો એમાં કાંઇ હાથ નહીં હતો હોકે! મેં તો રૂસતસનેજ નાજ કેયું'તું, કે એ કાંમ નહીં કરવું. પુ.ા એને એનું મોનું છે. એ જો ના કેય તો મારૂં ખાંસરૂં ને એનું માથું; અરે ભુયલો, મારૂં માથું ને એનું ખાસરૂં? હું તો બીલકુલ નીરદોશ——

'નિરદોશ!!' રૂસતમ દાંત પીસીને ગુસ્સાથી બોલ્યો, 'હું સોગન ઉપર કેહવશ, કે તું પોને એમાં સામેલ હતો. તેંજ એ વાતની પેહલ--પણ કંઇ ફિકર નહી. તમે બધાંજન એકસંપ કરી મને ખુવાર કરવા ને મારી ખરાબી કરવા માંગોછ. જાઓ, તમારીથી જે થાય તે કરો. આએ સીધ્ધો રસ્તો છે. તમારો ને મારો ઇનસાફ કોરટમાંજ થશે.'

'તું કોરટમાં જવા રાજી છે રૂસતમ? હીલ્લા બોલી.

'હા.' રૂસતમે ટુંકો જવાબ દીધો.

'થીક છે.' હીલ્લા બોલી. 'વારેલાં જે લોક વલીયા નથી, તે લોક હંમેશ હારેલાં વલીયાંછ.'

હીલ્લા ધનજીશાહનો હાથ પકડી, તેવણુને દરવાજા તરફ ઘસડવા લાગી, તેટલાં સુનામાય, જે અત્યાર સુધી આ સઘલી વાત સાંભલી ડઘાઇ ગયાં હતાં, તેવણુ હીલ્લાને ગલે વલગી રડી પડી બોલ્યાં:—

'નહી નહી હીલ્લા! મારી માય કરૂં! તું મારે ખાતર એવું કંઇ કરતી ના. મારા દીકરાની ખુવારીથી તુંને એટલો બધો લાભ થનાર નુથી. જે નવું વીલ હોય તે મારે કબુલ છે. તેમા જેમ લખીયું હોય, તેમ તમે કરો. પણ મારા દીકરાને જતો મુકો. મારી ઘડપણની લાકરીને ભાંજી ના નાખ હીલ્લા. મેં કંઇ તારૂં બુરૂં કાધું નથી. ત્યારે તું શું કરવા મારી ખુવારી કરવા માંગેછ. હું તારે પગે પડું; મને માફ કર, 'ને હમુને જવા દે.'

'તમે શાને સારૂં એટલા બધા એના કાલાવાલા કરોછ માય.' રૂસતમે સુનામાય ઉપર બુમ પાડી.

'એનું જરાબી ના સાંભલતી દીકરા!' સુનામાય, હીલ્લાને પગે પડી બોલ્યાં. 'મારી ઉપર મેહરબાની કર. મને માફ કર માય. મને તેં જીવત દાન બખસ્યું એમજ હું સમજસ. એ બધો વાંક મારોજ છે. મેં એને બગાડયો. મેં એને છકાવીયો. મેં એને લાડ લડાવીયો. પણ હું નહી ધારતી'તી, કે લાડથી ઉછરેલાં, 'ને પ્યારથી બગડેલાંઓનું આવું સેવટ આવતું હોશે.'

'એ શખસને લીધેજ મારી આએ હાલત થઇ છે સુનામાય.' હીલ્લા બોલી. 'મારા ધણીએ મને તજી દીધી તે એને લીધે! મારા બાપનો જે જીવ ગીયો તે એનેજ લીધે! એને મારા બાપનું ખુન કાધુંછ. એ મારા બાપનો ખુની છે. તમે એમ ધારોછ કે એને હું માફ કરશ!'

'મારે ખાતર માફ કર.' સુનામાય રડી પડી બોલ્યાં. 'એને સજા કરાવ્યાથી તુને શું ફાયદો થનાર છે? એની ખુવારી થશે, ને હું સદાની રખડી મરશ. મારી આબરૂ જશે. મારાં ખાનદાનને એબ લાગશે. દીકરી હીલ્લા, પેટની આગ કેવી હોયછ, તેની ખબર તુને હમણા નહી, પણ જ્યારે તારે ત્યાં ફરજંદ થશે, ત્યારેજ તું જાણુશે!'

રૂસતમના ગમે એવા પાકકા ઠેરાવ છતાં, તે પોતાની હિંમત જાલવી શકયો નહી, અને હવે તે નાહિંમત બની ટેબલ ઉપર ઉંધે મસ્તકે પડી ડચકાં ખાઇ રડતો હોય, એમ દેખાયો.

'સુનામાય, તમારી આગલ મારૂં કાંઇ ચાલતું નથી. મને તમે લાચાર કીધી.' હીલ્લા લાચાર થાઇ. ખુરસી ઉપર બેસી જઇ બોલી.

સુનાંમાય તેજ વખત બેહોશ થાઇ ગીયાં. રૂસતમ અને ધનજીશાહે તેવણુને ઉંચકી 'સોફા' ઉપર લેટારી હુશીઆર કીધાં.

* * * *

'તમારી મારી ઉપર, ને મારાં માંય ઉપર મોટી મેહરબાની થઇ બેહન હીલ્લા.' રૂસતમે પગે પડી હીલ્લાને કેહયું. 'મેં ઘણું બુરૂં કાંમ કીધુંછ, ને મને તેની સજાબી થઇ ચુકીછ. હું મારાં કામથી પસ્તાઇ તમારી માફી ચાહુંછ હીલ્લા. મારાં કામથી તમારા બાપનુ મોત થશે, એવો મને બીલકુલ ખ્યાલબી નહી ઉતો. બહમનશાહ મામાનુ ખોટું વીલ બનાવવાનું મારા તો ધ્યાંનમાબી નહી ઉતું, પણ તે હિકમત મને આએ લુચ્છા પેસુએ શીખવી, ને જ્યારે મેં તે હિકમત સાંભલી, ત્યારે મારી પાપી લાલચ હું અટકાવી શકયો નહી. હીલ્લા, હવે તમે મારી ઉપર મેહરબાન થાઓ. મારી ઉપર દયા કરો. વાત ખરી છે કે હું તમારી દયાને લાયક નથી, પણ સર્વે કોઇ દયા કરે એવાં ઉદાર હોતાં નથી. દયા એ એક ફરેસ્તાઇ ખસલત છે, ને જે લોક ખરેખર મોટાં અને ઉદાર દીલના હોયછ, તેઓનાજ દીલમા દયાનો જહરો વેહ છે. તમે તેવાજ મોટાં અને ઉદાર દીલનાં છેઓ, વાસ્તે તમારી પાસ હું દયા માગુછ. દયા કરો, ને મને બચાવી લેવો. હું તમારી તાબેદારી કરશ, ને જીવશ ત્યાં સુધી તમારો એ ઉપકાર હું નહી ભુલશ!!'

'ધનજીશાહ શેઠ એ બદ્દી વાત ખોટી છે હોકે.' પેસુ બોલ્યો. 'એને બંટમ્બે જવા ગમતું નથી, તેના એ બદ્દા વાંમાતામા છે. એને જતો મુકશો ના હોકે. ને તમે એને માફ કરો તો ભાઇ સાહાબ, મારે સારૂ લખાવી લેજો, કે મને એ હેરાન કરે નહી!'

'એ મુવા લુચ્ચાની સંગતમાજ મારો સુંના જેવો દીકરો બગડી ખરાબ થાઇ ગીયો.' સુનામાય જેવણુ હમણાજ હુશીઆર થયાં હતાં તેવણુ

બોલ્યાં. 'એ મુવાને મારા ઘેરમાથી એકદમ બાહર કાહડો. એને લાત મારીને કાહડો.'

'વાર છે, સુનામાય વાર છે.' પેસુએ ધનજીશાહની પીઠ પાછલ ભરાઇ જવાબ દીધો. 'હવે આએ ઘેર કંઇ તમારૂં નથી, તે તો અસલ વીલ પ્રમાણે જેનું ઓસે તેનુ થસે. મને એક વખત લાત માર્યાથી શું ફાયધો થયો, કે વલી બીજી વખત બીજી લાત મારવા તમે નીકયલાંછ? મારૂં જવારે કાંમ હતું, તવારે પેસુબા પરથી મરૂં, ને પેસુબા પરથી ધરૂં! ને આજે આવી રીતે બોલોછ? તારે તો 'બરાનડીન,' અને પોતવેન, ને સોડા ને લેમલીટ બોસે બોસે પીવા કેતાંતાં, ને હવે લાત મરાવવા નીકયલાંછ? ધુવા માંગો કે બંદાએ એ બદ્દી વાત સરકારમાં જાહેર કરવાને બદલે આએ લોકનેજ જાહેર કીદી!!!'

'પણ મુવા ચોર! તેમા તેં [illegible] શું કીધો.' સુનામાય બોલી ઉઠયાં. 'મુવો નિમકહરામ. રૂસ્તમને ફસાવતે તો તું જીવતોબી રેહતે કે?'

'નહીજ તો વરી.' પેસુ બોલ્યો. 'એનું મોત તો મારી કમબખ્તી! એ જો ફાંસી જતે, તો હું બટમ્બે જતે! એ જો બટમ્બે જતે તો હું સાત વરસની સજા પામતે! ને એ જો છુટી જતે, તો હુંબી છુટી જતે! માફ કરો બેન, મેંબી કંઇ કાયધાનો અભીયાસ કરેલો છે, હોકે! એ તો ધુવા માંગો, ને કાલને કાલ ફરેસ્તા કરાવજો, કે હીલ્લા માયના હાથમાં તમારી મુંઢી આવી ગેઇ, નહી તો, જોવા જેવું થઇ જતે.'

આ અરસપરસની તાનાજાંની અને તકરાર હજી તો પુરી થઇ નહી હતી, તેવામાં પુલીસ સુપ્રીનતેન્ડંન્ટ મી૦ બોવન બે સીપાઇઓ સાથે પેલા સોલીસીટરના મેનેજીંગ કલારક રોશનઅલીને લેઇ દીવાનખાનામાં દાખલ થયો. પેસુની નજર સહુથી પેહલ્લી રોશનઅલી અને સીપાઇદાદા ઉપર પડી, અને આંખના પલકારામાં તે સઘલો મામલો સમજી ગયો. ધનજીશાહ સુપ્રીનટેન્ડંટ બોવનને જોઇ પાંમી ગયા, કે કાંઇ નવું જુનું બનવાનો વખત આવી લાગ્યો છે [illegible] પુલીસના પાહારા હેઠલ જોતાંજ હેબતી ગયો, [illegible] પોતાના નજર સામે ડરામણા આકારે આવી ઉભેલી જોઇ, એક મોટી ચીસ પાડી, પોતે જ્યાં ઉભો હતો ત્યાંજ તે બેહોશ થાઇ જમીન પર પડયો.

અચાનક અને અચબુચ રૂસતમને શું થયું? દીવાનખાનામાં બેઠાં મયેલાં બઇરાંઓ રૂસતમ તરફ દોડી ગયાં, સુનામાયે પોતાના દીકરાને આવી હાલતમાં જમીન ઉપર પડેલો જોઇ શોરબકોર કરી કલપાંત કરવા માંડયું, અને ધનજીશાહ સોલીસીટર હીલ્લાના કાન ઉપર પડી કેહવા લાગ્યાં. "હીલ્લા હીંમત રાખજે! મને લાગેછ, કે રૂસતમ ઉપર પુલીસની

ધાડ છે. પુલીસે આ મકાનમાં દાખલ થવાની જે હીંમત કીધીછ, તે 'વારંટ' વગર હોય નહી. રેશનઅલીએ સઘલો ભરમ ફોડી દીધેલો જણાયછ."

"ધન, રૂસતમને બચાવો! એને કંઇ થશે તો સુનામાય——"

"એ જીવીને શું કાંદાની નીયાત જમાડવાનો ઉતો? એવાઓ મુવેલા ભલા! કેમકે——"

"મી૦ ધનજીશાહ, હું દલગીર છું, કે તમારી હાજરીમાં મને એક દુખભરી ફરજ બજાવવા આવવું પડીયુંછ. મારી પાસે મી૦ રૂસતમને પકડવાનું—"

"ઓ કોઇ, આવો! કોઇ દોડો! અરે કોઇ ડાકટરને બોલાવોરે! મારો કાજગરો દીકરો—" સુનામાય પોતાની છાતી અને માથું કુટી ધનજીશાહ તરફ જોઇ વિલાપ કરી બોલ્યાં. ધનજીશાહ, રૂસતમને જરા જુનો—"

ખેલ ખલાસ! પુલીસની ધાડ પડેલી જોઇ, રૂસતમ ધાસતી ખાઇ બેહોશ થઇ પડ્યો, અને હેબતની નાશકારક અસર તેના 'હાર્ટ' ઉપર થવાથી તેનુ હાર્ટ એકદમ બંધ પડી ગયું! મરતી વખતે તે પોતાની વાહલી માતા તરફ ડોલા ફાડી જોઇ, કાંઇ બોલવા જતો હતો, પણ તેનાથી કાંઇબી બોલાયું નહી, અને એવી રીતે, તે પોતાની સરજતને શરણ થયો. કરો તેવું ભરો!

ખલકતુમા અંદર રૂસતમના મોત ઉપર કલાપીત ચાલી. મી૦ બોવને ત્યાર પછી બીજુ વારંન્ટ પેલા ભરૂચા પારસી પેસુ લવંગીઆ ઉપર તેજ વખતે બજાવ્યુ, અને તેને સીપાઇઓને સ્વાધીન કરી, મી૦ બોવન તેને પોતાની સાથે લઇ ગયો પાછલથી તે બનાવટી વીલ, બનાવવાનાં કામમાં શરીક હોવા માટે રેશનઅલીની સાથે સેશન કમીટ થયો, અને બંને જન પાંચ પાંચ વરશનાં સખત કેદખાનાની સજા પામ્યા. કરો તેવું ભરો!!

ગરીબ બીચારાં સુનામાયના ગમનો પાર રેહો નહીં. પોતાના એક પુરા, લાડકા, અને જીવ કરતાં વધારે વહાલા દીકરાના મોતનો ગંમ ભુલાય તેમ નહી હતુ. તોપણ પોતાની સરજતને શરણ થવા વગર તેવણુનો કસ્સો ચારો હતોજ નહી.

## સેવટ.

કરે તેવું ભરે!

વાવો તેવું વીણો!

ત્રણ માસ વહી ગયા પછી, બમનશાહ બંગાલીના ખલકનુમા મધે ફરી એક મોટી મીજલસ બમનશાહના સગાં વાહલાંઓની ભેગી મલી. રૂસતમ સત્થાના કામ ઉપર ધનજીશાહ સોલીસીટરે બીલકુલ ઢાંકપીછાડો કીધો. બમનશાહ બંગાલીનું અસલ ખરૂ વીલ વાંચી, સઘલાંને તેમાં લખેલી સરતો પ્રમાણે બમનશાહની દોલતમાંથી ફાલા વેંહચી આપ્યા.

અને એ પ્રમાણે 'બગલમાં છુરી' લેઇ ફરનારાઓનો અંત આવ્યો.

આપણી વાર્તાની નાયકા, હીલ્લાએ બહમનશાહ બંગાલીના વીલ પ્રમાણે તમામ સ્થાવર અને જંગમ મીલકતનો કબજો લીધો, અને ધનજીશાહે તેનો વહિવટ કરવા માંડયો.

ચાલીસહજારની જરી, પોતાના વાહલા મેજર જેમ્સ સાથ પ્યારમાં પડી પરણ્યા પછી, કદીબી દુ:ખી કે દલગીર થઇ નહીં. સરજ્યન મેજર જેમ્સ, મેજરની પદવી ઉપરથી વધી કરનલ થયો, અને સેવટે પોતાની મોટી ઉમરના સબબથી 'પેનશન' ઉપર ગયો. બંન્ને ધણી ધણીઆણી જો કે આજે લગભગ બે પચીસની ઉમરે પુગ્યાં છે, તોપણ તેઓ વચ્ચેનો પ્યાર જેવોને તેવોજ ધાડો છે. જરી ઘરડી થયા છતાં 'દીક્ષનેરી'માંથી મોહડે કરેલા બોલો હજી તે ભુલી ગેઇ નથી, અને હજી તેને એક વાકય બોલતાં બે વખત આઇ. સી. અને યુ. સી. બોલ્યા વગર ચાલતુંજ નથી.

ચીબાવલી સીલ્લા પોતાને લાએક એક જરથોસ્તી સાથ પરણી સુખી થાઇ.

હીલ્લા ધી લીલીમાંથી નિકલી ધનજીશાહ સાથે ખલકનુમામાં જઇ વસી.

હીલ્લાને ત્યાં આજે તેના જેવાજ બે ખુબસુરત બેટા ખલકનુમાના બાગમાં 'બોલબેટ' રમે છે. ધનજીશાહની ઉમેદ તેઓને બેરીસ્ટર બનાવવાની છે, પણ હીલ્લાનો વિચાર કાંઇ જુદોજ છે.

[સમાપ્ત.]

**કે. વાડીયા.**



# હિરાના વેપારી.

ગ્રાંટ રોડ.